અંક ૧ ૧૯૨૯

# વીણા

વાર્ષિક

[illegible]
[illegible] સ્વાગતાર્થે
[illegible] ની નકલે
શ્રીયુત [illegible] ભાવથી
[illegible] સપ્રેમ ભેટ.

તંત્રી
યશવંત સમાજીલાલ પંડ્યા

પ્રકાશક
સાહિત્ય ઉત્તેજક સમાજ અમદાવાદ

અંક ૧ વીણા ૧૯૨૬

વાર્ષિક

ક્રમ

વાર્ષિક



ઓ પરમ ! આકાશમાં આકાર આપીને પૃથિવીએ આ આત્માને મર્યાદિત કર્યો ન હોત, જળ અને પવને ગતિમાન બનાવ્યો ન હોત, તેજે સૃષ્ટિની આગળ સભાન અવતાર્યો ન હોત; તો જીવને આનંદમાં વિલાસ ન હોત, વિલાસમાં સુખદુઃખ ન લાગત, પ્રાણ અને પ્રેરણામાં થાકનો ઓટ ન આવત, કે આજ હૃદયનીચના સદ્ભાવમાં મગ્ન ન રહેત.

ઓ પ્રચંડ ! પૃથિવીની રજરજ ઉડે, આકાશ નજર બાંધે, જળનો હિમપુંજ પ્રવર્તે, અને વાતાવરણનો વિનાશ થાય; પણ પ્રભો ! જ્યાં સુધી અંતરમાં તારૂં નામસ્મરણ શાશ્વત છે ત્યાં સુધી આ આત્મપંથી જીવને અનંતની આશા છે.

અને વિભો ! એ તત્ત્વો વડે અબુધ જડત્વમાંથી લાગણીમય જ્ઞાનમાં, સત્ય કલ્પનાની સુંદરતામાંથી પ્રેમમધુર હૃદયમાં આ ચિરકાળનો યાત્રી વિલીન બનશે. માટે તો બધી જ મર્યાદાએ હું સહેતુક સહી લઉં છું.

ઓ વિરાટ્ ! તારાં વત્સલ નેત્રો સમા સહસ્ર સૂર્યો મને નિમંત્રી રહ્યા છે; અને મારૂં મનપંખી પાંખો ફફડાવી ઉડવા માંડ્યું છે.

ધીમે ધીમે સ્થૂળ ગળી પડે ને
ધીમે ધીમે સૂક્ષ્મની સાન લાધે;
જીવાત્મ જ્યાં જાગ્રતિએ ચડે કે
ઘેરો સ્વયંભૂ વર નાદ વાધે.

અશોક

પમની મ્ન. [illegible] સ્મરણાર્થે
શ્રી [illegible] સમાને
શ્રીયુત [illegible] ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.

૪

# સોનેરી વીજળી

અંતરે આશાના દળ ઉમટે રે
હૈડું નાચે ધરીને હૃપ
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

સુજને હાથે અલૌકિક સોણુલા રે
એના સુખમય મધુરા સ્પર્શ
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

ઉજ્જ્વળ આશાની અમૃત વ દળી રે
દીપે શ્યામ નિરાશા મ હા
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

વિયોગની ઘેરી અંધારી વાટમા રે
વ્હાલા આવે ને ઉડી જાય
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

મોહથી છાયા છવાયા વિશ્વમા રે
ઝળકે રવિશશી પ્રેમળ જ્યોત
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

સૂકે રણુવગડે સ સ રમા રે
ખળક અમૃત રસન સ્રોત
સ્નેહની ચમકે સોનેરી વીજળી રે

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



# કેળવણી અને કળા

મનુષ્યમાં પ્રભુએ વિચારવાની તેમજ લાગણી ધરાવવાની શક્તિ મૂકી છે. તેની ઇચ્છાશક્તિ એ બે શક્તિપરજ રચાઇ છે. પરંતુ બુદ્ધિ-દ્વારા જે શક્તિ ખીલે છે તે સારુ તો મનુષ્યને અવિરત શ્રમ ઉઠાવવો પડે છે, અનેક પ્રકારનું જ્ઞાન મેળવવું પડે છે. આનું કારણ એ છે કે વિચારોનો વિનિમય એવાજ મનુષ્યો વચ્ચે થઇ શકે છે કે જેઓમાં તે સમજવાની અને ગ્રહણ કરવાની શક્તિ હોય છે. ખાસ પ્રયત્નો કર્યા સિવાય, કંઇ દરેક જણ ગણિતશાસ્ત્રના કોયડા ન ઉકેલી શકે અથવા ગહન તત્વજ્ઞાનના ભેદ ન ખોલી શકે. વળી કેટલાક મનુષ્યો તો એવા જડી આવે છે કે જેઓ મહેનત કરતાં પણ એ વિષયો સમજી શકતા નથી. પરંતુ અંતરની લાગણીઓ તો દરેક મનુષ્યને પ્રભુએ આપેલી છે. કોઇકમાં અહંભાવ, લોભવૃત્તિ અથવા ક્રોધની લાગણીઓ દેખાય છે તો કોઇકમાં નમ્રતા, ઉદારતા અને પ્રેમની ભાવનાઓ ખીલી હોય છે. આ સર્વ લાગણીઓ સ્વાભાવિક છે અને આપણા જીવનના ચેતન સાથે તે નિરંતર સ્ફુરી રહી હોય છે. એ લાગણીઓ જન્મથી જ પ્રભુએ દરેક મનુષ્યને આપી છે અને દરેકના સ્વભાવ સાથે તે વણાઇ ગયેલી હોય છે. ચારિત્રનો એ પાયો છે. મનુષ્યના વર્તનની તે પ્રેરણા છેઃ અંતરની લાગણીઓ માનવકર્તવ્યને પ્રેરણા અર્પે છે. બુદ્ધિ તેની દિશાઓ નક્કી કરે છે. લાગણી મનુષ્યના વર્તનનો અંતરાત્મા છેઃ બુદ્ધિ તેનું સ્વરૂપ ઘડે છે. મનુષ્યમાં પ્રેમની લાગણી છે કે ક્રોધની તે જાણવું જેટલું અગત્યનું છે તેટલુંજ અગત્યનું એ છે કે તેનો પ્રેમ પ્રબળ છે કે નિર્માલ્ય. કેળવણી બુદ્ધિને સતેજ કરે છે; પરંતુ તેથીયે વિશેષ અગત્યનું ક્ષેત્ર કેળવણીકારો આગળ પડ્યું છે. તે એ કે માનવહૃદયમાં રહેલી લાગણીઓને જાગૃત કરી તેને સુદૃઢ બનાવવી. કેળવણી બૌદ્ધિક તેમજ ભાવિક હોવી જોઇએ. તેમાં જ્ઞાન તેમજ કલા હોય.

બુદ્ધિવિકાસ અને લાગણીદર્શન બન્ને વસ્તુ પર કેળવણીકારે સરખુ ધ્યાન આપવું જોઇએ અત્યારે કેવળ બુદ્ધિનો એકાંગી વિકાસ થઇ રહ્યો છે અત્યારે તો પરીક્ષાઓ અને પદવીઓ, બૌદ્ધિક સફળતાઓ અને જ્ઞાનનુ પાંડિત્ય—એજ કેળવણીના સાફલ્ય ફળો લેખાય છે. એવા મૌલિક ફળોનો મોહ આપણે છોડવો જોઇએ મનુષ્યના આ એકાંગી વિકાસમાં ત્હેના નાનકડા શરીર પર જ્ઞાનના ભંડારને સાચવવા વિશાળ થતા મગજમાં કુરૂપતા છે કલાની વિકૃતિ છે મનુષ્યની એ વિકૃત આકૃતિનો આપણે સર્વથા ને સર્વદા ત્યાગ કરવો જોઇએ

પરંતુ કેળવણીના સાધ્ય સાથે તેના સાધનો ફેરવાય છે તેથીજ કલાપ્રેરક શિક્ષણની પ્રથાઓ બૌદ્ધિક કેળવણીની પદ્ધતિઓથી જુદી પડે છે બૌદ્ધિક કેળવણી આપવા સારૂ ઇન્દ્રીયોના વિકાસની જરૂર છે, વિચારોને ખીલવવા પડે છે, પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ એ વિચારોને તેના યોગ્ય ક્રમમા ગોઠવવા પડે છે અને અંતે એ સર્વને સ્મરણ પટ પર સંઘરી રાખવા પડે છે કેળવણીની એ પ્રથાઓ અત્યંત ધીમી છે એવી કેળવણીનો મુખ્ય ઉદ્દેશ સંપૂર્ણતા છે અને તેથી જ તેના સાધનોના ઉપયોગમા ધૈર્ય અને એકાગ્રતા જોઇએ છીએ બૌધિક વિકાસના નિયમો હવે વધારે સારી રીતે સમજાતા જાય છે અને તેના સાધનો વધારે પૂર્ણ ને અસરકારક બનતાં જાય છે યુગ યુગના પરિશ્રમને પરીણામે બુદ્ધિક્ષેત્રમા માનવજાતિએ અસાધારણ પ્રગતિ કરી છે અને તેમાંજ એનુ ગૌરવ ઝળકી ઉઠે છે. છતાં એ ક્ષેત્રમા પડેલી અદ્રશ્ય ખાણોને તો આપણે હજી સ્પર્શજ કરી શક્યા છીએ અત્યારે માનવજાતિના વિકાસમા અને તેની પ્રગતિમા મુખ્ય પ્રશ્ન તો એ ઉપસ્થિત થયો છે કે મનુષ્યની બુદ્ધિનો સદુપયોગ થઇ ગયો છે કે દુરૂપયોગ ?

જ્ઞાનપ્રદેશમા માનવજાતિએ પ્રકૃતિપર અસાધારણ વિજયો મેળવ્યા છે અને તેના મદમાંજ અત્યારે તે મત્ત થઇ પડી છે આથી સૈકાઓ થયા બુદ્ધિવિકાસમા જે કંઇ પ્રગતિ થઇ શકી છે તે પર શંકાની દૃષ્ટિઓ ફેંકાય છે તે પ્રગતિને ક્ષુદ્ર લેખવામા આવે છે કેવળ બુદ્ધિ વિકાસમા જ શુ માનવજાતિની પ્રગતિ પૂર્ણ થતી હશે ? જેઓ એ પ્રગતિને થોડે ઘણે અંશે પણ માન્ય કરે છે તેઓ પણ એવા એકાંગી માનવવિકાસના હિતકારક પરિણામો વિષે શંકા દર્શાવે છે યુરોપના

છેલ્લા મહાવિગ્રહે તો આ પ્રશ્નને અત્યંત મહત્ત્વનું સ્વરૂપ આપી દીધું છે. હવે સર્વ કોઈને ભાન થતું જાય છે કે મનુષ્યના સર્વાંગી વિકાસમાં જ ભવિષ્યની આશા સમાયેલી છે. મનુષ્યમાં કેવળ બુદ્ધિનો વિકાસ થાય છે તેથી તેની બીજી શક્તિઓ ખીલતી અટકી પડે છે. જ્યાં સુધી, અનેક શક્તિના ભોગે એકજ શક્તિનો વિકાસ થઇ રહે છે ત્યાં સુધી માનવજાતિના ઉજ્જ્વલ ભવિષ્ય સારૂ આશાઓ રાખવી નકામી છે. બુદ્ધિને યોગ્ય, દિશામાં ખીલવવા જ્યાંથી પ્રેરણાઓ મળી આવે છે તે અંતરની વૃત્તિઓના યોગ્ય અને પૂર્ણ વિકાસમાંજ ભવિષ્યની આશા રહી છે. બૌદ્ધિક શિક્ષણ સાથે જ્યારે કલાપ્રેરક શિક્ષણપ્રથાઓ પણ રચાશે ત્યારે માનવજાતિ પ્રગતિપંથ પર પગલા માંડશે.

સર્વ મનુષ્યના અંતરમાં ઉર્મીઓ અને વિધવિધ લાગણીઓ પ્રભુએ મૂકેલી છે. એ અંતરવૃત્તિઓનું દર્શન અને તેનો યોગ્ય વિકાસ, એમાંજ કલાપોષક શિક્ષણની પર્યાપ્તિ થાય છે. ભાષા જેમ વિચારનો પ્રચાર કરે છે તેમ કલા અંતરવૃત્તિઓને જગાડે છે. અંતરવૃત્તિઓને બાહ્ય સ્વરૂપમાં આલેખી કલા તેનો પ્રચાર વ્યાપક બનાવે છે. જ્યાં કલા તેના પ્રબલ સ્વરૂપમાં પ્રકાશે છે ત્યાં તેના પ્રભાવથી પણ અન્યની અંતરવૃત્તિઓ હચમચી ઉઠે છે. મહાન્ કલાકારમાં જ્યારે પ્રબળ ઉર્મિઓ પ્રગટી ઉઠે છે ત્યારે તેની અસર સ્પષ્ટ અને વ્યાપક હોય છે. શ્રેષ્ટ કલાકાર તેના યુગને અનુસરી સુંદર અને ઉન્નત વૃત્તિઓ અનુભવે છે. તે સુહૃદય હોય છે તેટલો જ કુશળ નીવડે છે. માનવજીવનના ઉન્નત શૃંગો પર તે તેનું સ્થાન મેળવીલે છે અને તે જીવનમાંથી પ્રગટ થતી ઉર્મિઓના પ્રભાવથી તે માનવજાતિમાં એકતા સાધવા પ્રયાસ કરે છે. મહાન્ કલાને સ્વરૂપ તો હોય છે: પરંતુ ઉન્નત કલામાં તો આત્મા પણ વિરાજે છે.

કલાપોષક શિક્ષણ તેના ઉદ્દેશ પ્રમાણે તેની પ્રથાઓ રચી લે છે. તેનો હેતુ ગહન છે એટલે તેનાં સાધનો સૂક્ષ્મ હોય છે. જ્ઞાનપ્રાપ્તિ ગમે તેટલી પૂર્ણ હોય તોય તેથી કંઇ આત્માના ઉંડાણનો સ્પર્શ થઇ શકતો નથી. જ્યાં આગળ મનુષ્યજીવનની શક્તિઓમાં શાંત પ્રવાહના અંતરની ઉર્મિઓના સ્વરબદ્ધ ધ્વનિનો ખળભળાટ નથી ત્યાંજ અંતરાત્માની શક્તિઓ ખીલવા માંડે છે. આપોઆપ કલા

તેના વિકાસ માટે અનુકૂળ વાતાવરણ માંગી લે છે. તે અનુકૂળ વાતાવરણ ત્યારે જ પ્રગટ થાય છે જ્યારે સર્વોત્તમ વિચારો અને સર્વોત્કૃષ્ટ ઉર્મિઓ પૂર્ણ રીતે પ્રકાશી ઉઠે છે. આવા જ સંજોગોમાં જે ઉન્નત વૃત્તિઓનું દર્શન થાય છે તેનો સહૃદય અનુભવ મનુષ્યના અંતરાત્માને થાય છે. આવે સમયે જે વસ્તુમાં ઉન્નત ઉર્મિઓનું પ્રતિબિંબ પ્રગટેલું હોય છે તે વસ્તુ સારૂ મનુષ્યમાં રસવૃત્તિ જાગે છે. આવી ઉન્નત ભાવનાઓનું જ્યાં વારંવાર સ્પષ્ટ રીતે દર્શન થાય છે ત્યાંજ કલાપોષક શિક્ષણ સંભવી શકે છે. એ સાધન જ્યાં છે ત્યાં પરીણામ સહજ હોય અથવા દુર્લભ થઇ પડેઃ તેની અસર પ્રબળ હોય અથવા નિર્બળ નીવડે અને તેનો પ્રભાવ હિતકર થાય અથવા હાનિકારક નીવડે. જેટલા પ્રમાણમાં કલાનું દર્શન ધ્વનિયુક્ત વૃત્તિદર્શનમાં વારંવાર થાય છે તેટલા પ્રમાણમાં તે શિક્ષણની પ્રબળતા વા સ્વચ્છતા અંકાશે. એ કલાનું દર્શન વિધવિધ રીતિદ્વારા થઇ શકે છે. સાહિત્ય, સંગીત, ચિત્રકલા, અભિનયકલા અને શિલ્પકલા. દ્વારા તે કલાદર્શન મનુષ્યની વિધવિધ ઇન્દ્રીયોને ખીલવે છે. એ કલાનો પ્રભાવ જેટલો પ્રબળ હશે તેટલોજ પ્રબળ વિકાસ એ ઇન્દ્રીયોનો થતો જશે. જીવનના સર્વોત્કૃષ્ટ શૃંગો પરથી આવા કલાદર્શનની વિવિધતાને તેના અત્યંત ઉન્નત તથા પ્રબળ સ્વરૂપમાં પ્રગટાવવી એજ ભવિષ્યના શિક્ષણનો પ્રધાન સ્વર રહેશે.

નારાયણ મલકાની



# એકજ પ્રશ્ન.

સલામતી શોધવામાં પુરુષાર્થ હણાય છે એ આપણે ક્યારે સમજશું ?

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

છે

# 卐 અર્વાચીન સ્ત્રીનો પ્રધાનસ્વરઃ 卐

## 卐 પુરૂષનો ધિક્કાર 卐

સાહેલડીઓ હો !

न स्त्री स्वातंत्र्यमर्हति ।

એ વચન નીકળ્યાને આજે સેંકડો વર્ષો વીતી ગયાં છે. મનુ-ભગવાન પુરૂષ હતા અને તેથી ત્હેમણે એ ઉચ્ચાર્યાં. વર્ષો વહ્યાં પણ હજી એ હારમાં વેણ નથી વિસરાયાં અમ આર્યમહિલાઓથી. અને હજી યે જ્યહારે ત્હેના પ્રતિધ્વનિ આજના પુરુષો ગ્રીમે છે ત્હારે વેરના ઝણુણાટે હૈયાના તાર ઉભ્ભી ઉઠે છે કે શું પુરુષ આપણો રક્ષક?

આધુનિક જગતના બે મહાપ્રશ્નોઃ ગરીબાઈ અને સ્ત્રી. ગરીબો તવંગર સ્હામે અને સ્ત્રીઓ પુરુષ સ્હામે પુકાર કરી રહ્યાં છે.

જગતના ઇતિહાસનાં પડ ઉખેડતાં દિલ દાઝે છે. પુરુષની સ્ત્રી તરફની વર્તણુંક જોતાં કંપારી વછૂટે છે. એક અંગ્રેજ કહે છે કે, In the history of humanity as written the saddest part concerns the treatment of women.

આ વિશુદ્ધ સત્યકથન છે. પુરૂષોના આપણી ઉપરના જુલમ એટલે નાદીરશાહ અને નીરોના યે એટલા નહિં. પશુત્વની પ્રતિમા જેવા પુરુષોએ આપણને વિલાસની તૃપ્તિ માટે અને ઘરનું મજૂરકામ કરવા માટે જ રાખી છે. તેમ કરતાં આપણા મનુષ્યત્વનો વિનાશ કર્યો છે.

જગતના સૃજનકાળે સ્ત્રીત્વ જેમાં હશે તે અત્યહારે નષ્ટ છે. આપણો સ્વભાવજ બદલી નાંખ્યો. કહેવાય છે કે સ્ત્રીત્વના ગુણ એટલે લજ્જા, મર્યાદા, સંકોચ., મ્હારો સહુ કોઇને પ્રશ્ન છેઃ સ્ત્રી સર્જાઈ ત્યહારથી જ એવી હતી? હું નથી માનતી. એ પુરુષના પ્રતાપે એવી નમાલી બની ગઈ છે. એ ત્હેની મૂળ પ્રકૃતિ નથી. પુરુષોએ ત્હેમના વિલાસની આડે આવીને ત્હેમનું મનુષ્યત્વ હણ્યું છે. સ્ત્રીના આત્માનો હ્રાસ કર્યો છે. અને આ અપરાધથી મ્હોટો બીજો કિયો હોઈ શકે? પ્રભુના દરબારમાં યે આથી મ્હોટો અપરાધ નથી.

એર! પુરુષો! પુરુષો! હમે અમારી બહુ ખરાબી કરી. શું મળ્યું હમને? હા, પણ હમને તો બધું યે મળ્યું. વગરપૈસે મંજૂર અને વિલાસનું રમકડું.

૨. જગત એક વર્ષે દશ વર્ષની પ્રગતિ સાધે છે.

જગતના દરેક સમાજમાં આપણો પ્રશ્ન આજે વિચારકોને ગુંચવી રહ્યો છે. આજે ઓઓ, હમને યુગ યુગ સુધી દાબી રાખનાર પુરુષના પંજામાંથી છૂટી થવા માગે છે. પારતન્ત્યની બેડી તોડવાના આજ સહુ કોઇ ઓઓ અભિલાષ ને આતુરતા છે.

અને એ યુગનાં પગલાંના પડઘા અંતરિક્ષના ગુંજારવ સરીખડાં સંભળાઇ રહ્યાં છે કે જ્યહારે પુરુષ ઓઓ રક્ષક નહિં પણ રક્ષિત રહેશે. જગતમાં ઓનું સામ્રાજ્ય થશે. અમલા નહિં પણ પ્રબલા પોતાની આગ્યુ વર્તાવીને જગતપર પોતાનું ખરું શાસન ચલાવશે. આશા, શ્રદ્ધા અને સતત કાર્યપરામણતા એ ત્રણ હોય તો કોઇપણ વસ્તુ સાધ્ય છે. ને હમારામાં હશે તો હમને યે મળશે, જે હમે ઇચ્છો છો.

આપણા મહત્ત્વની કેટલી ઉપેક્ષા?

સારી યે સૃષ્ટિના સર્જનમાં આપણી જાતિ (sex)જ બધો ભાગ ભજવે છે. The female is not only the primary and original sex, but continues throughout as the main trunk. Male is a mere afterthougt of Nature. ઉત્ક્રાન્તિશાસ્ત્ર આમ આપણી જાતિની પ્રધાનતા કહે છે. છતાં, અત્યહારે કોણ એ વિચારે છે?

૩. ઇતિહાસ જુઓઃ રામ, યુધિષ્ઠિર, નળ, હરિશ્ચન્દ્ર અને એવા કેટલા યે મહાપુરુષો જડશે જેમણે ઓને હવેખી છે. પુરુષની પ્રમત્ત સત્તાને ચરણે ઓના હૃદયની વ્યથા તેઓ નથી નિરખી શક્યા. સીતા પવિત્ર છે એવી રામને ખાત્રી નહિં હોય? હશે તો એ હોવા છતાં યે એક ધોબીના વચનથી પોતાની વ્હાલી પત્નીને તજવી એ કાર્યને ન્યાય્ય કહેનાર કોણ છે? પહેલાં સ્વજન પછી જ સમાજ.

આ. કવિઓએ આપણને બહુ ખોટી રીતે મ્હલાવી છે. ઓ એટલે દેવીઃ પવિત્રતાની ને પ્રેરણાની ને દયાની ને વાત્સલ્યની. જાણે રમત રમવા બેઠા!

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।

જે હાથ ઝૂલાવે પારણું તે જગત્ પર શાસન કરે

રજકણમાથી રત્ન બનાવે રસિક ચતુર રમણી

'શાણકતનયા' એટલે કે શાણકની માફક પતિની પાછળ મરી જાય ત્હેવી સુ દરતાના છોડ "ની જગતમાં જોડી નથી! જાણે કે પતિની પાછળ અમારે યે વગર મોતે મરવુ'

આ બધુ શુ? ચોકખુ જુઠ્ઠાણું ને દભ છે. શુ આપણે ન્હાના ન્હાના ઢીંગલાઓ છિયે? સ્વિઓ બસ, હવે બધ કરો અમે હવે એમ છેતરાઇએ તેમ નથી માટે વૃથા પ્રશસા હવે જવા દો અને બીજા કાર્યો કરો ઘણા પડયાં છે ત્હમારે કહે અમારા ગુણો વ્યકત નહિ થાય ત્હમે નહિ કહો તો યે સુન્દર છિયે જ ને રહીશુ

ઈ આપણા વ્યાકરણો જૂઓ કહેવતો જૂઓ સુભાષિતો જૂઓ સર્વત્ર પુરૂષનુ જ દષ્ટિબિ દુ પુલ્લિગમ જ બધી વાતો स पण्डित, यस्यास्ति वित्तं અને એવા क य ने स વાળા અસખ્ય શ્લોકો જૂઓ. આખી ગીતામા स થીજ બધી વાતો લખાઇ છે જાણે સ્ત્રી તો અસ્તિત્વમા જ ન હોય!

પુરુષોની વિશેષ વાતો તે જોઇ કે સાભળી જતી નથી શાસ્ત્રાદિ વ્યાકરણ સામા ય વ્યવહાર બધામા સ્ત્રીને બાતલ કોઇ પણ પુરુષ ગુજરાતની અસ્મિના માટે બોલે કે લખે તો હું ગુજરાતનો છુ હું ગુજરાતનો છુ હું ગુજરાતનો છુ એવા જાપની આવશ્યકતા જુએ છે આમા ચોકખો પુરુષનો હુકાર ગાજી ઉઠે છે શુ સ્ત્રીઓ ગુજરાતની નથી? ચડીનો પ્રકોપ પ્રજ્વલિત કરીને હવે એ પુરુષોનો હુકાર જરા ઠેકાણે લાવવો પડશે બ્હેનો! ઘરમાં ત્હમે રધો છો ત્યારે ત્હમારી પાસે તો ઘણા યે અસ્ત્ર શસ્ત્ર હોય છે શા માટે એનો ઉપયોગ કરીને પુરુષોને ભાનમા લાવતા નથી? કે નહિ તો એટલુંજ કરશો તો એમ થી મહાન વિપ્લવ જાગશે અને પછી આપણું સ્વાતત્ર્ય આપણે લઇશુ માટે ઘરમાથી જ શરુઆત કરો. આપણે માટે તો Liberty beigns at home એક જ અઠવાડિયુ આખા યે દેશની સ્ત્રીઓ હડતાલ પાડો અને હિંસાત્મક અસહકાર જાહેર કરો અને જુઓ કે પુરુષો ઠેકાણે આવે છે કે નહિ ત્હમારામાં હિમ્મત જોઇએ

જરા વિષયાન્તર થયું. આ બાબતની યોજના તો હજી હું ઘડું છું એટલે એ વાત આટલેથી જ બંધ કરિયે.

કાયદામાં આપણને કેટલો અન્યાય થયો છે એ તો સર્વ વિદિત જ છે. મનુથી માંડીને આજના ધારાશાસ્ત્રીઓ સુધી. આપણને તો અન્યાય જ.

૩. શિક્ષણનો વિષય. સીતા, દ્રૌપદી, દમયન્તી વગેરે કઇ શાળામાં ભણવા ગઇ હતી કે આપણે ભણવાનું હોય? આપણે તો વગર ભણે આદર્શ ગૃહિણીઓ અને આદર્શ માતાઓ થવાનું. આપણું શિક્ષણ લગ્ન માટે. પરણ્યાં એટલે થયું. પછી આપણે શિક્ષણનું શું કામ? પછી તો ગૃહકાર્ય અને બાળકો ઉછેરવાં એજ આપણાં જીવન. આપણે ન્હાનપણથી જ વ્રત ને ઉપવાસ વગેરે કરવાં. શા માટે? ભાવિ પતિ માટે! અને પછી આપણામાં બીજ વાવ્યાં હોય ત્હેવાં આપણે થઇએ. એમાં શી નવાઇ? આપણે ગુલામીમાં ઉછરીએ તે ગુલામ બનીને રહિયે છિયે.

પુરુષો માટે વ્રત વગેરે કેમ નહિં? એમને આદર્શપતિ થવાની ઉત્કંઠા નહિં. એમને એક ગઇ તો બીજી.

આ આપણાથી નહિં સ્હેવાય. આવાં આવાં શિક્ષણો આપીને પછી બુદ્ધિ ખીલવા ન દીધી અને ઠર્યું-નિયમ બાંધ્યો કે સ્ત્રીમાં બુદ્ધિ નહિં: સ્ત્રીને બુદ્ધિનું શિક્ષણ આવશ્યક નથી-હૃદયનું જ આવશ્યક છે.

આપણે તો વ્રત કે પૌરાણિક કથાઓ ન આવડતાં હોય તો અધમના ગણાય. એક બ્હેનને પ્રસંગવશાત્ એક પુરુષ સંબંધીએ પૂછ્યું કે સત્યનારાયણની કથા જાણો છો? જવાબ મળ્યો: સત્યનારાયણ તો શું પણ ગીતાજી પણ મ્હેં નથી વાંચ્યાં. એ બ્હેનની ઉમ્મર ત્રીશની છે. પેલો તો આશ્ચર્યમુગ્ધજ ઘડીક બન્યો: સ્ત્રી થઇને નથી જાણતાં?

ગૃહિણીનાં આદર્શ તપાસતાં યે સ્ત્રીની શક્તિ કેટલી બધી મપાય છે? પાંચ પાંચ પતિની ચાકરી અને હુકમજ્નેરી સહન કરનાર દ્રૌપદી જેવી સમર્થ સ્ત્રી છે. પાંચ પત્નીને સતાવે કે ત્હેમનો પતિ

લીધે થયાં. પણ હું એકજ પ્રશ્ન પૂછું સારી યે પુરુષ જાતને કે એ મહાભારતો સ્ત્રીને લીધે થયા કે પુરુષના વિષયીપણાને લીધે ? એકજ રંગનાં ચશ્માં પહેરીને વાત કરવી હોય તો મ્હારે પ્રત્યુત્તર નથી જોઇતો. પણ સાચ્ચું ભાખી દેજો. આ ઉત્તરમાં ત્હમારી કસોટી છે.

વળી, કહેશો કે નર કે સ્ત્રી સુન્દર છે એટલે પુરુષ કામી બને છે. તો શું એવાં મહાભારત ન બને માટે અમારે અસુન્દર બનવું ?

આ પ્રશ્નોના ઉત્તર સ્હેલા નથી. પુરુષો ! વિચારજો, મનન કરજો. સત્ય જડશે. ઘડીક ત્હમે પોને પોતાને છેતરશો.

૬. આપણે માટે આર્થિક સ્વાતંત્ર્ય ક્યાં ? પુરુષ કમાઇને લાવી આપે તે ત્હેમને ખાવા માટે તૈયાર કરી આપીને પછી બદલામાં ખાવું ને ઘરની વેઠ લેવી. કારણ ? બીજો રસ્તો નહિ. પુરુષ પૈસા લાવે ત્હારે આપણાથી ખવાય. એ કપડાં લાવે ત્હારે પહેરાય અને એ રાખે તેમ ઢીંગલી માફક રહેવું પડે. આપણાથી પૈસા કમાવાય ? આપણાથી આપણે પૈસે મનગમતું કરાય ! એ તો પુરુષો માટેજ !

જીવ એટલે stagnant ખાબોચીયું નહિ: જીવન એટલે વહેતી નદી. ઘડીએ ઘડીએ નવું વાતાવરણ, નવો પ્રદેશ, નવી વનસ્પતિ, બધી નવીનતા; અને એજ ખરૂં જીવન. આપણે તો એક જ પુરુષની તાબેદારી ઉઠાવવામાં જ ખાબોચિયા જેવું જીવન રાખવું પડે છે.

૭. હવે આપણું કાર્ય: સ્ત્રીઓની વૃત્તિ બદલો, માનસમાં વિપર્યય કરી નાંખો, આપણા સંઘ સ્થાપો, મહાસભા ભરો, રચનાત્મક કાર્યક્રમ ઘડી સ્થળે સ્થળે વિસ્તાર ફેલાવો, સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યનું ભાન જગાવો. હું મ્હારો કાર્યક્રમ ત્હમારી સમક્ષ ધરીશ.

આપણે પુરુષોના તાબામાં, ગુલામીમાં, ક્ષુદ્રવાસનાઓની તૃપ્તિ માટે ક્યાં સુધી રહીશું ? દમણાં તરત આપણે સહીશું પણ એનાં ફળ મીઠાં ઉતરશે. એવો સમય લાવો કે પુરુષ ઝાડી બુહારે અને આપણે નાદિરશાહની અગાસીએથી જોઇને હસીએ અને અંતર તૃપ્ત કરિયે. ત્હમને આ વિચાર ઘડીક ભયંકર ને ક્રૂર લાગશે. પણ એ હૃદયનો જ ઉદ્‌ગાર છે.

કાર્ય હાથમાં લ્યો અને આગળ ધપો. ત્હમારો વિજય છે. ફક્ત એટલું કહેવાનું કે પાછી પ્હાની ના કરશો. ઘેરઘેર વિપ્લવ જગવો. અને

કુમારિકાઓ! તમારાં કૌમારવ્રત પાળી આ કાર્ય કરો. તમારામાં જ સ્ત્રીઓની આશાઓ છે. હું યે કુમારિકા જ છું ને સાથે જ રહીશ. તમારે પરણવું હોય તો શરતો કરીને પરણજો કે પુરુષે બધું સ્ત્રીનું કાર્ય કરવું પડશે. હવે સ્ત્રી રાંધશે નહિં, પાણી નહિં ભરે.

માટે મેદાનમાં પડો. સ્ત્રી જીતવાજ અવતરી છે જગત્માં. નારી-જ્યોતરના નહિં પણ નારીપ્રભા પાથરો કે પુરુષો અંજાઇ જાય ને આપણને બરાબર ઓળખે.

જગત્ની પ્રગતિ આપણે સાધવાની છે. આવતી કાલ આપણી છે એ નક્કીજ છે. It is not in the fighting Male of the race: it is in woman that we have the future centre of Power in civilization. એક અંગ્રેજ આમ સત્ય ભાખે છે.

ગુજરાત, ભારત, એશિયા અને સારૂં યે જગત્ આજે નવીનતા માગે છે; revolution માગે છે. સમાજ, ધર્મ, નીતિમાં, માનવજાત પરિવર્તન માગે છે; stagnation દૂર કરવા માગે છે. અને જગત્ના પડઘા ગુજરાત પણ ઝીલે છે. ગુજરાતનો સમાજ અત્યારે transition ની સ્થિતિમાં છે. થોડા સમયમાં આગળનું નક્કી થઇ જશે.

આજે સ્ત્રી સ્વાતંત્ર્યનો નવો શક શરૂ થાય છે. આજથી સ્ત્રીયુગની શરૂઆત થઇ ગઇ છે.

માટે આપણે એ સર્જનનૂતન મહાઘોષ ઉઠાવો કે:

પુરુષોનો ધિક્ ધિક્ ધિક્કાર!
ધિક્ ધિક્ ધિક્કાર!
ધિક્ ધિક્ ધિક્કાર!

સુલોચના મહેતા



# ગુર્જરીનાં રસગર્જન

સ્વતંત્રાને સૂર ગુર્જર સુરાષ્ટ્ર ગર્જતો,
ગર્જન પેલીતૂર ગીરા ગુર્જરી સર્જતો.

નર્મદ પ્રેમાનન્દ ગાંધીજીનાં રસજીવન,
રસાત્મકોને વૃન્દ ગુંજે ગુર્જરી કુંજવન.

સમુદ્ર ને ગિરિસિંહ કીર કોકિલા મોરલા,
ચેતનવન્તે ચિહ્ને ગુર્જરાણીઓ ગર્વિલા.

નિશંયતાને નાદ સત્નાં તાન જગાવતો,
બહિરંતર ગુજરાત ઉજ્જ્વલ જગ શૃંગારતો.

લલિત

# વિગતાર્થ એ આશા

આખો દિવસ ચાલી ચાલીને કંટાળી આખરે સંધ્યાકાળે હું સમુદ્રતીરે આવી પહોંચી, તો સમુદ્રને કિનારે રંગબેરંગી અસંખ્ય પત્થરો પડ્યા હતા.

કેટલાક પત્થરો જાણે મેઘધનુષ્યના સાતે રંગે રંગેલા હોય એમ લાગતું; કેટલાક વળી કોઇ કલારસિક મયૂરે પોતાના સુંદર પીંછાથી ચિતર્યા હોય એવા દેખાતા હતા; વળી કોઇક પત્થર કોઇ જાણે કપુતરના પદ સ્પર્શથી લાલ બની ગયા હોય એમ ભાસતું. જરા આગળ જતાં કેટલાક પત્થર તો જાણે કોઇ નવયૌવનાએ પોતાની ચંપાની કળી સરીખડી આંગળીઓથી રંગેલા હોય એવા લાગતા હતા.

ઉત્સાહના આવેશથી મેં તે બધા પત્થરો મારા પાલવમાં ભેગા કરી લીધા. ધીમે ધીમે સૂર્ય અસ્ત થયો. હું સાગરતીરે જ બેસી ગઇ. પ્રભાત ક્યારે આવ્યું ને ક્યારે ગયું તેની મને ખબર ન પડી; હું જાગી ત્યારે સૂર્યતેજથી આખો સમુદ્ર રૂપેરી બની ગયો હતો. મેં તરત મ્હારા પત્થરો તરફ નજર કરી તો તે તદ્દન સાદા પત્થર હતા, એક પણ પત્થર ઉપર સંધ્યાકાળે દેખાતો રંગ નહોતો. ધીમે ધીમે દરીઆના મોજાં આવીને એક પછી એક પત્થરને ઘસડી ગયાં. પણ મને તેની પરવા ન્હોતી.

ફરી સંધ્યાકાળ આવી. મારા પગ આગળના પાણીમાં મેઘધનુષ્યના રંગ રેડાયા. મેં તે પાણી મ્હારી હથેળીમાં લીધું તો તેમાં એક પણ રંગ ન જણાયો. ત્યારેજ મને ખબર પડી કે જગતની વસ્તુમાં કોઇ અનનું તેજ નથી: સંધ્યા સમયનો સૂર્યજ તેમને ઘડીભર તેજ આપી અનન્ત અંધકારમાં મૂકી ચાલ્યો જાય છે.

જીવનમાં આશા આવે છે તે નિરાશ કરવાને માટેજ.

વિનોદિની નીલકંઠ




એ માર્ગે નગરલોક ઘણાં જતાંઆવતાં.

ચાંદનીના વ્હેણ જેવો માર્ગ ઉજળો હતો; પણ વચ્ચે વચ્ચે વૃક્ષછાયાના અન્ધકારના ઢગલા પડેલા હતા. એ ડાઘના ઢગલા ખૂંદીને લોક એ ઉજળે માર્ગે ઘણાં યે જતાંઆવતાં. આગળ મન્દિર હતું, ને તેથી યે આગળ મત્યુધામ સમું સ્મશાન હતું. સાંથી આકાશ પાતાળની પાવરીઓ ચ્હડતી–ઉતરતી જગત જોતું.

એ એક ચૈત્રની સન્ધ્યા હતી. ખરૂં પૂછો તો વસન્ત ઉતરતી હતી ને ગ્રીષ્મ બેસતી હતી. દિવસ ને રાત્રીની પેઠે ઋતુઓની પણ એ સન્ધ્યા હતી.

જીંદગીની ઋતુઓનો યે ત્હારે સંગમ હતો.

વૃક્ષો પ્રફુલ્લેલાં હતા. કોયલ બોલતી હતી. પ્રકૃતિએ સૌન્દર્યના વાઘા સજ્યા હતા.

મ્હારી તો તે જાણે નવજન્મની જન્મતિથિ હતી. મૃત્યુનાં ઝેર પી, વમન કરી, જીવનને આરે હું મજીવન પાછો ફર્યો હતો.

ખાલી હૈયાનો, ખાલી મસ્તકનો, લક્ષ્યહીનો હું એ લોકમાર્ગે ત્યારે જતો હતો. વૃક્ષોના પડછાયા મ્હારા ઉપર પડતા ને સરી પડતા. એના ભાર મ્હને લેશે ય ન લાગતા.

હૈયાશૂન્યતાને તેજ કે છાયાના ભાર લાગતા નથી.

હું તો નિજમસ્ત હતો. બ્રહ્મવાદીઓ જેવો નહીં, ત્હો યે હું નિજમસ્ત હતો. કાવ્ય ને ઝાંખરાંના ફૂલબાગ રચવાની, સંસારમાં સ્વર્ગ સ્થાપવાની, બ્રહ્માંડને ઉથલાવવાની તરંગાવલિ. દરિયાવમાં મોજાં ઉછળે છે એમ, મ્હારા અન્તરમાં ઉછળતી. સાગર શો હું દિશાશૂન્ય ને નિજમસ્ત હતો. અસ્તાચળ ઉપર સૂર્ય નારાયણ વિરાજતા. એમની ઉડતી જ્વાલાઓની ઝાલરપાંખોનાં 'તેજપીંછાંઓમાં સુવર્ણવર્ણાં રંગ રંગ રમતાં હું જોતો.

નગરશણગારનારાઓએ વડલાઓની અવનીઅડતી વડવાઈઓ રોપી રોપી કુંજઘટાઓ કીધી હતી ને મહીં બાંક મૂકયા હતા. નગરવિહારીઓની એ વિહારકુંજો હતી. આજે યે એ વિહારકુંજોમાં કોઈ સનકાર જ ન્હોતો વસતો.

પણ આજે મ્હારી આંખ દષ્ટિસૂતી હતી. આંખ દેખતી પણ ન્હોતી દેખતી. મદના હાથી જેવો હું નિજમસ્ત હતો. સૂંઢ ડોલાવતો ડોલાવતો હું વહ્યો જતો હતો.

સૃષ્ટિ સારી હસતી લાગતી. મનુષ્યોના મુખડાં ખીલેલા કમળ જેવા ભાસતા. નવચન્દ્રમાંથી ચન્દ્રિકા વહે ને ત્રિલોકને રંગે તેમ મ્હારા યે અન્તરમાંથી કંઈક આજ વહતું ને વિસ્તરતું ને જગતને રંગતું.

એ આનન્દનો રંગ હતો. મ્હારા આત્મામાંથી આનન્દની ફરફર આજ જગત ઉપર ઉડતી ને વરસતી.

ચિત્રફલક શું આનન્દવર્ણું હૈયું સૌન્દર્યની છબિ ઝીલવા સજ્જ હતું.

કુંજમાંથી અણુદીઠી કોયલ બોલે એવી મન્દિરની ઘંટા વાગી ને હું જાગી ગયો. આંખડલી આભમાંથી ઉતરી ને જગતસૌન્દર્ય નયન ભરીને સન્મુખ ઉભું નિરખ્યું.

વૃક્ષો ઉપરની તેજવલ્લીઓ જોઈ. ઘટામાંના તેજસ્થંભ જોયા. પણ મન્દિરને પગથિયે દૃષ્ટિ ઠરી જ ગઈ. જાણે તેજની કો અણુદીઠ સુવર્ણખીલીએ ત્હેને જડી જ દીધી.

મન્દિરનાં પગથિયાં એટલે દેવની સ્હીડી. કોઈ ચ્હડે છે ને કોઈ ઉતરે છે.

દેવના દર્શન કરીને તે વળતી હતી. મન્દિરપગથિયાં ઉતરતી હતી. કમળની પાંખડીઓ પગથિયે પગથિયે વેરતી હોય તેમ તે પાય ધરતી. ત્હેના અંગઅંગમાંથી એટલામાં આસપાસ કામના ધૂપ પ્રસરતા.

જાણે ચન્દ્રમાની અમૃતકણિકા. જાણે જગતસૌન્દર્યની પ્રતિમા. જાણે ચન્દનીની પૂતળી. એવી તે સુન્દરી હતી. જાણે નવઉગ્યા ચન્દ્રમામાંથી ખરેલું ચન્દ્રફૂલ !

જાણે મન્દિરેથી કામદેવની સહસ્ત્રશિખ આરતી જ ઉતરતી હોય ને એના સૌન્દર્યનાં વિદ્યુત્બાણે મ્હને વીંધ્યો. મ્હને ઘેન ચ્હડયાં

ને મૂર્ચ્છા-આરીઃ ક્ષણેક તો હું ચિત્રવત્ થંભી જ ગયો. પૃથ્વી પરના મનુષ્યે પહેલી વાર ચન્દ્રમા દીઠો હશે ત્હારે જેવા સાનન્દાશ્ચર્યમાં તે ડૂબ્યો હશે ત્હેવા સાનન્દાશ્ચર્યમાં વળી હું ડૂબી ગયો.

મન્દિરશિખરેથી મોર બોલ્યે હું જાગ્યો. . . . . . . . . .

ઘડીક પછી હું સચેત થયો. દેહ્યું ધડક્યું, આંખલડી નાચતી, ભમ્મરો વિલાસહિન્ડોળે ચ્હઢી. અન્તરનાં નિર્મળાં સાનન્દાશ્ચર્યના આરસચોકમાં પડછાયા પડ્યે તે મેલા થયા. અવનીમાંથી સ્વર્ગે સંચરતાં સુરગંગામાં જગજ્જનો જઈ મેલ ઉતારે છે ને ત્હારે તે મેલી થાય છે ત્હેવી અન્તરોર્મિઓ જગતમેલથી મેલી થઈ. . .

હજી તો તે સૌન્દર્યપદ્મ દેવસ્થીડીને પગથિયે જ સૌન્દર્યપાંદડીઓ વેરતું વેરતું કતરતું હતું. . . .

લોચનમાંથી પ્રભાપ્રવાહ વહેતા પેખ્યા, ને ત્યહીં કંઇ કંઇ અદ્દશ્ય દૃશ્ય થતું ભાસ્યું. ત્હેના દેવાપાલવની દરચણીઓમાં કંઇ કંઇ ચરકલડીઓ ઉડતી દીઠી. ત્હેના પયવરની પાટલીઓમાં કંઇ કંઇ પંખીડાંને પાંખો ફડફડાવતાં જોયાં. ત્હેના વદને અમૃતના ફુવારા ઉડતા નિહાળ્યા. ત્યાં એ સૌન્દર્યદર્શનમાં છાયા હતી.

ને એ સૌન્દર્યમાં કાંઇ એટલું જ દેવતત્વ નહોતું.

સૌમ્ય સૂર્યોદયમાંથી સહસા જ્વાળાના ભડકા પ્રગટે છે એમ એ સૌન્દર્યદર્શનમાંથી સહજ જ ત્હારે કામલોલુપતા ભભૂકી ઉઠી. દેહાની ચિતાને ભરી રહી ભડકા નયનમાંથી બ્હાર ઉછળી ઉડ્યા. નિર્મળા હોય જેવાં આત્માનાં સરોવરનાં પાણી એમના ધૂમાડાના ગોટાઓના ઓળાઓથી મેલાં થયાં.

યજ્ઞકુંડની જ્વાળાઓની શિખાએ ચ્હઢીને હવિષ્યાન્ન દેવલોકે સંચરે છે એમ કામવાસનાની જ્વાલાઓને વિમાને ચ્હડીને સુન્દરીના દેહદેશમાં મન ઘૂમી આવ્યું.

જગતની પાર્થિવતામાંથી પડછાયા પડે છે તેમ જગતના જ્યોતિર્બિન્દુઓમાંથી યે પ્રભાકિરણાં વરસે છે; ને એ પડછાયાની પછી ભાનને ધૂવે છે. અન્ધકાર સાચો છે તેમ તેજે સાચાં છે.

ભરી ભરી ફુલછાબ લેઇને હને થઇને એવે દેવની એક પૂજારણ નીકળી. ચન્દનીના વ્હેણુ શા સારા યે નગરમાર્ગે મધ્યમપાતની પૂજારણ

મન્દિર પગથિયે ચ્હડી: જાણે પુરવાસીઓની પ્રેમભક્તિ જ પગથિયાં ચ્હડતી હોય ને!

પાછળ એના ઉડતા પાલવમાંથી પરિમલની પુષ્પસેર ઝરતી ને પૃથ્વીને મઘમઘાવતી. એ પુષ્પનો મઘમઘાટ મ્હારૂં યે હૈયું ભરીને ભભૂકી રહ્યો.

મ્હારા ઉરના અન્ધકારમાં અજવાળાં ઉગ્યાં, ઝાંખરાંના ફૂલમાંડવડા થયા, દુર્ગન્ધને સ્થાને સુગન્ધના ભંડાર ઉભરાયા. એ પરિમલનાં ગુલાબજળમાં આત્મા ન્હાવા લાગ્યો. ઉર ઉપર પડેલા પડછાયા ધોવાયા.

જાગીને જોયું તો વસન્તરંગે રંગેલું જગત નિર્મળું નિર્મળું હસતું હતું. ઉપર નવચન્દ્રમાં અમૃત વર્ષતો.

જગત હરિનો જય ઉચ્ચરતું હતું.

વિલાસની પ્રતિમા શી જાણે હજી તો તે રમતિયાળ વિહારવિલોલ ગતિએ દેવમન્દિરનાં પગથિયાં ઉતરતી હતી.

પુણ્યઆંજી આંખડલીએ એ સૈન્દર્યમૂર્તિમાં યે પછી તો કામપૂતળીને બદલે પૂજ્ય દેવકન્યા જ દીઠી. એને યે અંગે પૂજારણના પરિમળના વાધા હતા.

નગરમાર્ગે બે વિજ્ઞાનશાસ્ત્રીઓ વિદ્દદ્દચર્ચા ચર્ચતા વિચરતા હતા; ને ત્હેમનું એક વિદ્દદ્દવેણુ મ્હારે કાને આવી અથડાયું:

સૂર્યચન્દ્રનાં જેવાં સન્તો અને ફૂલડાં યે પ્રકૃતિબાલકો જ છે; ને એમની યે વીજળીઓનાં કિરણો ને પરિમળનાં સમીરણો નિજનિજનાં જગતમાં સૌરભ ભરતાં ઉડે છે.

પણ એ ફૂલની ફોરમ હતી કે પૂજારણની ફોરમ? મ્હારા પાપભાવના પુણ્યભાવ કીધા તે ફોરમ?

ન્હાનાલાલ દલપતરામ કવિ






સ્વ. રણજીતરામની હીરાની વારતાનું વસ્તુ 'સણી અને મેહાર'ની કચ્છી જૈનકથામાંથી લીધેલું છે. તે વારતા નીચે પ્રમાણે છેઃ

બોખારામાં કોમ મિરઝાઅલી બેગ નામનો પૈસાદાર વેપારી હતો. તેને ઇજ્જત બેગ નામનો એકનો એક દીકરો હતો. તે ગાયન અને કવિનામાં ઘણો હોશીઆર હતો અને વાંસળી ઘણી સુંદર વગાડી શકતો. સોળ વરસની ઉંમરે તે પોતાના નોકર હસનબેગને લઇ હિંદુસ્તાન જોવા નીકળ્યો. દિલ્હીમાં શાહજહાન બાદશાહને મળી, તેની પાસેથી માનપાન પામી તે પોતાના દેશ તરફ પાછો વળ્યો.

પાછા ફરતાં તેણે ચિનાબ નદી ઉપર આવેલા ગુજરાત ગામમાં ઉતારો કર્યો. અહીં તેને તુલા નામના કુંભારની દીકરી સણી સાથે પરિચય થયો. અને તેના પરિણામે બેની વચ્ચે ગાઢ પ્રેમ બંધાયો. ઇજ્જત બેગ ત્યાં જ મુકામ કરીને રહ્યો.

થોડા દિવસે હસનબેગ ગુજરી ગયો. ઇજ્જતબેગ પ્રેમને લીધે બેદરકાર થઇ ગયો. તેનો ઊંટ નાસી ગયો અને બધી દોલત ફના થઇ ગઇ. તે એક ઘેલા ફકીરની માફક ગામમાં રખડતો થઇ ગયો. હવે તે મેહારના નામથી ઓળખાતો.

આ સ્થિતિમાં તેણે તુલા કુંભારને ત્યાં જ નોકરી લીધી. અહીં બન્નેને કાંઇક સાંત્વન મળ્યું પણ થોડા દિવસમાં તેમના પ્રેમની વાત બહાર પડી ગઇ. પોતાની દીકરીને કોઇ અજાણ્યા પરદેશી સાથે પરણતી અટકાવવાને તુલાએ મેહારને નોકરીમાંથી કાઢ્યો અને સણીનો, નાતના એક આબરૂદાર માણસ સાથે, વિવાહ કર્યો.

* ગૂજરાત મહાવિદ્યાલયના પ્રથમવર્ષના અધ્યાપનને અંગે કરેલી નોંધ. 'સણી અને મેહાર'ની કથાનો સાર ૧૯૧૬ના 'ગુજરાતી'ના દીવાળીના અંકમાંથી લીધો છે. રા. વિ. પા.

સુણીએ સ્પષ્ટ કહી દીધું કે પોતે મેઆરને જ વરેલ છે. બીજાને પરણનાર નથી પણ નાતજાતમાં આબરૂ રાખવા માટે સુણીનાં માબાપે કાજીને લાલચ આપીને, સુણીના સ્પષ્ટ ઇનકાર છતાં તેને જોરજુલમથી પેલા છોકરા સાથે પરણાવી દીધી.

તેમ છતાં સુણી એકની બે થઇ નહિ. અને હવે સ્વતંત્ર થઇને તેણે ચિનાબ નદી ઓળંગી હમેશાં રાત્રે મેઆરને મળવા જવાનું રાખ્યું. તે એક પાકા માટીના ઘડા ઊંધા રાખી તરીને નદી ઉતરતી. આવી છાની મુલાકાતોથી તેને વારવા તેના બાપે એક વડીલની મારફત સુણીને શિખામણ આપી. તેને સુણી નીચે પ્રમાણે જવાબ આપે છેઃ

> બધા ! સુણુ તું અલેવા, અલા સુણુ આચાર;
> હિરડી ધરપર ત્રિલા ચિયે, પાઉ પંખ પચાર;
> આક લિખ્યે તી લોડિયાં, ખફ મિઉંતી ખ્વાર.

હે વડીલ બંધુ અલેવા ! મારો આચાર અલ્લા સાંભળે છે. હું તો મારાં નશીબનાં લખ્યાં ભોગવું છું પણ આ દુનિયા નકામી ખુવાર થાય છે.

સુણી સંબંધી આવું કેટલુંક કાવ્ય સાહિત્ય છે. તેમાંનું થોડું જ નીચે આપું છું. સુણી કહે છેઃ

> હિકડયું ન મિઉ ઊનારે, આઉં સરે સિયારે
> તન વિઝાંતી તારમેં, અરવાજો આરે
> પણ મહોબતતી મારે, ફેર મિઉ હિન કુંનમેં ?

કેટલીક સ્ત્રીઓ ઊનાળે પણ પાણીમાં ઉતરતી નથી. પણ હું આ ઠંડા શિયાળામાં જીવના જોખમે પાણીના તાણમાં શરીરને ફેંકું છું. પણ મહોબત મને મારે છે નહિતર આ ધરામાં કોણ પડે ?

> બારો કુન બત્રિય તડ, વડ વડ હેઠ નાંગ;
> માહુ મુલાજો કરી, તિત મ્હોબત જો માંગ;
> કેય મુંહિ જો સાંગ, જુડા પાણીમા પાછી વરાં !

બાર ધરા છે' અને બત્રિસ ટેકરા છે. ટેકરે ટેકરે નાગ છે. પુરુષ પણ મુલાજો કરે-પાછો હઠે ત્યાં મારી મહોબતનો માર્ગ છે. મારો સ્વાંગ, વેશ એવો તે કેવો કે હું પાણીથી પાછી વળું ?

સુણીના પરણેત વરે એક વાર મેણાં માર્યાં તે વિષે સુણી કહે છેઃ

કાલ ડિન કુંભાર, મુકે મોં ચડી મિચણું ડિનું;
નાય ન નિમાજું પડે, ગંધ ન ગંધ્યું ધોય:
સઝે મિંઝ રાતથી, સે પાસા ફેરે પોય.
ઉથી અધિય રાતજો, ઇ કુનિય કારણ રોય;
કડવા વેણુ કસાથા, ઇ મટે ને તો શોય.
એડા કાંધ સધોય, વડ છડેતી વાણુ તરાં.

હાલે આ કુંભારે મને મોઢે ચઢીને મેલું કીધું. તે નહાતો નથી નીમાજ પઢતો નથી. ગંધ અને ગંધાતું ધોતો નથી. સાંજ પડવા સાથે તે એદી સૂવા માટે પાસાં ફેરવે છે. અરધી રાત્રે તે. ઊઠીને હાંડલીને કારણે રડે છે. એ બેવકૂફ કુંભાર મને કડવાં અને કસાણાં વેણુ ચાવી ચાવીને કહે છે તે મારાથી ખમાતાં નથી. એવા વર સાથે મારા બાપે વ્યર્થ સંબંધ સાંધ્યો ! પણ હું તો મારા પ્યારા પતિને માટે વહાણની પેઠે તરું છું.

છેવટે સણીનાં માબાપે દુનિયાની શરમથી ડરીને અને સાચો પ્રેમ ન ઓળખી સણીને મારવાનો પ્રપંચ કર્યો. તેના ઘડાની જગાએ એક એવડોજ બીજો કાચો ઘડો મૂકી દીધો. સણી હમેશની માફક ઘડો લઇ ચાલી અને નદીમાં પડી ત્યાં એ ઘડાએ દગો દીધો. પણ હિંમત ન હારતાં તેણે કહ્યું:

ઘડો ભગો ત ગોરેઓ, છાલ મ ભજે ઘડી,
મુઘાંટો મેઆરજો, સિઘો રયો અય સરી.
વાગો વાર તરી, માન મોં ડિસાં હન ગ્યારજો

આ તરવાના આધારરૂપ ઘડો ભાંગ્યો તો ભલે ભાંગ્યો પણ આ મહોબ્બતનો કળસ જે મેં માથે ઉપાડયો છે તે હે ઇશ્વર ન ભાગે, અને આ મેઆરનો મુઘાટો (મહોબ્બતનો કળસ ઉપાડવાની ઇંઢોણી) તે હવે ભીંજાઇને ભારી સમાન ભારે થઇ છે. હવે આ થોડું ઊંડું પાણી છે તે તરીને માંડ હું મેઆરનું મોઢું જોઇ શકું.

પણ એમ મેઆરનું મોઢું જોવાય તેમ ન હતું. સણી થાકી ગઇ અને કિનારે ન જ પહોંચી. મરતાં મરતાં તેણે કહ્યું:

અખીએ અઝરાયલ ડિઠો, મને વાઝે તો મ્યાર ડ્યાં.

"આંખો સામે અઝરાયલ (મોતના ફિરસ્તા) ને જોઉં છું. મન મેઆર તરફ તણાય છે."

મેઆરે સુણીની બૂમ સાંભળી અને તેણે પણ સુણીને બચાવવા પાણીમાં પડતું મૂક્યું અને બન્ને વહેણમાં બૂડી મર્યાં.

હીરાની વાતમાં પણ હીરા પોતાનાં પીઅરનાં સગાંના વિરોધથી પોતાના હૃદયનાં વલ્લભને પરણી શકી નથી. તે પણ પોતાના વલ્લભને મળવા જવા માટે પાકા માટીના ઘડાને બદલે ત્રાંબાનો ઘડો લઈને નદી ઓળંગીને જાય છે અને એ ઘડો ભૂલથી બદલાઈ જતાં નદીમાં તરતાં જ મરે છે.

આ રીતે વાતની મુખ્ય હકીકત સુણીની વાતમાંથી જ લીધી છે. પણ એ હકીકત હીરાની વાતમાં એટલી સુંદર રીતે બંધબેસતી નથી. મુખ્ય તો વાંધો એ આવે છે કે હીરાની વાતનો કરુણ અંત ઘડો બદલાવાના અકસ્માતથી થાય છે ત્યારે સુણીની વાતમાં સુણીનાં માબાપ રૂઢિ અને વ્યવહારના મિથ્યા આદરથી પોતે ઘડો બદલી નાંખે છે. એ સાદા બનાવમાં જનસમાજની અંધતા ઉપરના કટાક્ષથી જે રસ આવે છે તે હીરાની વાતના અકસ્માતથી આવતો નથી. વળી એક બીજો વાંધો પણ છે. સુણીની વાતમાં પાકા ઘડાને બદલે કાચો મૂક્યો છે અને સુણીને એ વાતની ખબર ન પડે એ સ્વાભાવિક છે. પણ હીરાને ધાતુના ઘડાને બદલે માટીનો ઘડો આવી જાય તેની ખબર ન પડે એ બિલકુલ સંભવિત નથી. લેખકને આવો અસંભવિત અકસ્માત લાવવો પડ્યો છે તેનું કારણ એ છે કે સુણીનાં માબાપ પોતે કુંભાર હતાં તેથી કાચો ઘડો મૂકી શકે એમ હતું પણ હીરાની વાતમાં એમ કરવું શક્ય નહોતું. તેથી તેમા ધાતુના ઘડાને બદલે માટીનો મૂકવો પડ્યો છે અને એ રીતે વાતમાં અસંભવ દોષ આવી જાય છે. પણ આથી આગળ જઈને પણ આપણે એક બીજો વાંધો કહાડી શકીએ. હીરા સંપૂર્ણ સુધરેલી અને કેળવાએલી છે. તેના વર્તનની કોઈને શંકા નહોતી. લખવાને વાંચવાને ફોટોગ્રાફ પાડવાને તે સ્વતંત્ર હતી તો તરવાને માટે પણ વધારે સારૂં સાધન ન રાખી શકી હોત!

પણ હીરાની 'વાતમાં સૌથી મોટો દોષ' એ છે કે હીરા વધારે સંસ્કારી છતાં નીતિમાં સુણીથી ઉતરતી છે. સુણી સરલતાથી પ્રેમ બાંધે છે અને બહાદુરીથી તે સૌને કહે છે. હીરા પોતાનો પ્રેમસંબંધ છાનો રાખે છે અને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવામાં પોતાની બેનની

નણંદને ફોસલાવે છે. પોતાના લગ્નના પતિને છેતરે છે અને તેણે આપેલી છૂટનો દુરુપયોગ કરે છે. અત્યારે પણ સત્ગુણીની સાદી વાત આપણા જનસમાજને બોધદાયક છે ત્યારે હીરાની વાત માત્ર એક ચમત્કારી વાત છે.

રા. કનૈયાલાલ મુંનશીએ પ્રસ્તાવનામાં હીરાની વાતને વખાણી છે. અલબત હીરાની વાતમાં મોંધી અને હીરાનાં પાત્રો બહુ જ સુરેખ આલેખાયાં છે. પણ એકજ જમાનામાં ફોટોગ્રાફો ઉપરથી સંદેશો ઉકેલનારી હીરા, હીરાના હાથમાં રમતી મોંઘી, નદીમાં ચૂંદડી નાખનારો અમલદાર વર્ગ અને ચૂંદડી ઉપરથી રાજકુટુંબમાં ઉત્પાત થશે એવો વહેમ રાખનાર વર્ગ કેમ સંભવે ! આ અસંભવ તો લગભગ દરેક વાતમાં છે એટલે જતો કરીએ તો પણ ઉપરના વાંધા રા. મુનશી ન જોતાં આ વાતને વખાણે છે તેનું કારણ તેમનો પોતાનો શોખ અને મનનું વલણ છે. રા. મુનશીને 'આવેશવાળું' મન અને ચમત્કારી તાત્કાલિક સાહસ બહુ પ્રિય છે એમ એમની નવલકથાઓ ઉપરથી જણાય છે અને એ અંશો બીજી બધી વાતો કરતાં હીરામાં વિશેષ છે.

રામનારાયણ વિશ્વનાથ પાઠક



# ઈલાને

ઈલા! ઘડીક થંભવી જીવન આ વહી જે જંતુ–
વનસ્પતિ તણી અહીં કુદરતે કટોરી કરી,
મહીં મધુર મ્હેકની સુરભિ જો અનેરી ભરી;
અહીં સમીપમાં નચિંત થઇ આવ ને બેસ તું
અને ઉચર એક વાર મુજ લાડનું નામ તું,
–ન થાય તુજ હક્ક એ અવરનો કદી યે જરી–
વળી સ્મરણસોમના સુમન સર્વ આ સંઘરી;
–ગયું જીવન. છો ગયું–જીવન ઝંખીએ આવતું.

અને, તુજ તણો ગણી જીવન કાળ સંભાળજે!
ભવિષ્ય રચજે થઈ પ્રખર આતપે શાન્તિદા
વળી સવિત શી હિમે; સુભગ હાસ્ય ચક્રે બધાં
હજી દુખ નિવારજે; તું મુજ ભાવિ ઉજાળજે.
મુકી છ મુજ મસ્તકે મૃદુલ આ હથેલી સદા
મુકી ત્યમજ તું હજી; ભગિનિ! નિત્ય પંપાળજે.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા



# ગ્રહો વિષે ન્હાનકડી વાત

ઘણે દૂર આકાશમાં સૂર્યદેવ પોતાનો પ્રકાશ ફેલાવતા હતા. તેમનાં પત્નીનું નામ ગોળાર્ધેશ્વરા હતું. તે અતિ સુંદર હતાં. સૂર્યદેવથી તેમને એક સુંદર પુત્રી થઇ હતી. તેમણે એનું નામ પૃથ્વીદેવી રાખ્યું હતું. આ પુત્રી પણ બહુજ રૂપાળી હતી. માતાપિતા બન્ને તેને બહુજ ચાહતાં. પુત્રી તરફના ઘણા પ્રેમને લીધે સૂર્યદેવ વખતોવખત પુત્રીને સાસરે જતા હતા.

ગોળાર્ધેશ્વરાએ તે પછી એક પુત્રને જન્મ આપ્યો. તેની કાન્તિ બહુજ મધુર હતી. એના સૌંદર્યથી મુગ્ધ થઇને માતપિતાએ તેનું નામ ચંદ્રદેવ રાખ્યું હતું. ચંદ્રદેવ શાંત પણ હઠીલા હતા. સૂર્યદેવ સ્વભાવે ઉગ્ર હતા. એક દિવસ ગુસ્સામાં ને ગુસ્સામાં એમણે ચંદ્રદેવને ઘર બ્હાર કહાડી મૂક્યા. ચંદ્રદેવ પિતાનો રોષ ન ગણકારતાં પોતાની મ્હોટી બ્હેન પૃથ્વીદેવીને ત્યાં જતા રહ્યા. એમણે એવી પ્રતિજ્ઞા લીધી કે કોઇ દિવસ પિતાને ઘેર જવું નહિ.

ગોળાર્ધેશ્વરાને પુત્રવિયોગ અતિશય સાલતો, પણ સૂર્યદેવના ગુસ્સા આગળ તે નિરૂપાય હતી. ગોળાર્ધેશ્વરાને બીજા સાત પુત્રો થયાઃ એમના નામ શુક્રકુમાર, મંગળકુમાર, બુધદેવ, બૃહસ્પતિદેવ, શનિકુમાર, યુરેનસસેન અને નેપ્ચુંનસેન હતાં. સૂર્યદેવે પોતાના મોટા પુત્ર તરફના રોષને લઇને આ સાતે પુત્રોને એક ઘણાજ વિદ્વાન તેજોમય નામના ગુરૂને સોંપી દીધાં. પોતાના પુત્રોની ભલામણ કરીને સૂર્યદેવે તેજોમય

ગુરૂ સાથે એમને જ્યોતિ પ્રદેશમાં મોકલી દીધા. આવો સખ્ત ઘા ન સહેવાથી ગોળાર્ધેશ્વરી થોડા વખતમાં મરણ પામી.

૨

જ્યોતિ પ્રદેશ ઘણોજ દૂર આવેલો છે. તે સોહામણો પ્રદેશ છે. તેનાં જંગલો અતિ મોહક છે. તેનાં એક જંગલની વચ્ચે ઘણોજ ભવ્ય મહેલ દીપી રહ્યો છે. આ મહેલને સાત માળ છે અને તે સુવર્ણથી મઢી લીધેલા છે. તેને સાતમે માળ સાત ઓરડા છે, તે ઓરડાઓમાં એકેક સુવર્ણ રત્નજડિત પલંગ બિછાવેલા હતા. એ સાતે પલંગમાં સોનેરી રંગની મખમલની તળાઇઓ તથા તેવાંજ ઓશિકાં હતાં. આ મહેલમાં બધી ચીજો સુવર્ણની હોવાથી એનું નામ સુવર્ણમહેલ રાખવામાં આવ્યું હતું.

સૂર્યદેવના સાતે પુત્રો આ ભવ્ય મહેલમાં તેજોમય ગુરૂ સાથે રહેતા હતા. તેઓ ત્યાં બહુ મઝા ભોગવતા હતા. તેજોમય ગુરૂ એમને ઘણીજ રસિકવિદ્યા શીખવતા અને તે એમણે ઘણા ભાવથી શીખવા માંડી હતી. તેમને એક એવી વિદ્યા શીખવી હતી કે જેથી તેઓ પોતાનું રૂપ ગોળાકારમાં ફેરવી શકતા અને ચકર ચકર ફરતા અદ્ધર રહી શકતા.

આ સાતે ભાઇઓ સ્વરૂપવાન હતા. તેમના દરેકના કપાળમાં એકેક હીરો હતો. તે હીરા જુદા જુદા રંગના હતા. તેમની પાસે તેમના પિતાએ આપેલું એક સુખડનું વિમાન હતું. તેની બાંધણી ઘણીજ આકર્ષક હતી. તેમાં રત્નોનાં ઝુમ્મર લટકાવેલાં હતાં.

સાતે ભાઇઓ ઘણી વખત વિમાનમાં બેસીને અવનવા પ્રદેશોમાં ફરવા નીકળી પડતા. એક દિવસ તેઓ એજ પ્રમાણે ફરવા ગયા હતા ત્યાં તેમની વચ્ચે એક તકરાર ઉભી થઇ. એક ભાઇ કહે કે મારો હીરો વધારે ચળકતો. તો બીજો કહે મારો. શુક્રકુમાર કહે મારો હીરો શ્વેત છે ત્યારે મંગળ કે મારો લાલ હોવાથી માણેક જેવો સુંદર લાગે છે. એટલામાં બુધકુમાર કહે કે તમે બેઉ જણા તકરાર છોડી દો. કારણ કે મારો હીરો તમારા બન્નેના કરતાં ચઢીઆતો છે. જુઓ તો ખરા એ કેવો સોના જેવો પીળો અને ચળકતો છે ! આની રીતે

તકરાર ચાલતી હતી ત્યાં નાનો નેપ્ચ્યુન બોલી ઉઠયો: "ભાઇઓ તકરાર ન કરો અને મારૂં કહેવું સાંભળો." બધા શાંત થયા અને એનું કહેવું ધ્યાનથી સાંભળવા લાગ્યા. તે બોલ્યો: "ભાઇઓ તમારા બધાના હીરા બહુજ સુંદર અને દિવ્ય છે તેમાં શક તો છેજ નહિ, પણ મને એક વખત ગુરૂજી કહેતા હતા કે આપણા એક મોટાભાઇ જેમનું નામ ચંદ્રદેવ છે તે દેખાવમાં આપણા બધા કરતાં વધારે સુંદર છે. વળી એમ પણ કહેતા હતા કે આપણે એક મ્હોટી બ્હેન છે તે પણ બહુ સ્વરૂપવાન છે. આપણા પિતા સૂર્યદેવ ઉગ્ર સ્વભાવના હોવાથી ચંદ્રદેવને કાઢી મૂકયા છે જેથી તે હાલમાં પૃથ્વીબ્હેન પાસે રહે છે. જ્યારે સૂર્યદેવ આપણી બ્હેનને મળવા આવે છે ત્યારે ચંદ્રદેવ સંતાઇ જાય છે અને જ્યારે સૂર્યદેવ જતા રહે છે ત્યારે ચંદ્રભાઇ પોતાનું મુખ બ્હેનને બતાવે છે. આપણી મ્હોટી બ્હેને પોતાની સખી કૌમુદી સાથે ચંદ્રભાઇનાં લગ્ન કરી આપ્યા છે. ભાઇઓ! હું આટલીવાત જાણું છું. તેજોમય ગુરૂએ મને આ વાત જણાવી હતી અને ગુપ્ત રાખવા કહ્યું હતું પણ તમારી લડાઇ વધી પડવાથી આ વાત તમને કહેવાની મને ફરજ પડી." બધા ભાઇઓ આ વાત સાંભળીને બહુજ આશ્ચર્ય પામ્યા અને એક એકની તરફ જોવા લાગ્યા. શુક્રકુમાર, જેમને પોતાના સ્વરૂપનું બહુજ અભિમાન હતું તે, બોલી ઉઠયા: "ચાલો, આપણે બધા આપણાં ભાઇબ્હેનને મળવા જઇએ." નેપ્ચ્યુનસેને કહ્યું: "એ વાત ખરી, પણ આપણે આપણા ગુરૂની રજા લેવી જોઇએ." આથી તેઓ વિમાનમાં બેસીને સુવર્ણમહેલ તરફ પાછા ફર્યા.

૩

આજે સાતે ભાઇઓને હર્ષ માતો નહતો. ઘણા વર્ષના વિયોગ પછી તેઓ પોતાનાં મ્હોટાં ભાઇ અને બ્હેનને મળવા જવાના હતા. તેમને ગુરૂની રજા મળી ચૂકી હતી. તેમણે વિમાનને બહુજ સુંદરરીતે શણગાર્યું હતું અને બધાએ ઘણાંજ આકર્ષક વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં હતાં.

વિમાનમાં બેસીને તેઓ ઘણીજ ઝડપથી પોતાના ધારેલા પ્રદેશમાં આવી પહોંચ્યા. આ પ્રદેશ તેઓએ પહેલીજવાર જોયો. જાત-

જાતના દેખાવોથી એમને બહુજ મઝા પડી. રસ્તામાં તેમને નાના તારાગણો મળવા લાગ્યાં અને એમને પૂછવા લાગ્યા: "તમે કોણ છો? અને આ રાત્રિ પ્રદેશમાં કેમ આવ્યા છો?" તારાઓના તેજથી સાતે ભાઈઓ વિસ્મય પામ્યા અને શુક્રકુમાર બોલી ઉઠ્યા: "ભાઈઓ અમે અહિ પહેલાવહેલા આવીએ છીએ. મહેરબાની કરી અમારા ભાઈ ચંદ્રદેવ તથા પૃથ્વીબ્હેન ક્યાં રહે છે તે અમને કહેશો!" તારાગણોમાંથી એક જણ બોલી ઉઠ્યો: "ઓહો! તમે તેમના ભાઈઓ છો? તમને તો સૂર્યદેવે તેજોમય ગુરૂપાસે મૂક્યા છે, ખરૂં ને! જુઓ, જરા નીચે નજર કરો. આ તમારી પૃથ્વીબ્હેન દેખાય છે તે કેવી સુંદર છે! અને કેવી રૂપેરી સાડી ધારણ કરી છે?" સાતે ભાઈઓ પોતાની મ્હોટી બ્હેનને જોઈને બહુ ખુશી થયા અને ઘણા વર્ષથી છુટા પડેલાં ભાઈ-બ્હેન એકબીજાને ઘણા હર્ષથી ભેટ્યાં. શુક્રકુમારને ચંદ્રદેવ પાસે જવાની બહુ ઉતાવળ હતી તેથી પૃથ્વીદેવી સાથે થોડી વાતો કરીને બધા આગળ વધ્યા. ત્યાં તેઓ એક તેજના સમુદ્રમાં ડૂબી ગયા અને એમની આંખો એ તેજથી મીંચાઈ ગઈ. તેમના પ્રકાશિત હીરાઓ તો એ તેજમાં નિસ્તેજ થઈ ગયા! શુક્રકુમારે પોતાના ભાઈને એકદમ ઓળખી કહાડ્યા અને સૌથી પહેલાં દોડીને ચંદ્રદેવને ભેટી પડ્યા. ચંદ્રદેવે પોતાના ભાઈઓ તરીકે આ નવીન વ્યક્તિઓને ઓળખી. શુક્રકુમારનું સુંદર રૂપ જોઈને ચંદ્રદેવ બહુજ ખુશી થયા અને એમના તરફ એમને બહુજ વ્હાલ આવ્યું. આ પછી ફરીથી મળવા આવવાની આજ્ઞા લઈ સાતે ભાઈઓ જ્યોતિ પ્રદેશમાં પાછા ફર્યા.

૪

એમને જ્યોતિ પ્રદેશમાં આવ્યે અગીઆર વર્ષ થઈ ગયાં હતાં. સાતે ભાઈઓ બધી વિદ્યા શીખી ગયા હતાં અને એમના અભ્યાસનું એકજ વર્ષ બાકી રહ્યું હતું. એક વખત શનિકુમાર, વિદ્યા શીખતાં શીખતાં બહુજ કંટાળો આવવાથી, ગુરૂની સામે થયા. ગુરૂ શાંતપ્રકૃતિના હોવાથી બીલકુલ ગુસ્સે થયા વિના બધાને મ્હેલ બહાર જવાનું કહ્યું. એકની ભૂલથી બધાને ખમવું પડ્યું તેથી તેઓ ગુરૂપર ચીડાયા અને તેમણે નાસી જવાનો વિચાર કર્યો.

પહેલાં તો તેઓએ ચંદ્રદેવ પાસે જવાનો વિચાર કર્યો. પણ ત્યાંથી તેજોમય ગુરુ કદાચ પાછા લઈ આવે એમ ધારીને પોતાના પિતા પાસે જવાનું ધાર્યું. બૃહસ્પતિ જે વિચારશીલ હતા. તેમને પોતાના ભાઈઓનું આ સાહસિક પગલું જરાએ ગમતું નહોતું. તેમણે કહ્યું: "ભાઈઓ ગુરુજીના પુસ્તકમાંથી એક ચીઠ્ઠી મળી છે. તે આપણા પિતાની છે. તેમાં લખ્યું છે કે બાર વર્ષ પૂરાં થયા પહેલાં મારા પુત્રોને મારી પાસે ન મોકલશો. જો તેઓ આ મુકરર કરેલા વખત પહેલાં આવશે તો હું તેમને મારી મિલ્કતમાંથી બરતરફ કરીશ. પણ જો તેઓ બારવર્ષ પૂરા થયા પછી આવશે તો હું તેમને અકલ્પિત સુખ આપીશ." એ બાબતમાં તમારું શું કહેવું છે? કાંઈ પણ સાહસ કરતાં પહેલાં આપણે વિચાર કરવો જોઈએ."

શુક્રકુમાર ઘણુંજ ઉતાવળીઆ સ્વભાવના હોવાથી બધા ભાઈઓને તેમણે ઉંધી સલાહ આપી. બધા ભાઈઓએ વગરબોલ્યે મોટાભાઈની આજ્ઞા માની અને પોતાના વિમાનમાં બેસી સૂર્યદેવ તરફ પ્રયાણ કર્યું.

સૂર્યદેવ જે પ્રદેશમાં રહેતા હતા તેનું નામ ઉષ્ણપ્રદેશ હતું. તે ઉજ્જડ હતો. ત્યાં આનંદ આપે એવી કોઈ પણ ચીજ નહોતી. સાતે ભાઈઓ નીકળ્યા તો ખરા પણ અર્ધે રસ્તે આવતાંજ તેઓ કંટાળી ગયા. સૂર્યદેવે પોતાનાં ઉષ્ણકિરણો ચારે તરફ ફેલાવ્યાં હતાં તેથી ઉષ્ણ પ્રદેશ હંમેશ કરતાં વધારે વિકટ ભાસતો. સાતે ભાઈઓ બહુજ નિરાશ થયા. તેમનાથી પાછા જવાય એમ પણ નહોતું. ગુરુજીના રોષની એમને બહુ ધાસ્તી હતી. પિતા પાસે જતાં પણ એમના ક્રોધની બીક હતી. આગળ જવું કે પાછા જવું એ બેમાંથી એકકે તેઓ નક્કી કરી શક્યા નહિ તેથી તેઓને અધવચ્ચ રહેવું પડ્યું. એકાએક તેમના વિમાનમાં સૂર્યદેવના પ્રચંડ તાપથી ચીરાડા પડ્યા ને તે નીચે તુટી પડ્યું. સાતે ભાઈઓ અંદરથી કુદી પડ્યા અને ચાલવા માંડ્યું. ચાલતા ચાલતા તેઓ બહુજ થાકી ગયા અને શું કરવું તેનાં વિચારમાં પડયા. બૃહસ્પતિ પોતાના ભાઈઓનું દુઃખ ન ખમવાથી બોલી ઉઠ્યા: "ભાઈઓ! આપણને ગુરુજીએ શીખવેલી વિદ્યાની અજમાયશ

ફરવાનો વખત આવ્યો છે." આ વાત સાંભળી બધા ખૂબ આનંદમાં આવી ગયા અને તત્કાળ પોતાના રૂપ બદલી ગોળાકાર રૂપ ધારણ કર્યાં. તેઓ ચક્કર ચક્કર ફરતા આકાશમાં અદ્ધર લટકી રહ્યા. આ રૂપમાં તેમને પિતાની પાસે જવાનું સહેલ થઈ પડ્યું. પણ તેઓ તેમની તદ્દન નજીક ન જઈ શક્યા. તેઓ દૂર પણ પિતાના આશ્રય નીચે રહી શક્યા. સાતેમાં બુધ, સૂર્યદેવની પાસે જઈ વસ્યો અને બીજા બધા છુટા છવાયા જઈ રહ્યા.

આ વિધાથી તેમને ચંદ્રદેવ તથા પૃથ્વીદેવીની પાસે જવાનું બહુજ સહેલું થઈ પડ્યું. સૂર્યદેવે પુત્રોની ઉદ્ધતાઈ માફ તો ન કરી પણ ચંદ્રદેવ અને પૃથ્વીદેવીને મળવાની રજા આપી. સાતે ભાઈઓને આથી બહુ સંતોષ તથા આનંદ થયો. ચંદ્રદેવને કાંઈ સંતાન ન હોવાથી, તેમજ શુક્રકુમાર એમને બહુજ ગમવાથી, એને પોતે પુત્ર તરીકે દત્તક લીધો, અને પોતાના મરણ પછી શુક્રકુમાર એમની ગાદી સાચવે એવી ગોઠવણ કરી.

સૂર્યદેવનો રોષ હજી ઉતર્યો નથી. જ્યારે જ્યારે તેઓ પૃથ્વીદેવીની મુલાકાતે આવે છે ત્યારે ચંદ્રદેવ તેમજ આ સાતે જણાને સંતાઈ રહેવું પડે છે. પણ આ સાતે જણાને રાત્રિપ્રદેશમાં રહેવાનું મળ્યું તથા પોતાના ભાઈ બ્હેનને મળવાની આજ્ઞા મળી તેથી બહુજ આનંદ થયો છે અને તેઓ શાંતિથી પોતાનો કાળ નિર્ગમન કરે છે.

કમળા



# રાસ

આજ આનંદરસ ઉછળે હેલ્રીયાં
સર્વ સાહેલડી રાસ લેતી;
વિમલરસ નિર્ઝરે, સ્મિત હૈયાં ગહન
હૃદયમાં સ્નેહની જ્યોત જલતી. આજ૦

હસ્તદલપદ્મમાં રમ્ય લાલી ઝગે
તાલીથી તાલ દેતાં જ ફરતાં;
કંઠથી કુંજકોકિલ ગુંજી જતાં
કોકિલાસૂર પ્રાસાદ ગ્રહતાં. આજ૦

ગેબીબિનના પણ દેવી સુર અનુઝને
    અંગુલી ફેરવે કોઈ ધીરે;
તાલની ઠેક રસહેલ ઉછાળતી
    તારલીમાલ ગુંથી સુધીરે. આજ૦

અંગુલી આંટવી ગુંથીને નેમમાં
    વિપુલ રસકૂંડળી સર્વ ફરતી;
એ જ રસકૂંડળી સાથ ફરતાં વિમલ
    અખિલ બ્રહ્માંડની હેલ સરતી. આજ૦

ગાનની અવનવી ભાવ રસઝરણીમાં
    રસભરી ન્હાતી રસબોળ દેહે;
વિપુલ રસસૃષ્ટિના મંત્ર કૈં ગુંજતા
    કંઠથી મધુર આલાપ ગેહે. આજ૦

દેવીરસ નિર્ઝરે, ગાનની પંક્તિ એ
    જ્યોત્સ્નાની જેવી કંઈ સ્નિગ્ધ વહતી;
પ્રણયરસમંત્રથી જગત્ ન્હવરાવતી
    મુખડેથી વહે ગાન સરતી. આજ૦

વદનમાં અવનવાં નૂર કૈં ઝળકતાં
    દંત દિસે જ મૌક્તિકમાલા;
દિપ્તીમય તે જ રેલાવિયાં વિશ્વમાં
    રૂપ ભાસે જ વિદ્યુતમાળા. આજ૦

દિવ્યતા દીપની તરલ દ્રગજ્યોતથી
    જીવનમાં તિમિરહર તેજ ભરતી
પવિતમર અંજનીમંત્ર રેલાવથી
    માનુની રાસથી પુનિત પરતી. આજ૦

દામોદર ખુશાલદાસ બોટાદકર

# અસંતોષના આવેશ

ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરવો ને માંડવીપોળમાં ગોઠવણ કરવી એ બધાના ભાગ્યમાં ન હોય. વિદ્યાર્થી અવસ્થાની સાથે ગૃહસ્થાશ્રમ અનુભવવા તરફ પ્રજાના અમુક વર્ગનો જરી કડવો અભિપ્રાય મળે છે. મ્હને જો કે દંપતિજીવનના કોડ ન હતા, પણ એ સ્થિતિમાં ચારેક માસ જેટલા સમય પછી પણ જરીયે નિરાશા નહોતી ઉપજતી.

ત્રણ મજલાનું મકાન ને નાની સરખી અગાશી એ અમારા રહેઠાણની સાદી વિગત હતી. બીજા મજલાની એક ઓરડી, ત્રીજાની એક ને અગાશીનો અર્ધા કરતાં સેજ ઓછો ભાગ અમારે ભાગે, ને બાકીનું ઘરધણી પોતે સાચવતાં. બન્ને ઓરડીઓની બારીઓ નાની ગલીમાં પડતી તેથી હવા અજવાળાનું કંઈક સુખ હતું. બાકી છ ફીટથી ઉંચો માણસ આવ્યો હોય તો એને નાના દેખાવાનો પ્રયત્ન કરવો ફરજીયાત થઈ પડે, એટલી ઓરડીઓની ઉંચાઈ હતી.

અમને જ્યારે સ્વતંત્ર થવાની છૂટ મળી ત્યારના કરતાં અત્યારે મ્હને જીંદગીમાં ઓછી હોંસ છે, એવું હું નથી માનતો. જ્યારે, શ્રીમતિને મ્હેં પ્રથમ આમંત્રણ આપ્યું ત્યારે એમને મન તો બી. એ. ની પરિક્ષામાં પસાર થયા કરતાં યે વધુ આનન્દ ઉપજ્યો હતો. તે પહેલાં શહેરનું જીવન કોઈ દિવસ નજરે નિહાળવાનો પ્રસંગ પણ એમને ઉપજેલો, તેથી જગ્યાની કૃપણતા એમને બહુ સાલી નહી. થોડી જગ્યામાં ઝાઝી વસ્તુઓનો સમાવેશ કરવાનો હોવાથી વ્યવસ્થાપકની બાહોશી એમણે જાતેજ સર્જી લીધી. ને દળવા-ખાંડવાનાં ને પાણી ભરવાનાં પણ હવેથી બંધ થયાં એટલે બપોરે જરી પગ લાંબો થઈ શકતો.

કોલેજમાંથી બહુધા ૨–૪૫ ને કેટલીક વાર ૩–૩૦ પછી હું અમારા રસમન્દિરીયે જતો. ઘણું ખરૂં શ્રીમતિ રાહ જોઈને બારીએથી ગલીની ટુંકી વાટ નિહાળતાં હોય, ને કદાચ સામી બારીએથી શબ્દોની આપલે થતી હોય એમને વાંચનનો શોખ થોડો તો નહિ, પણ અર્વાચીન સાહિત્ય તરફ જરી અણગમો હતો, એટલે અત્યારનાં માસિકો ને નવી નવી કૃતિઓ, એમને માટે નિરર્થક હતી. બહુ તો 'સાહિત્ય'માંથી, હવે જુજ વાંચે એવું, 'સભાપર્વ' જેવું વાંચે. પણ, તે એટલુંજ.

સ્હાંજના ૫ સુધી હું ઘેરજ રહેતો; વાંચુ, ચિતરૂં કે વાતો કરૂં. પહેલા બે કરતાં ત્રીજો વ્યવસાય બન્નેને અનુકુળ આવતો હોવાથી અણજાણ્યે એને પ્રાધાન્ય મળી જતું. પાંચ પછી ભણાવવા જતો તે સહજ સ્હાંજના સાત થઈ જતા, એટલે બારોબાર વ્યાયામ મંદિરમાં જઈ, ઘર ઉપયોગી કે જરૂરી ચીજો ખરીદી, આઠ સાડા આઠે હું પાછો ફરતો. રાતનું વાંચવાનું. સ્હવારે બીજે ઠેકાણે એક કલાક ભણાવી આવવાનું વિગેરે તો નિયમિત કાર્યક્રમ થઈ ગયેલો, એટલે બહુ વસમું ન લાગતું.

પણ, જ્યારે જ્યારે વાંચતો કે ચિતરતો ત્યારે હું અમારા ન્હાનકડા મહાલયની અટારીએ ગોઠવાતો. સ્હવારમાં તડકો પડતો પણ સહન થઈ શકતો.

ને, સામેની–જરીક નીચેની–બારીમાંથી કદીક મીઠાં હાલરડાંનાં કે સુંદર ભાવનાનાં ગીતો ઉડતાં, મ્હને રીઝવતાં.

ત્યારે હું Sketching–સ્કેચીંગ શીખતો. ક્યાંક દેશપરદેશની જાહેર વ્યક્તિ આવવાની હોય ને લાગ મળે તો એનો ચ્હેરો ઉતારી લેવાનો પ્રયત્ન હું કર્યા કરતો. શ્રીમતિના સ્કેચીઝ કૈંક ઠીક આવ્યા લાગતા, પણ એમનો તો નિશ્ચયજ હતો કે એવી મહેનત લેવી તે કરતાં છબી પડાવી હોય તો શું?

ને, એકવાર સામી બારીમાંથી હાલરડાં ગાતી તે બીનો ચ્હેરો લેવાનો મ્હેં યત્ન કર્યો. શ્રીમતિને પૂછ્યું ત્યારે એણે તરત ઓળખી આપ્યો, એટલે મ્હને સંતોષ થયો.

કોઈ સહાધ્યાયી પાસેથી, કોઈક વાર સસ્તુંસાહિત્યમાં કામ કરનાર વ્યાયામ મંદિરના મિત્ર પાસેથી હું નવાં નવાં ને જુદાં જુદાં માસિકો લાવ્યા કરતો. બહુ તો શ્રીમતિ એમાંથી ચિત્રો જુએ ને નીચે લખેલી લીટી વાંચે. પણ, પછી તો એ સામી બારીમાં વંચાતાં હોય એમ મ્હને લાગ્યું. 'ગુજરાત' તો ઠીક, પણ 'સાહિત્ય' ને 'કૌમુદી' જોયાં, ત્યારે તો મ્હને આશ્ચર્ય થયું. હું એમજ ધારતો કે વિવેચનો તો ભરત વાંચવા મળે એટલાજ વાંચતા હશે. પછી 'ગુણસુંદરી' જેવું માસિક નહોતો લાવતો તે પણ શોધી લાવવા માંડ્યું.

ને આ માસિકો વંચાતાં હોય, એના રેકોર્ડ પણ મ્હારી પાસે ઘણા છે.

ધીમે ધીમે એ લોકોને ઓળખવામાં મ્હને રસ પડ્યો. એ સાહિત્યરસિક સ્ત્રીના પતિ વેપારી જેવો દમામ રાખતા. મ્હને એમનેજ પૂછતાં જણાયું કે એમનો વેપાર શેરબજારના વાયદાનો છે. એમના પોતાના વાંચનના શોખ માટે એમણે સત્યેન્દ્રપ્રસાદ મહેતાનાં સેંદી બોંતરાનાં પાનપટ્ટી પુસ્તકો પસંદ કર્યાં હતાં. કેટલીક ચોપડીઓ તો એક રાતમાં પૂરી કરી નાંખતા; ને કહે પણ ખરા કે 'એમાં થોડું ભયાનક આવે છે.' આખરે એ સટોરિયાજ હતા.

કોઈકવાર સ્હવારમાં મ્હને એ બૂમ પાડતા. 'માસ્તર, આવોને જરા ચ્હા પીએ.' હું જતો મ્હને જવું ગમતું. શ્રીમંતાઈની છાકળ-છોક સાથે ક્યાંક ક્યાંક રસિકતાની સાદાઈ ની કલાની પિછાન દેખાઈ આવતી. મ્હને એ બન્નેનું સંમિશ્રણ સહજ આશ્ચર્ય ઉપજાવતું. એ કોઈકવાર ક્રિકેટમેચની વાત કરે, તો કોઈકવાર રાજપ્રકરણ બોલે, કોઈકવાર મ્હારે તદ્દન નિરૂપયોગી એવું એમનું વાયદાશાસ્ત્ર પણ ઉપાડે; ને ત્યારે હું રજા લેતો.

એકવાર એમને બારોબાર મુંબઈ જવાનું થયું. એમના મિત્રે ટેલીફોનમાં ખબર મોકલી કે એક તદ્દન નવા ખેલ માટે એમની ટીકીટ લઈ રાખી છે માટે જરૂર આવી જવું. વળી બજારભાવ પણ જાણવા જેવા હતા, તેથી ગુરુવારે રાતે જ બારોબાર એ ઉપડી ગયા. ઘેર માણસ મોકલી એમણે ખબર કહાવી હતી. બીજી સ્હવારેજ શ્રીમતિએ કહ્યું

કે '—બેનનું બાળક અસ્વસ્થ છે. એમના પતિ મુંબઇ ગયા છે. તો ત્હમે ન પૂછી આવો કે કંઈ જરૂર હોય...'

શનિવારે અમારા પ્રોફેસર નથી આવી શકતા, ને તેથી એ વધારાનો તહેવાર તરીકે અમારે ઉજવાતો. કપડાં પહેરી, 'ત્યાંથી પર બાર્યો ભણાવા જઇશ' કહી, નીકળ્યો. સાથે એક પુસ્તક લઇ લીધું.

દાદર ઉપર ઉભા ઉભા જ મ્હેં બૂમ મારી ને મ્હને ઉપર બોલાવ્યો એટલે ગયો. મુંબઇ ગયાની ખબર કરી, બાળક ઓચિંતું માંદું પડયાની વાત કરી. મ્હેં પણ કંઈ કામ હોય તેને માટે પૂછ્યું. પણ એમણે ના પાડી એટલે હું જવા ઉઠયો.

"બેસોને; કૈં બહુ ઉતાવળ છે ?"

"ના રે ના. આજે ક્યાં કોલેજમાં જવાનું છે ?"

"તો આ ચ્હા થાય ત્યાં સુધી તો બેસવું પડશે. આ કયું પુસ્તક છે ?"

"પેલાં જપ્ત થએલાં બહુમાઇનાં નાટકો. ત્હમે નથી વાંચ્યાં ?"

"ના; પણ જપ્ત કેમ થયાં ?"

"મુસલમાનો માને છે કે એમાં મહમ્મદ પયગમ્બર વિરૂદ્ધ..."

"પણ તો તો અનેક ચોપડીઓ જપ્ત થવી જોઇએ. પેલા 'લેન્ડોરના સંવાદો' માં તો મહમ્મદ વિરૂદ્ધ લખાય તેટલું છે. કેમ એ બધાને કોઇ...."

"હં; એજ ખૂબી છે."

ને આમ વાત વધતી ગઇ. એમને આજ રસોઇની પંચાત નહોતી. બેબી ઉંઘતુ હતું, જ્વર ધીમો પડયો હતો; ને હું તો નિવૃત્ત હતો. સાહિત્યની, કલાની, સંગીતની, સમાજની, પૂર્વની, પશ્ચિમની એવી કૈંક વાત મ્હેં કરી. એમને એ બધું ગમતું. લાગણીનો આવેશ હતો, પણ જુની પુરાણી કર્તવ્યભાવનાથી એ જકડાયેલાં લાગ્યાં. સ્વાતંત્ર્યનો ધ્વનિ હતો, પણ એના પડઘા જ્યાંથી ઉડતા ત્યાંજ વિરમતા. એમનું હૈયું વિહ્વળ હતું, પણ સંયમની દ્રઢતાથી એ એની એ સ્થિતિ દીપાવી રાખતાં. મ્હને એમની સ્થિતિમાં, વિચારમાં, લાગમાં રસ પડયો ને

એમને બહુ દિવસે ખુલ્લે દિલે વાતો કરવાનું સ્થાન મળ્યું તેથી શાંતિ ઉપજી.

પણ ભણાવવા જવાનું ભૂલાતું હતું ધારી હું ઉઠ્યો. વખત મળે તો બપોરે આવવાનું એમણે કહ્યું. મ્હને લાગ્યું. કે મ્હારા ગયા પછી થોડાં છાનાં આંસુ ઢળશે. અંતરના ઉકળાટ પછી ક્યારે એમ નથી થતું ?

આખે રસ્તે મ્હેને વિચિત્ર વિચારો આવ્યા. શ્રીમંતાઇ હોય ત્યાંયે અસંતોષની જ્વાળાઓ ભભૂકે છે ખરી. શ્રીમતિના સહવાસે મ્હને પ્રેરણા નહોતી મળતી, જગત નહોતું ભૂલી જવાતું, નવી સૃષ્ટિ સ્થાપવાના વિચાર નહોતા આવતા. એમની સાદી ભાષા, સાદા રિતરિવાજ, સાદી ભાવના મ્હારે માટે પૂરતી છે કે નહિ એનો ખ્યાલ પણ મ્હને નહોતો. એમને રસિક બનાવવાનો મ્હેં યત્નજ નહોતો કર્યો, કારણકે એમની ઉણપો મ્હારી ધ્યાન બ્હાર હતી. હવેથી બધું પલટાતું હોય એવું મ્હને લાગવા માંડ્યું. કારણ કે હું પિછાની શકું એવું હૈયું મ્હને અચાનક જડ્યું હતું. મ્હારી રસવૃત્તિ કોઇ ઝીલે ને સતેજ કરે એ ખ્યાલ કેટલો સુંદર હતો ?

બીજો દિવસ રવીવાર હતો. સાધારણ રીતે તે દિવસે શ્રીમતિને હું ફરવા લઇ જતો. મુંબઇથી હજુ એ પાછા નહોતા આવ્યા ને ખુલ્લી હવામાં થોડુંક ફરવાથી એમીને ઠીક થશે એમ ધારી અમારી સાથે એ પણ જોડાયાં. વિક્ટોરિયા બાગને એક છેડેથી સાબરમતીમાં સૂર્યાસ્તના રંગો ઢોળાતા હતા એ જોયું. આખ ઠારે એવી લીલોતરી જોઇ. શ્રીમતિ એમને વચ્ચેજ રાખતી. મ્હારી સગવડની ખાતર નહિ: પણ પોતાની મર્યાદાની ખાતર. સ્હાંજે પાછાં ફર્યાં ત્યારે હું ને તે વધુ નિકટ આવ્યાં હતાં.

સોમ સવારે મુંબઇથી એ પાછા ફર્યા. પછી એમીના કારણે કે ગરમીના ઉકળાટને કારણે એમણે મકાન બદલ્યું. નદીપાર કોલેજના રસ્તા ઉપર એક બંગલાનો થોડો ભાગ એમણે લઇ લીધો. ત્યારે જ અમારો સંબંધ કેટલો વધ્યો હતો તે અરસપરસ સમજાયું.

કોલેજમાં જતાં જતાં એ બંગલા પાસે હું ધીરો થઇ જતો. કૈંક દેખાય, કૈંક સંભળાય એવી માયા ઉપજતી. ઘડીક મળી આવું

એવો ઉમળકો થઇ આવતો. પણ......એ ન બોલાવે ત્યાં સુધી તો નજ જવું એ મ્હને ઠીક લાગતું.

પણ, શનિએ મ્હને એક કાર્ડ-મળ્યો; શ્રીમતિને લઇને સ્હાંજે ત્યાં બોલાવ્યો હતો. હું ગયો.

સમ્મરા પૂરી થઇ એટલે મ્હને એક વાત જણાતી. જો પાંચેક રૂપિયા વધુ ખર્ચી શકું તો એજ મકાનમાં બીજી બે ત્રણ ઓરડીઓ રોકી શકાય એમ હતું. કોલેજ પાસે પડે, હવા અજવાળા નો લાભ મળે, ને સહવાસની મીઠાશ તો ઓર હતી. શ્રીમતિનો વિચાર પૂરો હતો; પણ મ્હારે ના કહેવી પડી: કારણ કે સ્હવાર સ્હાંજ ભણાવવા જવું પડે તે અહીં રહીએ તો ના ફાવે. ને તે સિવાય તો પાંચ રૂપિયા શી રીતે વધુ ખર્ચાય ?

થોડા દિવસ પછી આ મુશ્કેલી પણ ટળી ગઇ. સ્હવારને માટે સાયકલ એમણે આપવા હા પાડી, ને સાંજના પરચુરણ બજારનું કામ, વ્યાયામ મંદિર, ને ભણાવવાનું; બધુંયે સચવાય એમ હોવાથી મ્હેં પણ રહેવાનું ફેરવી નાખ્યું. મ્હારે સગવડ થઇ, એમની એકલતા ગઇ ને દિન પ્રતિદિન અમારો આનન્દ વધતો ગયો.

પણ શ્રીમતિથી હવે અહિં રહેવાય એવું ન હતું. બહુ તો મહિનો રહી શકે. પણ પછી તો એનું કામ મ્હારે ઉપાડી લેવું પડે ને પરિક્ષા સ્હામે ઉભી હતી. શું કરવું ?

એનો ય નિર્ણય એમણેજ કરી દીધો.

"ત્હમે શ્રીમતિને મોકલી દો. જરીયે મુંઝાતા નહિ. જમવાનું અમારે ત્યાં થઇ રહેશે."

"ના ત્હમારી માયાળુતાનો અણઘટતો ઉપયોગ કરી ત્હમારા ઉપર હું બોજો થવા નથી માગતો."

પણ રાત્રે શેઠને હું મળ્યા ત્યારે એમણે વાત કરી. ત્હમે કલાક બે કલાક એને ચિતરવાનું કે એવું કંઇ ન શિખવો ? હમણાં ત્હમારે વખત થોડો છે, પણ સ્હવારનું જવાનું બંધ કરી વખત બચાવી લો."

"પણ મ્હારે આ રહેઠાણુ જ ફેરવવું પડશે. જમવાની મુશ્કેલી..."

"ત્હેનું શું છે ? અહિંજ જમો તો શો વાંધો છે ?"

“ પણ, તેથી તો અમારે બેનને કેટલી બધી ઉપાધી વધે ? ”

“ ના, મ્હને તો ત્હમારી પાસેથી શીખવાનો જે ઉમંગ છે, તે જ ત્હમારી સગવડ સાચવવામાં રહેશે. ” ને એમનો આગ્રહ એટલો વધ્યો કે મ્હારાથી ના પડાઇ જ નહીં.

ને શ્રીમતિને હું મૂકી આવ્યો.

એમના સંગીતમાં ત્યારપછી મ્હારી ચિત્રકળા કૈંક ખીલી. શીખવવાનું હતું, એટલે એ વિષય ઉપર વધુ ધ્યાન દેવાતું ગયું. સાહિત્યની મીઠી ચર્ચાઓ ત્યાર પછીથી જામતી ગઇ. ને બે સહાધ્યાયીઓ જેવાં અમે એક છતાં જુદાં હતાં. પણ, એ જુદાઇથી જ જીવનમાં પુષ્પ પરાગ પ્રસરતી, તે હું કેમ ભૂલું !

જૂના જમાનામાં શ્રીમતિ સાથે મ્હેં લગ્નવ્રતો લીધાં હશે, તે મ્હને યાદ નથી પણ, મ્હારામાં મલિનતા ઉપજવાનું એક પણ ચિન્હ હજુ સુધી જણાયું ન હતું. પરસ્પરના દૃઢ વિશ્વાસે અમે બીજામાં વિશ્વાસ ઉપજાવી શકતાં.

પણ, એક વાત કહું ? એમનો પરિક્ષીન જીવનનો અસંતોષ ત્યાર પછીથી વધતો ગયો. મ્હને એ ન રૂચતું, પણ એ નિવારવાનો મ્હને માર્ગ ન જડતો. એમને એમજ લાગતું કે એ શ્રીમંતાઇના વિલાસવૈભવમાં જીવન વ્યતીત કરવાના નથી. કલા ને સંગીતની પૂરી ખિલવટથી આત્માની જાગૃતિનો જે આનન્દ ઉપજે તે અનુભવવાની એમને હોંશ પ્રગટી.

ને એક દિવસ મ્હેં ક્યાંક વાંચેલું તે કહી સંભળાવ્યું: ‘ કલા જીવનની સુવાસ છે.’ ત્યારે એણે વિચારમાં પડી પૂછ્યું: “ એ સૌરભનું મુલ્ય શાથી ઓછું અંકાય છે ! ”

એમના પતિના જીવન પ્રત્યેનો એમનો વિરોધ તે પછીથી વ્યક્ત સ્વરૂપ લેતો ગયો. ને દિલ બીજે માર્ગે ખોળતું ગયું. આ ફેરફાર હું જોઇ શક્યો, ને એની ગંભીરતા ન પારખી શક્યો. કારણ કે પિંજર-વશ પડેલ પંખીની પાંખોના ફફડાટથી તો હું યે ત્રાસતો હતો. હું કહું તેમાં માનવાની એમને આસ્થા હતી. પણ જ્યારે એમના જીવનની ખોટ જણાવતાં ત્યારે તો શિખામણો ને સત્યોથી હું યે હારી જતો.

ને ક્યારે એ અસંતોષ કેવું સ્વરૂપ લે એ કોણ કહી શકે?

એ સ્થિતિ પલટાવવી સ્હેલી હતી. અસંતોષનું કારણું હું નહતો. મ્હારે ગયે પૂર્વવત્ થઈ જાય એવી સ્થિતિ હવે રહી ન હતી. ભાવનાઓનો વિરોધ ને સંસ્કૃતિની જુદી જુદી સપાટી ઉપર રહી સાથે જીવવાનું એમને ખુંચતું હતું. તેથી મ્હેં મ્હને સુઝ્યો તે માર્ગ મ્હેં લીધો. ધીમેથી મ્હેં મ્હારૂં સુકાન ફેરવ્યું.

શેઠના જીવનમાં રસ ઉપજે, કલ્પના ખીલે, સંસ્કૃતિ આવે એવા પ્રયત્ન કરવાનું મ્હેં નક્કી કર્યું. પણ એ તદ્દન નિરર્થક હતું. હું બ્હેનને છોડું, પણ એ મ્હને નહિ. ને એમના પતિ તો જીવનનું મધ્યબિંદુ એટલે શેરબજાર માનનારા એટલે એમને મ્હારી વાતો રૂચી નહિ ને પચીયે નહિ.

આની આ સ્થિતિ વધુ વખત લંબાય એ તો કેમ જ ધારી શકાય? ને, મ્હારે કયો માર્ગ લેવો એ સુઝતું નથી. કલાપિપાસુ બે વ્યક્તિઓનાં સહજીવન નિષ્ઠુરતાથી તોડી નાખવાં! આંખ મીંચામણા કરતા કરતાં ભવિષ્યને સોંપી દેવું? કે એક અંતરની બધી આશાઓ ભગ્ન કરી ક્યાંક ચાલ્યા જવું?

એ તો અત્યારે એના દાવરડાં ગાય છે, ને હું છાનો છાનો એમનો રોષ લઉં છું.

નંદલાલ વેદ



# જીવનબંસી

જીવનબંસીનો નાદ કોઈ દિવસ સાંભળ્યો છે ?

ઉંચી એ આભાડાળે છુપાએલી કોયલનો ઉલ્લો ટહુકો સંભળાયો; ત્યારે તે બીજના ચંદ્રનાં દર્શન કરવા બ્હાર આવ્યો. પણ—

ત્હેને તો આંબાડાળમાં પૂર્ણચંદ્રનાં દર્શન થયાં. તે ગુંચવાયો. આજે તો બીજ, ને પૂર્ણિમાનો ચંદ્ર ક્યાંથી ?

ત્યાં તો ચંદ્ર ખસ્યો ને પાછાં બીજના ચંદ્રનાં દર્શન થયાં.

ત્યારે તે કોણ ?

*

ગુલાબની લાલી ત્હેનામાં હતી ને કમળની મૃદુતાયે હતી. બકુલની શાશ્વત સુગંધે હતી. જગતના મધુરપમયાં પુષ્પોની એ માળા હતી.

પરલોકની પમથી ઉતરતાં સૂર્યદેવને સત્કારવા આભનાં સુવર્ણ-દ્વાર ઉઘડતાં જણાયાં ને મીટ માંડતામાં તો પૃથ્વીઅજવાળતા સૂર્યદેવ પધાર્યા. જગતનું ચેતન ત્હેમને દર્શન આવ્યું.

આમ્રકુંજની ઝીણી ઝીણી જાળીઓમાંથી સૂર્ય ડોકીઆં કરતો હતો. ફળ તોડવા તે ઝાડ ઉપર ચ્હડયો હતો ને ત્હેની પાછળ સૂર્ય ઢંકાયો.

એવે સૂર્યનાં પૂજનને કાજ તે બહાર આવી ને અનેરાં સૂર્યનાં દર્શન કર્યાં. ફરી એ આમ્રકુંજ !!

*

ત્યાર પછી તો ઉરબંસીઓ અનેકવાર છેડાતી અને ઝરંત રસમાં તેઓ ન્હાતાં.

એક કહેઃ બંસીનો નાદ સુણી દોડી ગયાં, ને
ગ્હારે ન્હાલે કર્યાં ત્હાં પ્રેમ રે;
કહોને ગોપી કેમ આવ્યાં રે.
બંસી બજાવી, પ્યારા! પાસે બોલાવી,
વળી હવે પૂછો શું આમ રે;
સુણો કા'ન એમ આવ્યાં રે.
વૃંદાવને હશો બંસી બજાવું,
ત્હોણે હરી લીધાં શું મન રે;
કહોને ગોપી કેમ આવ્યાં રે.
બંસીના નાદે, પ્યારા! કહું આવીને,
એમ ભૂલ્યાં ઘરનાં કામ રે;
સુણો કા'ન એમ આવ્યાં રે. લોકગીત.

અને એમ રસભરી પ્રશ્નોતરી થતી.

*

અને તે બંસીનો અચ્છો બજવૈયો હતો. સારીયે સૃષ્ટિ એની બંસીના તાલમાં ડોલતી રહેતી. હજીયે ક્યહાં નથી ડોલતી !

એની બંસીનો નાદ અનિલલહરીમાં વીંટળાઇને સુરલોકમાં પહોંચતો ત્હારે ત્હાં ઓર રંગ જામતો. કેટલીક વખત સ્વર્ગ પૃથ્વી ઉપર ઉતરતું ને એ રસામૃતનું પાન કરતું.

આ તો ત્હેની અબનુસની બસરીનો સુર હતો; પણ ત્હેની જીવનબંસીનો સુર તો અનેરોજ હતો. ને કોઇકજ તે પામતું.

અને એ જીવનબંસીના સુર ઉપર તે પોતાનું જીવન વારી જતી.

*

પણ કુદરત ? કેટલીક વખત કુદરતને ય ઇર્ષ્યા આવે છે.

લીલી હરિયાળી, સૂર્યનાં કિરણોમાં, નીલમ શી ચમકતી ને મંડી અઈીક શાં ફુલે ચમકતાં. ધીમી ધીમી વાયુલહરી પંખીઓનાં મધુર કલરવને જગતનાં કર્ણદ્વયમાં પધરાવતી ને પાવન કરતી. કુદરત એમ ચોમેર ખીલી રહી હતી.

એવે કુદરતની સ્હામે જંગ ખેડવા સરવરની પાળપર બેસીને સરવરના તરંગ શી ધીમી ને મીઠી હલકે બંસીમાં એનેરૂં ગાન ગાયું.

તરત તે હસતી હસતી દોડી આવી. જાણે સ્વર્ગ જીતવા નીકળી ન હોય !

પણ...પણ ત્હેને ભાન ન રહ્યું. તે તો એ જીવનબંસીને નાદે ઘેલી બની હતી ને એકદમ આવીને આંખ દબાવવા ગઇ. પણ ત્હેનો આંચકો ત્હેને લાગ્યો. અણધાર્યો એ આંચકો—એણેજ કુદરતનું કામ કર્યું ને બન્ને સાથેજ સરવરમાં પડ્યાં.

અને એમ સ્વર્ગ જીતતાં પહેલાં ત્હેણે જગતને નમાવ્યું.

પણ એની બંસી તો અમી વર્ષા વર્ષાવતીજ રહી. હજીયે એ સરવરમાંથી એમની જીવનબંસીનો સુર સાથે જ ઉઠે છે ને રસના ભોગી એ સુર સુણવા સ્હવારસ્હાંજ ત્યાં જાય છે, ન્હાય છે ને પાવન થાય છે.

જીવનબંસીનો એ સુર સુણવા કોઇક દિવસ તો પધારજો !

આનન્દ

# આદર્શ પતિ

ગામની દૂર એક ખુલ્લી અને રમ્ય જગ્યામાં શિવનું એક દેવાલય છે. એક દિવસ સાયંકાળે એક સુન્દર બાલિકા ઉતાવળે પગલે એ તરફ જતી હતી. ત્હેના મ્હોં પર આશા અને ઉત્સાહની લાગણીઓ જણાતી હતી. તે ચાલતી હતી પણ ત્હેની નજર દેવાલય તરફ હતી. તે ત્યાં પહોંચી ત્યારે દ્વાર બંધ જોઇ ત્હેનું મન પડી ગયું. ત્યાં બેઠેલી એક બાઇને ત્હેણે પુછ્યું: "હજી દ્વાર ઉઘડ્યું નથી ?"

તે બાઇએ કહ્યું: "ના, હજી પૂજા નથી થઇ. પૂજારી એમ કહેતો હતો કે થોડીવારમાં ઉઘડશે."

પુષ્પોની ભરેલી છાબ નીચે મૂકી આવનાર બાલિકા ઓસરી પર બેઠી.

ત્હેનું મન અશાંત હતું. તે કાંઇક ગણગણતી હોય તેમ બબડી: "અહો ઇશ્વર, ત્હારી પણ અજબ આશા છે. હજી પણ મ્હારો આદર્શ પતિ તેં નજ બતાવ્યો. આટલાં વર્ષો થયાં ત્હારી પૂજા કરૂં છું: આજે એનું તેં મ્હને સ્વપ્ન પણ આપ્યું." થોડીક વારે ફરી તે બોલી: "ના, ના, ઇશ્વર કૃપાળુ છે; આજે તો મ્હારી આશા પૂર્ણ થશે જ."

એટલામાં દ્વાર ઉઘડ્યું. બાલિકા ઉભી થઇ અને અંદર ગઇ. દરરોજની પુષ્પછાબ એ નીચે મુકે છે. ઇશ્વરને તે ફુલો નથી ચઢાવતી; પૂજા પણ નથી કરતી; બધું એને કાંઇ અજબ લાગે છે. ધીરેધીરે એ ભાન ભૂલી જતી હોય તેમ ઉભી રહે છે. જેમ ઋષિમુનીઓ તપ આદરે અને ઇશ્વરની છાયા પડે તેમ એના હૃદયમાં એના આદર્શ પતિની છાયા પડે છે. એટલામાં અજબ રીતે દેવળનાં દ્વાર એકદમ બંધ થયાં

હોય એમ ત્હેને લાગ્યું; અને ત્હેનો આદર્શ પતિ ત્હેની નજરે પડયો. અચાનક ત્હેને આનંદની મુર્ચ્છા આવી ગઇ. થોડીવારે જાગીને છાબ-માંથી પુષ્પો લઇ એને આપવા જાય છે ત્યારે જુએ છે કે ત્યાં કોઇ હતું નહિ.

બાલિકા નિરાશ થઇ ગઇ આટલા દિવસોની પૂજા ઉપર અને એ દેવતા ઉપર એને તિરસ્કાર ચઢયો. ઝડપભેર ત્યાંથી તે જતી રહી.

તે દિવસથી એણે પૂજા છોડી દીધી અને એ દેવાલય ત્યજ્યું. તે દિવસથી એનું મ્હોં ઉતરી ગયું. એમને એમ ઘણા દિવસો એણે ગુજાર્યા.

એક દિવસ એની માતાએ, તરલિકાને બોલાવી, એના મનની અવસ્થા જણાવવા કહ્યું. ત્હેને એણે બધું કહ્યું. એ બધાં દિલગીર થયાં. શું કરવું તે કોઇને સૂઝ્યું નહિ.

૨

"અલ્યા રમેશ, ત્હારે લગ્ન તો નથીજ કરવા ને ?" એક યુવાનને તરલિકાએ પૂછ્યું.

"ના, મ્હને નાનપણથી સ્ત્રીઓ ઉપર કંટાળો છે. અને મ્હારા લાયક એક પણ સ્ત્રી છે જ નહિ." રમેશે કહ્યું.

"વારૂ, ભાઇ, જોઉં, હું ત્હેને બનાવું. તું પૂર્ણિમાને દિવસે પેલા ખંડિયેરના મેદાનમાં આવજે." તરલિકાએ કહ્યું અને રમેશને વિદાય કર્યો.

પૂર્ણિમાને દિવસે તરલા અને એની સખી વીરબાળા ખંડિયેરના મેદાન આગળ જાય છે. થોડે આગળ એક નાનું લાકડું પડયું હતું. ત્યાં બેસે છે.

"વીરબાળા, ત્હને કેમ લાગે છે ? કેવો આનંદ થાય છે ? મ્હને તો અહિંયાં ઘણું જ ગમે છે."

"મ્હને પણ ઠીક લાગે છે." વીરબાળાએ કહ્યું.

એટલામાં પાછળના ખંડિયેરના એક બાકોરામાંથી કોઇ જતું હોય તેમ વીરબાળાને લાગ્યું. એ જોઇ વીરબાળા ચમકી અને ગમ-ગીનીમાં પડી ગઇ.

"કેમ વીરબાળા ત્હારૂં મન પડી ગયું ?"

"ના, કશું નહિ."

"ના, કહે તો ખરી કે શું ?"

"મ્હારો આદર્શ પતિ નજરે પડયો હોય એમ લાગ્યું. કદાચ દેવે મોકલ્યો પણ હોય."

"એને તો હું આળખું છું," તરલિકા બોલી ઉઠી. "ત્હારે એને પરણવું છે ?"

૩

વીરબાળા અને રમેશનાં લગ્ન થયાં. દિવસોના દિવસો નીકળી ગયા છતાં વીરબાળાને રમેશ માટે પ્રેમ ન થયો.

" ત્હમે કેમ આમ ઉદાસ દેખાય છો ? ત્હમે "

મ્હારી પાસે તો બેસતાંજ નથી. રમેશે પુછ્યું.

થોડીવાર વીરબાળા જોઇ રહે છે. "હું આવું છું" એમ કહી એના ઓરડામાં જાય છે. ત્યાં બેસે છે થોડીવાર પછી પાછી આવે છે.

"ચાલો આપણે બહાર જઇએ."

બેઉ તૈયાર થઇને નીકળે છે. ગામ બહાર થોડે દૂર જાય છે અને દેવળ તરફ વળે છે. બેઉ દેવળ પાસે જાય છે. દેવળની અંદર જવાને વીરબાળાને વિચાર થાય છે પછી વિચાર માંડી વાળે છે. એને મ્હોં પડી જાય છે.

એટલામાં રમેશ કહે છેઃ "ચાલો, દેવળમાં જઇએ." બેઉ જાય છે.

અંદર જઇ બેઉ પ્રણામ કરી ઇશ્વર સામે ઉભા રહે છે. થોડીવારે રમેશ બહાર જાય છે. એટલામાં દેવળનાં દ્વાર બંધ થતાં હોય એમ વીરબાળાને લાગે છે. ને પળવારમાં ત્હેનો આદર્શ પતિ નજરે પડે છે.

ઘણી વધુવાર પછી વીરબાળાને શોધતો રમેશ મન્દિરમાં જાય છે પણ વીરબાળા ક્યાંક ગુમાઇ ગઇ હતી.

કાન્તા



[illegible] સ્વ. [illegible] સ્મરણાર્થે
શ્રી [illegible]
શ્રીયુત [illegible] આવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ

# મૃગચર્મ

ક્રીડન્તી કન્યાની પુરપથઊડી ચુંદડી સમી,
અરે, કુંળા પ્રાણ! નીરવ તુજ છાયા પડી ગઇ;
મુજ સદનખંડે શમી રહી.

એવી સુંવાળી પર હાથ ફેરવું,
સીંજાય છે કાવ્ય કરુણ આંખનું:
વન તૃણાંકુર ને ઝરા
ઉભી જોશે વાટડી;
ના અતિથિ! પેખશે
તારી પરિચિત શીંગડી.
આ વ્હાલસોયાં સુખ–પીડ–પાદનું
ચાલી ગયું ચંચલ નૃત્ય કયારનું.

તું જે દિનાન્તે વનમાં વીંધાયલું—
ને મૃત્યુની અંતિમ યાતનામાં—
—આણુકેરે છિદ્ર આ
ડોક આ મરડાયલી;
આ રૂપેરી વાળ તે
યે કંપીઆ રોમાંચથી!—
વેરીવિખેરી દીધ અશ્રુમાળને—
તે સાંભરે સૌ મૃગચર્મ! તુંમાં,

મને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતો
મને સંબંધોનો કપટપટુ સંમોહ ખસતો;
નયનકીકી વૈરાગ લસતો!

દેશળજી પરમાર

# આરામગાહ

એ એવું તે શું છે કે જેને માટે મ્હારૂં જીગર નિરન્તર ધડકયા કરે છે, અને જેને માટે પ્રાણ સદા ગમગીન રહ્યા કરે છે?

અને શાને માટે નિરંતર આસ્માન સામે જોઈ સ્તબ્ધ થઇ બેસી રહેવાનું મ્હને વધારે ગમે છે?

સાચે જ! કોઇ કહે છે તેમ શું હું ગાંડો છું? અથવા કોઇનું આહ્વાન હું સમજી શકતો નથી?

અરે ભલા ભગવાન! એ.શું હશે?



પ્યારી! આજે તો બધુ વેરાન છે ના?

આજે તો બધુ સુમસામ બની ગયું ના?

આજે તો વિશ્વ બધું ફના થઈ ગયું ના?

આજે કંઇ કામ નથી. આરામ છે, રાહત છે, દાવતની રાત છે.

શું કહ્યું? માલિક ગુસ્સે થશે, એમ? .

ખેર! જેવી તમારી ઇચ્છા. બાકી આજે તો બધું સુમસામ છે, વેરાન છે. જગત નથી, જન્નત નથી, જહન્નમ નથી. છીએમા માત્ર તમે ને હું.

આવો પ્યારી! ચાલ્યાં આવો.

લબથી લબ મીલાવી, ચુંબનના એક હાહાકાર વડે, ફનાના આ બીહામણું અંધકારમા એક પ્રચંડ જ્વાળામુખી ચેતાવી દઇએ અને પછી હૃદયથી હૃદય મીલાવી આ આગના બિછાનામાં સદાનો આરામ લઇએ.

આવો પ્યારી! ચાલ્યા આવો.



પ્યારીનાં ચુંબનોની સ્મૃતિ લાવાની આગ પેઠે મ્હારા હૃદયમાં ધુધવાય છે અને મારી કબર ફાડીને એ ભભુકી નહિ ઉઠે એની મને ખાત્રી નથી.

પૃથુલાલ શુકલ

# કિમિયો

"દુઃખનો અચૂક એક કિમિયો બતાવું, ભાઈ."

"કિમિયો!" કેવી અજબ ચીજ છે? તમે આટલા પ્રમાણિક છો છતાં એનું નામ સાંભળતાં વાર તમારી આંખો કેવી ચમકી ઊઠી?–કિમિયા, કિમિયા, તારા નામ માત્રમાં કેટલો જાદુ છે!

કહેશો કે લોક કિમિયા પાછળ આટલા ઘેલા કેમ થતા હશે? કારણ કે દુનિયામાં સૌ તરસ્યાં છે: જિંદગીમાં આપણે બધાજ કૈનું કૈ શોધી રહ્યા છિયે. એકલિયા ભણતો વિદ્યાર્થી, કોઈ શોધ પાછળ અવિરત શ્રમ કરી રહેલો વિજ્ઞાનશાસ્ત્રી, કરોડોની ઉથલપાથલ કરતો વેપારી, નીચી મૂંડીએ જીંદગીભર ગુલામી કરતો સેવક, પથ્થર જેવાં પુરુષને દેવ માનનાર પતિપરાયણા, અને એક અધન્ય ક્ષણે નજરે પડેલી કોઈ રૂપાળી કુમારિકાને લીધે ઘેલા થયેલા ચિત્તભ્રમ તમે–એ બધાંજ શું કૈ ને કૈ શોધી નથી રહ્યાં? અને સૌથી સરળ રીતે, વગર મહેનતે મનનું માન્યું મળી જાય તો "કેવી મઝા પડે?" એવી લાગણી બધાંને નથી થતી? સુદામાએ આંખ મીંચી અને સ્હવાર થતાં તે દારિદ્ર પહોંચી ગયો એવું સૌને નહિ પણ પોતાને તો થાય જ એવાં જાગ્રત સ્વપ્ન કોણે નથી અનુભવ્યાં?' કોઈક બપોરે મેડીના હિંચકે ઝૂલતા, હિંચકાના પવનથી ચિત્ત ઝોલાં ખાતું ચકચતાની ખાઈ

વરાવી જાય છે ત્યારે એમ નથી થતું કે સરસ્વતિ કાલિદાસ પેઠે ત્હમારી ડોક જીભ ઉપર પણ એકાદ મંત્ર લખી ગઇ ને તેથી વગર મહેનતે ત્હમે વિદ્વાન થઇ ગયા...કે એક દિવસ ત્હમે મુસાફરી કરતા હતા ત્યારે એક શ્રીમંત પરદેશી વેપારી જોડે ત્હમારે ઓળખાણ થયું, ત્હમારી હોંશિયારીથી એ ખૂશ થઇ ગયો ને ત્હમને વેપારમાં ભાગિદાર બનાવ્યા ને એમ ત્હમે લાખો મેળવ્યા...કે એક સંધ્યાકાળે ત્હમે ટેલતા હતા એટલામાં એક પસાર થતી ગાડીના ઘોડા ભડક્યા, ગાડી ઉંધી વળી, અકસ્માત થયો ને ત્હમે દોડી જઇ અંદરની કુમારિકાને બચાવી લીધી અને પછી...એમાં નીચું શા સારૂ જુઓ છો? એવાં સ્વપ્નાંઓ ત્હેણેજ નથી અનુભવ્યાં જેને ઉમેદ રાખવાની પણ તાકાત નથી. દુનિયાના બધાં માણસોએ આવાં સ્વપ્નાંઓની લહેર માણી છે અને એથીજ. આખી દુનિયાં જે એકજ વસ્તુથી આવાં સ્વમાં એમ સિદ્ધ કરી શકાય છે તે-કિમિયાના નામ માત્રથી ઘેલી થઇ છે. પરસેવો પાડ્યા વિના ઇષ્ટ વસ્તુ મેળવવાના લોભને લીધે ચોરીઓ થાય છે ને કિમિયાગર, જાદુગર ને સાધુબાવાઓ હિન્દમાં પોષાય છે ને પૂજાય છે. માણસ આમ તો ગમે તેટલો નાસ્તિક કે અશ્રદ્ધાળુ હોય છતાં "ગામ બહાર એક સાધુ આવ્યો છે તે આમ કરે છે" એમ કોઇ કહે તો "ચલો તો સહી, જોઇયે તો ખરા" એમ કહી તે ત્યાં જાય છે: કારણ દરેક જણને એવી છૂપી ઉમેદ હોય છે કે કદાચ-કદાચ આપણે ફાવી જઇએ.

દોસ્ત! એ બધા કિમિયાઓની લ્હે જવા દે. ત્હારી અર્ધકલાક જેવડી જિંદગીમાં જે મળ્યું છે તેની મોજ માણી લે. જો, જો, પેલો સૂર્ય નમવા આવ્યો છે, પક્ષિઓ જવા માંડ્યા છે: હમણાં બધેજ અંધારૂં થઇ જશે.

તું પૂછે. છે કે એમ તો મનુષ્ય જાતિનો વિકાસ કેમ થાય? સ્વરાજ્ય કેમ મળે? ઇતિહાસ લખાવો શરૂ થયો તે પહેલાંથી ગુલામી ભોગવતી બીચારી સ્ત્રી કેમ છૂટે?......

દોસ્ત, એમ નહિ, શાંત રાતે જ્યારે આખું જગત નિદ્રાવશ થયું હોય એમ તું કલ્પે છે ત્યારે પવન પેઠે ત્હારી મનોદૃષ્ટિ ફેરવજે. સુમરાટભેર વહી જતા વખતના મોજાં સર્વત્ર ફરી વળતાં ત્હને લાગશે;

અને ભૂતકાલ, આજ અને આવતી કાલ બધું જ એમાં શમી જતું જણાશે. જે ઘરમાં તું આનંદ કરી રહ્યો છે એજ જગાએ ત્હારા પિતા અને એમના પિતા વસ્યા હતા એવો તેં કદી ખ્યાલ કર્યો છે? હા, તું બેઠો છે એ જ ઉમર પર સો વર્ષ પહેલાં ત્હારાં મ્હોટાં દાદી બેઠાં હતાં, અને હાલ તેં કથા કરાવી હતી એજ જગા પર કદાચ ત્હારો એકાદ પ્રપૌત્ર જૂમકું ખેલશે. ત્હારા ઘરની મૂંગી ભિંતોને તું પૂછતો ખરો? કીર્તિ અને મ્હોટપની કે કૈં કરુણ કથાઓ ત્હને એ કહી સંભળાવશે. અરે, ત્હને પેલું યાદ નથી? પેલો સેનાની યાદ નથી? તે લડાઇ જીતી આવ્યો ત્યારે એના એટલા મ્હોટા મ્હોં પર પણ એનો આનંદ સમાતો ન્હોતો જાણે કેમ તે માનતો ન હોય કે પ્રજા હરહમેશ તે દિવસની જેમ એને વધાવ્યાંજ કરશે. અને ત્હને યાદ છે, એજ દિવસે પેલો ચોર પકડાયો હતો. એ બિચારો માનતો હતો કે હવે તો ત્હેની આખી જીંદગી સુધી બધા લોકો પોતાનો જીવનવ્યવહાર મૂકી દઇ ત્હેનેજ ટીકી ટીકી જોયા કરશે. પછી શું થયું જોયું ને? પેલો સેનાપતિ વૃદ્ધ થયો છે ને ગામનો કણબી ત્હેને અનાજ પણ નથી ધીરતો અને પેલો ચોર આપણાજ ગામની ધર્મશાળામાં લોકના ટોળાં આગળ ધર્મનું વ્યાખ્યાન આપી રહ્યો છે. જેમ કીર્તિ નથી ટકતી તેમ અપકીર્તિ પણ નથી ટકતી, સમજ્યો? જશ અને અપજશ બેઉ અલ્પજીવી છે. એવા જશ માટે કે અપજશ ખાતે શા સારૂ જિંદગી ખતમ કરે છે!

ને જગતનો વિકાસ! મ્હને ખૂબ જ હસવું આવે છે. અલ્યા, એ જ્હેમત ઉઠાવવું તો રહેવા જ દે. દુનિયાને તો ઘેલછા બેઠી છે. કઇંક વાર, કરોડો વર્ષ થયાં દુનિયાં મંડાઇ છે તે કેટલોક વિકાસ થયો! ત્હારી પેઠે દુનિયા પણ સંતોષાય એવી નથી એટલે નવા નવા અખતરાઓ કર્યે જાય છે; એવા અખતરા સારૂ તું શા માટે આટલી યાતના ભોગવે છે? દુનિયાં સ્વભાવે જ અસંતોષી છે. એને ત્હારા કે કોઇના અખતરા સદાકાળ નહિ પાલવે, ને ત્હારી બધી મહેનત છૂટી પડશે, સમજ્યો? દુનિયાંને સુધરવું હોત તો ક્યાર ની સુધરી ગઇ હોત. વસુન્ધરાના પેટે ત્હારા કરતાં વધારે મ્હોટા સંતાનો જન્મ્યા હતા. અલ્યા, તું તો કોણ માત્ર! ભલા માણસ, પડ્યો રહે

એક સમે શુની જાય બહાર શિકાર નિહાળી સુવેગથી દોડે
ત્યાં ધસતાં વચમાં હતું ઝુમ્મર તેહ પછાડીને છેકજ ફોડે
નાદ બિલોર તણો સુણી ચંચલ શ્વાન અનેક કરે ધસવાને
શુની સહાય વિનાની પ્રતિ અતિ ક્રૂર બધા મંડ્યા ભસવાને.

કિન્તુ સુદ્દર હતો શૂરવીર સુસુંદર શ્વાવન જતો ફરવાને
સાંભળીને શુનીનો સ્વર તેહ વિચાર કરે "હશે આ રવ શાને ?"
દૂર કરી સઘળા ભયને, ઘસિયો, ભસિયો શુનિ ઉદ્ધારવાને
શુની થઇ ખુશી અંતરમાં "ધરવો ભય આ નર પાસજ શાને ?"

શ્વાન વળી નિરખી કુતરી થઈ ઘાયલ પ્રેમ વડેજ બન્યો છે
સ્નેહ સુણી મુરલીધરની મુરલી સમું ભસ્ય અતિ ઉપન્યો છે
કૂતરીયે નિરખી કૂતરો મદનજવરથી અતીશેજ પીડાયે
વિહ્વળ તે બની, પેખી, સુનાયક, પ્રેમ ધરી રહી અંતરમાં યે.

નાટક ત્યાંજ રચાયું અને દ્વયશ્વાન ચહે બની દંપતી જાવા
આશકમાશુક કે વરકન્યા ત્યાંજ બની ચહે મેવા ખાવા
ચોરી રચિ, ગુરૂ વિપ્ર નિમંત્રી, અને પરણી જવા તત્પર ભાસે
એહ વિચાર કરી કરી શુનિ તણું મુખ ઉજ્વળ થાય સુહાસે.

ગાઓ સહુ નર એહ શ્વદંપતીનાં ગુણ ગાન રૂડેરીજ રીતે
જોઇને શ્વાન તણો પણ પ્રેમ થજો સુખીયાં નિજ અંતર પ્રીતે.
લવશુક એમ કહી ઉચરે સહુ શ્વાન જીવો અંહી દંપતી સારાં
પ્રેમ તથા મરદાનગીનાંજ પરાક્રમ સર્વ ખરેખર ન્યારાં.

લવંશુકરામ ચિહ્નનહરરામ કહેતા.

# કલા વિષે કેટલુંક

કલા એ જીવનનો વિજયોલ્લાસ છે.

મનુષ્યનું એ સર્જન છે.

કંઇ પણ સરજવું એ મનુષ્યને માટે નૈસર્ગિક જ છે.

દરેક મનુષ્ય કંઇક સરજી શકે જ, તેવી મનુષ્યની સ્થિતિને પૂર્ણ સંસ્કારિતા વાળી કહી શકાય.

એટલે

જે જમાનામાં મનુષ્ય કંઇ સરજી જ ન શકે—

ન કંઇ સારું સાહિત્ય ઉપજાવે, ન કંઇ સંગીત કરે, ન કંઇ સ્થાપત્ય, ચિત્ર કે મૂર્તિવિધાન સરજે એ જમાનો અસભ્ય ગણાય.

દેશની સંસ્કારિતા એની કલા વડે જ મપાય. એ કાંઇ એનાં યાંત્રિક કામોની સંખ્યા-પૂલો, મીલો, સંચાકામો વિગેરે-પરથી નક્કી ન કરાય.

❧

વિજ્ઞાન છે તેને શોધે છે તેને સેવું કરે છે, જાણે છે, માને છે અને મનાવે છે.

કલા આ દેખાતી ચીજોની પાર જાય છે. છેની પાર જઈ કંઇ નવું જ સત્ય જુએ છે, કંઇ નવી જ કલ્પનાઓ કરે છે, ને કંઇ નવા જ આદર્શો બતાવે છે.

વિજ્ઞાન બુદ્ધિનો વિષય છે.

કલા બુદ્ધિ ઉપરાંત હૃદયનો–આત્માનો–લાગણીનો વિષય છે.

એથી

વૈજ્ઞાનિક સર્જનોમાં કદાચ બુદ્ધિ વૈભવ દેખાય પણ તેના સર્જનારનું વ્યક્તિત્વ ન જ દેખાય. એલીસબ્રીજ જેવો જ પુલ ઉત્તર હિંદમાં પણ બને.

પણ એજ પૂલને ગુજરાત અને ઉત્તર હિંદ કલાત્મક બનાવે તો એ બન્ને દેશોનું વ્યક્તિત્વ ચોખ્ખી રીતે એ પુલોમાં જરૂર દેખાઇ આવે. અને તેમ થતાં પૂલના આકારો ફરીજ જાય.

માટે જ

કલાને દેશની સંસ્કારિતા બતાવનાર અને ઘડનાર એક મુખ્ય સાધન તરીકે ગણી છે. કલા પ્રજાનો ઇતિહાસ બનાવે છે. ભવિષ્યનો ઇતિહાસ ઘડે છે.

ॐ

કલા એ દરેક મનુષ્યનું નૈસર્ગિક સર્જન છે માટે તે ગરીબ અને તવંગર બન્નેને સરખી છે.

સત્તાધીશોએ કે ધનિકોએ પોતાની તાબેની કે પોતાના આશ્રય નીચે જીવન ગુજારતી પ્રજાને એટલી નજ કચરી પાલવી જોઇએ કે તે જીવનનો ઉલ્લાસ-કલા ન ભોગવી શકે.

જ્યાં જ્યાં જીવનનો ઉલ્લાસ સર્જનદ્વારા પ્રગટ નથી થઇ શકતો ત્યાં મનુષ્ય જાતિની પડતીજ થતી જાય છે.

જ્યાં સુધી રાજાને માટે જ કે ધનિકોને માટે જ સુંદર મકાનો થાય, અને સામાન્ય પ્રજાવર્ગ કલાવિહીન ગંદાં ઘરોમાં જીવન વીતાડતો હોય ત્યાં સુધી શહેરવિસ્તાર ગમે તેટલો વૈભવી દેખાતો હોય, છતાં ત્યાંની કલા વિકસી છે, તેમ ન જ કહેવાય.

આથી ઉલટું તો, કદાચ કલાનું ખરેખરૂં સુખદ દર્શન નાનાં ગામડામાં ગામ વચ્ચોવચ્ચ આવી રહેલ કોઇ સુન્દર કબૂતરાની પાસે આવેલા ચોરા પર બેઠેલા ડાયરામાં થશે.

# કલા વિષે કેટલુંક

કલા જીવનમાં ઓતપ્રોત થએલ હોવી જોઇએ. એ કંઇ "ચાલો કંઇક કરવા બેસીએ" એમ કરીને થતી હોય તેવી ચીજ નથી જીવનની દરેક કૃતિમાં એ આવવી જ જોઇએ.

કલાનાં પ્રદર્શનો ભરવાં એ આ દૃષ્ટિએ મૂળથીજ અસ્વાભાવિક પ્રવૃત્તિ છે. જે વસ્તુને આપણે જીવન સાથે વણી દેવાની છે એનાં પ્રદર્શનો શાં ! જો સત્ય કથન, સત્ય વર્તન, અને ચારિત્રનાં પ્રદર્શન હોય તો કલાનાં પ્રદર્શન હોય.

એટલે

હાલમાં પ્રદર્શનોની જરૂર લાગે છે એટલા આપણે કલાથી દૂર ગયા છીએ. અને ખરેખર પ્રદર્શનમાં જે ચીજો પ્રદર્શનો ભરાય ત્યારે જ જોવામાં આવે છે તે આપણા બાપદાદાઓના જમાનામાં એમના જીવનમાં ડગલે ને પગલે દેખાતી. જે વાસણ આપણે નમૂનારૂપ ગણીને "ડ્રૉઇંગરૂમ"માં શોભા ખાતર મૂકવા લલચાઇએ છીએ તેવાં વાસણો તો એ જમાનામાં હમેશ વાપરવામાં કામ આવતાં. વપરાશની કોઇ પણ ચીજ કલાવિહીન ન હતી.

અને અત્યારે

**વપરાશનીજ ચીજ કલાહીન અને શોભાની ચીજ વપરાશ બહાર એવું બન્યું છે !!**

ગજાનન વિશ્વનાથ પાઠક



## એક પત્રમાંથી

શ્રીમર : ૧૦ : ૯ : ૨૫૮

પ્રિય ભાઇ,

......

રોજ રાત્રે સિનેમા ચાલે છે. ફક્ત કાલ રાત્રે ન્હોતો. પણ કાલથી એક બીજી પ્રવૃત્તિ હાથ આવી છે. અમારા ગુજરાતી મિત્રોમાં એક રિષિ નામના Spiritualist છે, જે પેરીસમાં Spiritualist Conference માં જાય છે. Spiritualism એટલે શું તે તમે સમજ્યા તો હશો. તો પણ હું તેના વિષે વધારે સ્પષ્ટ થવા માંગું છું. રિષિનું માનવું એમ છે કે આપણી આસપાસ આપણાં મૃત સગાંઓના Spirits ફરે છે. તેનો તેમણે એક પ્રયોગ પણ કરી બતાવ્યો.

પ્રો. રમણ (Prof. Raman, The great Physcist of India) F. R. S. જે આ બાબતને નૉન્સેન્સ ગણી કાઢી નાખતો હતો તે પણ અમારી સાથે હમણાં બોટમાં છે, અને ઘણા ગુંચવાડામાં પડી ગયો છે. તેઓએ પ્રયોગ નીચે પ્રમાણે કર્યો છે.

એક ત્રણ પાયાવાળું ટેબલ લીધું. તેની આસપાસ પ્રો. રમણ, મી. ચંદ્ર, મીસીસ ચંદ્ર, મી. રિષિ અને મી. દેશપાંડે પાંચે જણ ઉપર હાથ મૂકીને બેઠા. લગભગ અડધો કલાક થયો ને ટેબલનો એક પાયો ઉંચો થાય અને નીચો પડે. લગભગ ૨૫–૩૦ વાર પાયો ઉંચો નીચો થયો, એટલે મી. રિષિએ પૂછ્યું કે તમે Spirit છો ? જો Male Spirit હો તો એક વાર પાયો ઉંચો કરજો અને Female Spirit હો તો બે વાર. પાયો એક વાર ઉંચો થયો. પછી રિષિએ પૂછ્યું કે તમે તમારૂં નામ લખી જણાવશો ? અને જો લખશો તો પાંચ બેઠેલા

એમ જાણે હું કહું છું. "હા, જશો? પણ તમે બીજું કરો પણ શું? આવજો ત્યારે." "જરૂર આવીશું, તમે નવલકથા નહિ વાંચતાં હો ત્યારે: કે તમને આગલી રાતનો વાંચીને ઉજાગરો ન થયો હોય ત્યારે. ઠીક સાહેબજી, પત્ર ન લખ્યો હોત તો આમ રાત્રે આવત શું કામ?!"

આમ જ થવાનું હોય તો તેને મળવા-સ્વાર્થ વગર માત્ર સામાન્ય લાગણી-તેમાં મળવું શું? ન મળવા જવું એવો દૃઢ નિશ્ચય કરી, માથે હાથ મૂકી, દીવા સામું જોઇ વાંચવું કે સૂઇ જવું; તેના વિચારમાં પડયો છું. શહેરમાંથી આડાઅવળા રસ્તાઓમાં થઇ લાંબે પગે, પૃથ્વી ધ્રૂજાવતો હઉં એમ ફરીથી વિચારમાં ચાલ્યો આવ્યો. એક સડસડાટ દોડતી જતી ગાડીએ અને મીઠું બોલતા ભીખારીઓએ મારૂં ધ્યાન ખેંચ્યું. ફરીથી થોડી ધરકી વાતો, મારા પોતાના જ ઓછાવત્તા પગલાંનાં પડઘા સાંભળ્યા; ચહા કોફીની વરાળો અને વિજળીના દીવા ફરીથી જોયા; આછા તેજમાં પુલ આગળ ફરતા મનુષ્યો સ્વપ્નસૃષ્ટિમાં ઘૂમતા હોય, કે મારી સામું કાવતરૂં રચતા હોય એવા ફરીથી દેખાવા લાગ્યા; પેલા વકીલની તેજભરી બારી સામું જાણે જોયું ને કાવ્યસામગ્રી મેળવી.

પેલા બાગવાળા બંગલામાં જરૂર કોઇ પ્રેમી યુગલ હશે; પ્રિયાને નખશિખ નીરખી સ્વર્ગના નૂરને સ્વાધીન કર્યું હોય એમ એ મસ્તકામ છે; પેલી ઉંચી અટારીમા સ્ત્રી હશે તો વિરહિણી હશે; પણે પોતાના નાના ઘરમા એકલું પેરણધોતિયું પહેરી સમસ્ત દેશની લડાઇઓ પેલો લડી રહ્યો છે; વિશાલ ઇસ્પિતાલમાં જીવનમરણના ખેલ ચાલી રહ્યા છે, અને નર્સો જીવનમરણથી પર રહી સમાધિ-સહિત સમાધિમાં પડયાં છે; ટાવર પર સમય બેસી હસ્તિનાપુર સંભારતો હસે છે.

ઘણે દૂરથી વાજાંનો મધુરતમ બની ગએલો અવાજ આવે છે ને હૃદય વિશ્વ ભૂલી ઊડવા માંડે છે, પડે છે; ઘડીયાળમાં છંછેડાઇ જતા હોય એમ ડંકા જોરજોરથી કરી શહેરને ગામડિયું બનાવે, ત્યાં તો ચાબુક મારતો ગાડીવાળાનો "એય, સમાલ્યો," ને ગાડીનો "ખટ ખડ પટ ખડ પટાક ખટાક બટાક" કરતો બે મીનીટ ચાલતો અવાજ આવે.

# વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

કોઇ ઘરમાં સ્ત્રી હજુ વાસણ ખખડાવે છે, અને ઢાંકયાંઉઘાડયાં કરે છે. એટલે બેસી ચોકીદારની વાટ જોતા કોઇ વીર નર વ્હીસલ મારે છે. થોડે દૂર તાડીની ગરમી વધારે લાગી જવાથી એક આદમી, "એ ય કાલે......કાલે ડુમસ ડુમસ...જવું છે" એમ ફાટી ગએલે સ્વરે પ્રિયતમા ગામને બને તેટલા શબ્દ સાથે જોડી દેવા સાથે વાત કરી રહ્યો છે. મારા વિફરી જતા મગજમા ઉંઘતા બાળકના સંભળાતા લલિત શ્વાસોચ્છ્વાસથી મીઠાશ આવી વસે છે.

થોડી વારે એક જુવાનના સ્વરે રાત્રિને વિચિત્ર પ્રકારે છતી કરી. "બા, બહાર કયાં સુધી વાત કર્યા કરીશ; અહીંઆ તો ઉંઘ આવે છે." મ્હેં બારી બહાર ડોકિયું કર્યું. બાએ ચૂપકી પકડી અને ઘર તરફ પગ ઉપાડયા. જઇને તરત ઉંઘી ગયાં હશે.

બાજુના ઘરના ઓટલા ઉપર "બા"ના દેખતાં જાણે એક સહિયરે અણુસારો કર્યો હશે. થોડી વારે હસવાના ખડખડાટે સાક્ષી પૂરી. :વાત વધી:

"મેર, રાંડ, એમાં હસવું શું આવ્યું!" એટલું કહેતામાં તો બોલનાર સ્ત્રીનું મ્હોં મલકી ગયું હશે. "તારે ઘેર તો સંન્યાસી હશે."

"સંન્યાસી કે વગર સંન્યાસી. કાંઇ તારા જેવું નથી. ઘરકામથી જરા નવરાશ પડી કે આ વર સાથે બેઠાં. સારું દેખાતું હશે? તારી સાસુની લાજે આવતી નથી કે ધબડ ધબડ કરતાં આ ચાલ્યાં."

"તને પણ નફટાઇ આવશે ને આવડશે-જોત જોતામાં."

"હું ને તો, બા ને તો—" આ 'હું ને તો' 'બા 'ને તો' સવાર સુધી ચાલ્યા કરત પણ એક ઘરડું પ્રાણી બોલી ઉઠયું: "અલીઓ, છોકરીઓ! બહુ રાત ગઇ. જીવી કાકી તો ઘરમા ગયાં ને ઉંઘી પણ ગયાં હશે. તો હવે ઘરમાં આવો ઘરમાં. એટલે તે ગાંડીઓ કયાં સુધી બેસવાનું? અને વાતાવતની રીત હશે ને?"

ફુડફુડ સોડીયું વાળી, પવનને જગાડની બન્ને છોકરીઓ નાંઠી. સારા જગતમાં ઉંઘતા બાળકના લલિત શ્વાસોચ્છ્વાસની મીઠાશ વસી રહી.

વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

# અરે ! જાણ્યું હોતે

નહીં જોયો હોતે ચપળ ચમકારો વીજળીનો,
અરે ! જાણ્યું હોતે ? મૃગસલિલ શો એ ભ્રમ થતો !
નહીં જોઈ હોતે જલભરી ઝીણી વાદળી કદિ,
અહો ! જાણ્યું હોતે ? રમતી રમતી એ સરી જવી !

નિહાળ્યાં ના હોતે કદિય પણ એ સ્નિગ્ધ નયનો,
નહીં પીધો હોતે નયન નયને સ્નેહ દ્રવતો;
મિલાવ્યાં ના હોતે વિમલ નયનો એ રસભર્યાં,
અહો ! જાણ્યું હોતે ? નયનપથથી એ દૂર થવાં !

નહીં ઝીલી હોતે પીયૂષ ઝરતી હાસ્યલહેરી,
ભૂલાયાં ના હોતે જગતભરનાં સંકટ કદિ;
નહીં માની હોતે જીવનીય સુધાં એ જીવનની,
અહો ! જાણ્યું હોતે ? જલવીચી સમી એ શમી જવી!

નહીં સુણ્યો હોતે મધુર રવ એ સંગીતતણો,
મળ્યા ના હોતે એ હૃદયબીન તારો પણ અહો !
નહીં ડૂબ્યાં હોતે ઉર સુરસ એ તાનલયમાં,
અહો જાણ્યું હોતે ? અરર ! સૂર એ બેસૂર થવા !

નહીં ચૂંટયું હોતે કમલ ફૂલ એ માર્દવભર્યું,
અહો ! જાણ્યું હોતે ? વિકસ્યું ફૂલ એ ખીડઈ જવું !
નહીં લીધી હોતે સુખદ સુરભિ એ સુમનની,
અરે ! જાણ્યું હોતે ? અનિલ સહ એ ઉડી જવી !

નલિની



# માતૃપ્રેમ

તમસા નદીના શાંત પટ પર બે ઘોડેસ્વાર ઝપાટાબંધ આગળ વધતા હતા. રાત્રિ તદ્દન નિર્મળ હતી, ને ક્યારેક અકાળે જાગી ઉઠેલા પક્ષીની ટૂંકી ને ઉતાવળી ચીચીઆરી સિવાય બાકી સર્વત્ર ગંભીર શાંતિ ફેલાઈ ગઇ હતી.

"નરસિંહ! અરધો રસ્તો કાપ્યો હશે!" આગળ ચાલતા ઘોડેસ્વારે પૂછ્યું: એની તીવ્ર ને સ્પષ્ટ વાણી રાત્રિમાં પછડાણી.

"હા. અરધે પંથે પહોંચી ગયા છીએઃ બાપુ સહિસલામત હોય!"

"હું તો ધારૂં છું આપણે પહોંચીશું ત્યાં ગંગા શુભસમાચાર આપવા ઉભી હશે." આગલા સ્વારે ઘોડાને જરા એડી મારી ને તે વફાદાર પ્રાણી ઝપાટાબંધ આગળ વધવા લાગ્યું. થોડીવારમાં તો રાત્રિમા ઘોડેસ્વારના પડઘા જ માત્ર સંભળાઇ રહ્યા.

દિવસ ઉગવાને થોડી વાર હતી ત્યાં બન્ને સવારો રાજદુર્ગના વિશાળ રસ્તાપર આવી પહોંચ્યા. ત્યાં તમસાના કિનારાપર થોડીવાર વિશ્રામ લઇ બન્ને પાછા આગળ વધ્યા.

રાજદુર્ગનો જમીનદાર મરણપથારીપર હતો. જૂના રીતિરિવાજને માન આપનાર હોવાથી પ્રખ્યાત જ્યોતિષશાસ્ત્ર પંડિત ચિંતામણિને બોલાવવામાં આવેલ હતો. રાજદુર્ગના ગઢમાં અનેક ખટપટ ચાલી રહી હતી. જમીનદારનો મોટો પુત્ર જમીનદારથી વિરૂદ્ધ હતો. ને રાજાનો જીવ બચાવનાર, પોતાનો જીવ જોખમમાં નાંખે, એવી ઘટના હતી. ચિંતામણિને ઘેરથી નીકળ્યાં આજે પંદર દિવસ થઇ ગયા.

હતા ને તેથી તેની તપાસ કરવા તેનો પુત્ર ઉમાનાથ આ મુસાફરી વેઠી રહ્યો હતો.

ગામમાં ઉતારો કરી, ઉમાનાથે દરબાર ગઢપર જઇ પોતાના પિતાની ખબર કાઢી. ચોકીદારે કહ્યું કે પંડિત અંદર ગયા છે. ઉમાનાથ બહાર બેઠો. વિશાળ ચોગાનના બગીચામાં અનેક ફુલો ખીલી રહ્યાં હતાં. ઉમાનાથ તે તરફ દ્રષ્ટિ રાખી નિરાંતે બેસીને પિતાની રાહ જોવા લાગ્યો. પંડિત સહીસલામત છે એમ સાંભળી એને ઠંડક વળી.

ઉમાનાથની ઉમ્મર, ભાગ્યે જ પંદર વર્ષની હશે. આ એની પહેલી મુસાફરી હતી ને પંડિતના ઘરનો વિશ્વાસુ નોકર નરસિંહ સાથે ન આવ્યો હત તો ઉમાનાથ એકલો આ જોખમ ખેડવા હિમ્મત કરત નહિ.

પંદર વર્ષના છોકરાને કલ્પના કરવાનો અધિકાર છેઃ ને ઉમાનાથ કાંઇક વધારે કાલ્પનિક હતો. એની સમક્ષ પોતાની ગામડાની જીંદગીનો એક દેખાવ આવ્યો. પોતે પોતાની મા સાથે નદીપર ન્હાવા ગયો છેઃ વેકુરમાં કુવા કર્યા છેઃ ખેતરની પાળ બાંધી છે ને પોતે ખોઇ ખીચાંતે સાચું પાણી પાઇ રહ્યો છે! એક તરફથી એની મા ઘોઇ લીધેલાં કપડાં બાંધી ચાલી નીકળે છે ને જતે સાદ પાડે છેઃ "ઉમાનાથ! ઉમાનાથ! ચાલ મોડું થાય છે."

કલ્પનામાં ને કલ્પનામાં ઉમાનાથ મોટેથી બોલી ઉઠ્યોઃ "હં; આવ્યો." પોતાના શબ્દથી પોતે જાગૃત થયો. દરબારગઢ તરફ એક નજર ફેરવી ત્યાં દરબારગઢમાંથી બહાર નીકળતી એક સ્ત્રીમૂર્તિ તેની નજરે ચઢી. તે તેની સામે જોઇ રહ્યો. પણ તેના મનમાં તો હજી પેલી કાલ્પનિક સૃષ્ટિ ખડી હતી. ને "હં; આવ્યો." એ શબ્દના પડઘા સંભળાતા હતા. પેલી સ્ત્રીમૂર્તિ ઉતાવળે પગલે ગઢમાંથી બહાર નીકળી, બગીચામાં થઇ, ઉમાનાથની પાસેથી જ પસાર થઇ. તે જ વખતે એને કોઇકે પાછળથી હાલક મારીને બોલાવીઃ "અરૂણલેખા! રાણી સાહેબ બોલાવે." પણ તે તો પાછું જોયા વિના આગળ જ ચાલી ગઇ. બરાબર ઉમાનાથની સામે આવીને ઉભી. ઉમાનાથે એક

અંદરના ખંડમાં જરાક અવાજ થતો લાગ્યો. નયનપાળે એક સાશંક દ્રષ્ટિ તે તરફ ફેંકી. અરૂણુલેખાના ગાલપર ભયનાં સ્પષ્ટ ચિન્હો તરી આવ્યાં. નયનપાળના મનમાં એક વિચાર આવી ગયો: "અરૂણુલેખાએ પોતાના કોઇ ગુપ્ત સ્નેહીને આંહી છૂપાવ્યો લાગે છે," તે સહસા ભોંઠો થઇ ગયો.

"ઠીક ત્યારે મ્હારે પણ વખત નથી. ત્હને પંડિતની ચપતાનતા ખૂંચી રહી હોય ને ત્હારે વૈર લેવું હોય તો, તું જાણે છે કે જમીનદાર જીવતાં હું ત્હને ચાહતો અને હજી પણ ચાહું છું. બોલ: એક જ શબ્દમાં જવાબ દઇ દે." નયનપાળ દ્રઢતાથી એક પછી એક વાકય બોલતો ગયો.

અરૂણુલેખા તેની સામે જોઇ રહી હતી. અત્યારે તે ખરેખર વધારે સુંદર લાગતો હતો. તે થોડી વાર માટે ઠગી પણ ખરી. તેની નસેનસમાં ન છીપાવી શકાય તેવી તૃષા વહેવા લાગી. તેને ભેટવા માટે તે અધીરી બની રહી. તે એક પછી એક વધારે ને વધારે બળવાળા આંચકા અનુભવવા લાગી. પણ તે અંત્યંત શાંતિથી અડગ ઉભી રહી: મનમાં ને મનમાં તે દ્રઢાગ્રહથી બોલી રહી: "આજે હું સ્ત્રી નથી. હું માતા છું!"

"બોલ અરૂણુલેખા! ત્હારૂં પંડિતપરનું વેર ને મ્હારો પંડિત પરનો ધિક્કાર: બન્ને તૃપ્તિ પામશે. બોલ તું શું કહે છે? મને-જમીનદારને તું શું જવાબ આપે છે? તું મ્હારી થઇને રહીશ કે? બોલ તું શું કહે છે? હા કે ના?"

અરૂણુલેખાએ પોતાનું આખું શરીર ઉંચું કરીને અત્યંત દ્રઢતાથી જવાબ વાળ્યો: "ના"

"ચોક્કસ?" નયનપાલ ચેતવણી આપતો હોય તેમ બોલ્યો.

એટલી જ દ્રઢતાથી જવાબ આવ્યો: "હા; ચોક્કસ."

"હું જમીનદાર છું!"

"હશે. હું વધારે સમૃદ્ધિ આજે જ પામી છું!"

નયનપાળે એક તીરછી તિરસ્કાર ભરી દ્રષ્ટિ ફેંકી: "હું જાઉં છું!"

"ભલે!" અરૂણુલેખાએ બેદરકારીથી કહ્યુ.

અભિમાન અને વેગમાં તે ચાલ્યો ગયો. અરૂણુલેખાએ એક

છૂટકારાનો દમ ખેંચ્યો. તેણે પુત્રની ખાતર આજે નયનપાળના સ્નેહને હોમી દીધો હતો. તે વધારે પવિત્ર બની ઉમાનાથને મળવા દોડી. તેણે પાગલની માફક જોસથી અંદરના ખંડનું બારણું ધકેલ્યું. પણ તે અંદરનું દૃશ્ય જોઈને હતી ત્યાં જ ચોંટી ગઈ. ખંડ તદ્દન ખાલી હતો અને ખંડની પાછળની ખુલ્લી બારીમાંથી, બે દૃઢ નયનો તેના તરફ તાકી તાકીને જોઈ રહ્યાં હતાં. અરુણલેખા એકદમ બે ડગલાં પાછી હટી ગઈ. જે માણસને તેણે આખી જીંદગીભર ધિક્કાર્યો હતો તે જ માણસ—પંડિત ચિંતામણિ પેસી ખુલ્લી બારીમાંથી તેની સામે તાકીને જોઈ રહ્યો હતો. ને પાછળના વરંડા પર ચડી બારીમાં આવ્યો હતો. અરુણલેખા પાછી હટે તે પહેલાં તેણે દૃઢ આજ્ઞાવાહી અવાજે કહ્યું: "અરુણલેખા! ઉમાનાથ ક્યાં છે?"

"ઉમાનાથ?" અરુણલેખા બોલતાં અચકાણી. "મને ખબર નથી. અહીં નથી."

"અહીં નથી?" પંડિતે તીવ્રસ્વરથી કહ્યું: અને અરુણલેખાએ પ્રયત્ન કર્યા છતાં તેજ આંખના અગ્નિ સામે તે જોઈ શકી નહિ: "ત્યારે ક્યાં છે? તેં શું નિશ્ચય કર્યો છે; બોલ?"

"હું ત્હને ધિક્કારું છું!" અરુણલેખાએ કહ્યું.

"અને મ્હને પણ ત્હારા પ્રત્યે ઓછો ધિક્કાર નથી." પંડિતે જવાબ વાળ્યો: "પણ સાંભળ. જો; જમીનદાર મૃત્યુ પામ્યો છે. અને તેથી નયનપાળ હવે જમીનદાર થશે. ત્હારે એની મોંઘી રાણી બનવું હોય તો બની જા. હું ત્હારું કલંક છુપાવીશ."

"તું મ્હારું કલંક છુપાવે એ કરતાં એ કલંકને પવિત્ર ગણી પૂજે એવો નિર્મળ પ્રેમ મ્હને મળી ગયો છે: એ પ્રેમ મને તારશે. મ્હારી અધમતા એ પ્રેમના સ્પર્શથી ચાલી જશે. મ્હારે હવે કોઈની દરકાર નથી." અરુણલેખાએ મક્કમ-હિમ્મતથી કહ્યું

પંડિતનું મોં વિલું પડી ગયું. તે તરત નીચે ઉતરી ગયો. પણ જતાં જતાં બોલી ગયો: "ત્હારી હઠીલાઈ ત્હને સુખથી દૂર ખેંચી જાય છે!"

"હશે. બને તેમ થાય." અરુણલેખાએ બેદરકારીથી કહ્યું. અને તે પણ ઉમાનાથને શોધવા માટે ખંડ છોડી ગઈ.

અંદરના ખંડમાં ધકકેલ્યા પછી ઉમાનાથ અંદર ગયો પણ તેને સર્વત્ર વિશ્વાસઘાતની ગંધ આવવા લાગી. તેને લાગ્યું કે પોતાના પિતા પંડિત સામે દ્વેષ ધરાવનાર પ્રતિપક્ષીના પંજામાં પોતે સપડાઇ ગયો છે. તેણે કોઇ ઉપાયે નાસી છૂટવાનો નિશ્ચય કર્યો. પાછલી બારીને ધકકો માર્યો તો તે ખુલી ગઇ. પાછળ વંડો હતો ને તેમાં થઇને એક કેડી રાજમાર્ગ પર આવી જતી હતી. તે એકદમ નીચે કુદ્યો ને ને પાછો રાજમાર્ગ પર થઇ પાછો દરબારગઢમાં પહોંચી ગયો. ત્યાં તેને ખબર પડી કે જમીનદાર માંદા હતા તે મરણ પામ્યા છે અને પંડિત દરબારગઢ છોડી નીકળી ચૂકયા છે. તેણે પંડિતની શોધ રાત્રિના દસ બજ્યા સુધી ચલાવી. કાંઇ પતો લાગ્યો નહિ. ઉતારે ગયો તો ત્યાં નરસિંહ મળે નહિ. ઉમાનાથ એકલો ત્વરાથી ચારે તરફ ફરી શોધ કરવા લાગ્યો. તમસા નદીના પુલ પર થઇ, પોતાના ગામ પર જતો રસ્તો ઘણે દૂર સુધી જોઇ આવ્યો. પણ નરસિંહ કે પંડિત કોઇ મળ્યું નહિ. અંતે થાકી ઉતારા તરફ પાછો વળ્યો. તે પસાર થતો હતો તેટલામાં, એક અંધારી જગ્યાએ-જમીનમાંથી નીકળ્યો હોય તેવા-એક માણસે તેના ખભા પર હાથ મૂકયો. ઉમાનાથે ભડકીને પાછળ જોયું. પુરુષના વેશમાં અરુણલેખા પોતે જ ઉભી હતી.

"તમારૂં નામ પંડિત ઉમાનાથ ?" તેણે પૂછયું.

પંડિત બડબડ્યોઃ "હા !"

તેણે પોતાના નાકપર આંગળી મૂકી તેને ચૂપ રહેવાં કહ્યું અને પોતાના પાછળ આવવા નિશાની કરી.

અરુણલેખા આગળ ને ઉમાનાથ પાછળ એમ તેઓ આગળ વધ્યાં. એક અંધારા માર્ગે થઇ તેઓ કોઈ અજાણી જગ્યા પર પહોંચ્યાં. ઉમાનાથે આસપાસ દ્રષ્ટિ કરી. જગ્યા તદ્દન એકાંત નિર્જન અને ભયંકર હતી. તે બન્ને એક વૃક્ષને અડકીને શાંત ઉભાં.

થોડીવારમાં ત્યાં માણસો આવવા લાગ્યાં. પહેલો એક જુવાન આવ્યો. પછી બીજા બે ચાર આવ્યા. તેના પાછળ પણ કેટલાક માણસો આવતાં દેખાયાં. થોડીવારમાં તો ત્યાં રોશની પ્રગટી ને એક ન્હાની સરખી સભા ભરાઇ ગઇ. ઉમાનાથે ભયથી, અવિશ્વાસથી ચારે

તરફ દૃષ્ટિ ફેરવી. તે ધ્રૂજી ઉઠ્યો. પોતે સ્મશાનમાં ઉભો હતો અને તાજી બળેલી ચિતાઓના ભસ્મના ઢગ હજી જાગતા હતા!

અરુણલેખાએ તેને ફરી શાંત રહેવા સૂચના કરી. ધડકતે હૃદયે તે છાનો ઉભો રહ્યો. થોડીવારમાં એક પ્રૌઢ માણસે પ્રવેશ કર્યો. તે પાછળ પાછળ અસહાય હોય તેવા બે ચાર જુવાનો આવતા દેખાયા. ઉમાનાથે પોતાની આંગળી કરડી જોઇ. તેને ખાત્રી થઇ કે પોતે ઉંઘમાં નથી અને જૂએ છે તે સ્વપ્ન નથી. તેના સામે છેલ્લો પ્રવેશ કરનાર પ્રૌઢ માણસ ઉભો હતોઃ પંડિત ચિંતામણિ!

"આ બધા કોણ છે? શું કરે છે?" તેણે ભયમાં, શંકામાં અરુણલેખાને પૂછ્યું.

"હમણાં જ તું જોશે."

સભા ગોઠવાતી લાગી. પંડિત પ્રમુખ સ્થાને વિરાજ્યો હતો. થોડીવારમાં બધે શાંતિ થઇ ગઈ. પંડિતે ઉભા થઇને બોલવાનું શરુ કર્યું હતુંઃ "ભાઇઓ! આપણી વિદ્યાના પ્રચાર માટે આપણે એક વર્ષથી પ્રયત્ન કરીએ છીએ. આજે તેનાં ફળ સ્પષ્ટ દેખાય છે.

મ્હારી સાથે આવેલા આ ચાર જુવાનો તરફ જૂઓ. તેઓ 'હિપ્નોટીઝમ' ના અભ્યાસી બનતા આવ્યા છે. આ અભ્યાસની શરુઆતમાં કેટલુંક જેને સાધારણ લોકો 'નીતિ' કહે છે તેનાથી વિરુદ્ધ આવે છે. પરંતુ, જેમ ખરા 'સાયન્ટીસ્ટ'ને મન તેની વિદ્યાની શોધ માટે લેવાતા દરેક ભોગ પવિત્ર છે તેમ આ વિદ્યાનાં ખરાં મૂળતત્ત્વો શોધવા માટે નૈતિક બંધનો તુટે તે, અનિવાર્ય હોઇ, નિર્દોષ છે!"

"હેં! આ કોણ બોલે છે? પંડિત?..." ઉમાનાથ ધ્રૂજ્યો. પણ અરુણલેખાએ તેનો હાથ દાબ્યો.

"મ્હેં પોતે આજે જે વિજય મેળવ્યો છે–" તેણે ગર્વથી ચારે તરફ દૃષ્ટિ ફેરવી. તેની આંખમાંથી આગના અંગારા ઝરતા હતા. જ્યાં દૃષ્ટિ કરે ત્યાં જે કાંઇ હોય તેને પોતા તરફ આકર્ષે એવી વિદ્યુત્ તેમાંથી પ્રગટી રહી હતી. ઉમાનાથ ખેંચાતો હોય તેમ તેનો પગ પણ આગળ ઉપડવા મંડ્યો—"તે પણ આપણી વિદ્યાની પ્રગતિ માટે એકાદ ભોગ લઇને." પંડિતનું ભાષણ આગળ આવ્યું. ત્યાં તો

જેમ આકાશમાંથી વિજળી પડે તેમ અરુણુરેખા ફરીને સભાની મધ્યમાં ઉભી રહી. આખી સભા ક્ષોભિત થઈ ગઈ.

"આજે તેં જે વિજય મેળવ્યો છે તે એક સ્ત્રીની પવિત્રતાને ભોગે છે એ તને ખબર છે ના ?" અરુણુરેખાએ જોસથી રોષથી કહ્યું.

પંડિત અરુણુરેખા તરફ એકી ટશે થોડીવાર જોયા કર્યું. તેની આંખ વધારે ને વધારે તેજસ્વી થવા લાગી. તે દઢતાથી બોલ્યોઃ "હા. સાધારણુ સ્ત્રી ! હિપ્નોટીઝમના અભ્યાસ માટે, એ વિધાર્થું બળ જાણવા માટે, મ્હેં તને પહેલાં આકર્ષી હતી. એ વિદ્યાની પ્રગતિ માટે ત્હારો ભોગ આવશ્યક હતો. પરંતુ ત્યાર પછી તને સુખી કરવા, તને ત્હારી સ્થિતિ કરતાં વધારે સમૃદ્ધિમાન જગ્યા પર બેસારવા મ્હેં પ્રયત્ન નથી કર્યો !"

અરુણુરેખા, પંડિતને છોડી, સભા તરફ વળીઃ "ભાઈઓ! હું એક જમીનદાર રાણી પાસે દાસીરૂપે આવી હતી. પંડિત એ વખતે ત્યાં જ્યોતિષત તરીકે આવતો. તેણે મ્હને આ ત્હમારી વિદ્યાના પ્રતાપે આકર્ષી: મ્હારી પવિત્રતાનો ભોગ લીધો: તેનાથી થયેલું મ્હારું સંતાન તેણે પડાવી લીધું અને પછી મ્હને જમીનદારના પુત્ર નયનપાલ સાથે પરણાવી દેવાની પણ પેરવી કરી. નયનપાલ તો મ્હને ચાહે છે અને હું તેને પરણુત. પણ આજે મ્હને મ્હારો પુત્ર પાછો મળ્યો છે." તે અત્યંત જોસથી, પંડિત તરફ પાછી ફરીઃ 'પંડિત ચિંતામણિ!'

તેના અવાજના પડઘાથી આખો નિર્જન પ્રદેશ જાણે ઉઠ્યો: "મ્હને ત્હારી વિદ્યાની માહિતી નથી. પણ હું હવે ખુલ્લું આહ્વાન કરું છું-જો, પેલા વૃક્ષ નીચે ઉમાનાથ ઉભો છે. હું નિરવધિ પ્રેમથી ત્હેને ચાહું છું અને ત્હારી બધી આકર્ષક શક્તિ સામે ઉભી રહું છું. ચાલ, તૈયાર થઇ જા."

એક ઘડીમાં પંડિતની આંખ અગ્નિના જેવા તીવ્ર તેજથી છવાઇ ગઇ. તેમાંથી તણખા ખરવા લાગ્યા. પેલા જે ચાર જુવાનો આવ્યા હતા, તે તો પંડિતના તરફ ખેંચાતા ગયા! સભા સ્તબ્ધ બની ગઇ. પંડિત પેલા વૃક્ષ, જ્યાં ઉમાનાથ ઉભો હતો તેના, સામે જોઇ રહ્યો હતો!

બીજી એક પળમાં ઉમાનાથ, અસહાય બનીને, પંડિત તરફ

ખેંચાતો આવતો હતો: તેના મોંપરથી નૂર ઉડી ગયું હતું: તેની આંખ ખુલ્લી અને શૂન્ય હતી. તે પંડિતના તરફ અનિચ્છાએ આગળ વધતો હતો.

હવે અરુણુલેખા આગળ વધી. માતાના નિરવધિ પ્રેમથી તેણે ઉમાનાથનો હાથ સાહ્યો. સભાજનોના આશ્ચર્ય વચ્ચે તે પણ સાથે જ ઘસડાવા લાગી. પણ થોડે દૂર ઘસડાઇને તેણે એક વખત ઉમાનાથનું માથું અત્યંત પ્યારથી પોતાની છાતી સાથે દબાવ્યું: વર્ષોના વર્ષો સુધી સંઘરી રાખેલા વાત્સલ્યના પ્રભાવે તેની પ્રફુલ્લ છાતીમાંથી દૂધ ઝરવા માંડ્યું. તેણે નિરવધિ પ્રેમથી ઉમાનાથને ફરી ફરી પોતાના તરફ ખેંચ્યો. તેના ગાલ પર એક મધુર ચુંબન લીધું: ને હૃદય ફાટી જાય તેવા સ્વરે બોલી: "બેટા! ઉમાનાથ! હું ત્હારી મા છું. તું મ્હારો પુત્ર છે. હું ત્હને નિરવધિ પ્રેમથી ચાહું છું."

આ શબ્દનો પ્રત્યુત્તર ન આવ્યો. પણ ઉમાનાથની આંખમાંથી અનાથતાનાં આંસુ ખરવાં લાગ્યાં.

અને તે જ વખતે પંડિતના મોં પર ફિક્કાશ દેખાવા લાગી. તેનું તેજ ઝાંખુ પડતું લાગ્યું. અગ્નિ જેવી તીવ્રતા ચાલી ગઇ. અરુણુલેખા ને ઉમાનાથ—મા અને દીકરો, એક બીજાને ભેટીને ચાલ્યાં આવતાં હતાં. તેઓ જ્યારે તેનાથી થોડે દૂર રહ્યાં ત્યારે તેણે અસહાય બનીને શૂન્ય આકાશમાં હાથ ઉંચો કર્યો. અચાનક એક ધબકારો થયો અને પંડિતનું શરીર જોસથી નીચે જઇ પડ્યું.

ધૂમકેતુ



# કલાનો આર્તસ્વર

સાહિત્ય ક્ષેત્રમાં ઉલ્લાસના સ્વરધ્વનિ ઉઠી રહ્યા છે તે વખતે કલાનો આર્તસ્વર કોઇકને અરુચિકર લાગશે. છતાં સાહિત્યકલાનો સમુદ્ધાર ચાહનાર જનો સત્ય ન જોઇ શકે તો તેમના સર્વ પ્રયત્નોનું મંડાણ અચાનક તુટી પડે જ.

કલાનાં ચોઘડીઆં વગાડી રહેલા કલાવિવેચકો કલાની અમર કૃતિઓની રાહ જોઇ રહ્યા છે. પણ તેઓ કલાને કયે માંડપે પધરાવશે તેની તો કોઇને ચિંતા જ થઇ નથી.

ના. એટલુંજ નહિ. તેઓ કલાનો કયે રૂપે અવતાર થયેલો જોવા તૈયાર છે તેની પણ તેમની પાસે વ્યાખ્યા નથી. તેઓ ઘડીક રાફેલની કલાની વાત કરે છે. કોઇને વૉટ્સનું નામ જડ્યું છે. કોઇ માઇકલ એન્જેલોની બલિષ્ઠ કૃતિઓ યાદ કરે છે. કેટલાક વળી હમણાં હમણાં અજન્તાની કલાની વિવિધ લીલામાં રસ લેતા દેખાય છે. દેશ-પરદેશના કલાકારોની પ્રસિદ્ધિ અને કલાકૃતિઓ પરથી તેઓ પોતાના દેશની કલાસમૃદ્ધિના અદર્શન પર આંસુના વર્ષાવ કરે છે. ગુજરાતના કોઇ ગપ્પાગાંડયા રસ્યાપ્યડ્યા ચિત્રકારોને જાતજાતનો ઉદ્બોધન કરી, હાસ્યમય વિશેષણોથી મેણાં મારી તેમની પાસેથી અમર કૃતિઓ કઢાવવા સબળ યત્નો કરતા લાગે છે. કલાના હિતચિંતકો-કલાના પ્રેમીઓ કલા માટે શી રીતે વિચારો કરે છે?

બંગાળાની કલા શિષ્ટ કલાની પંક્તિમાં ગણાવા લાગી તે પહેલાં શ્રી અવનીંદ્રનાથ ઠાકુર, હેવેલ સાહેબ અને ભગિની નિવેદિતાએ જે ભૂમિશોધન કર્યું તેવું ગુજરાતમાં કોણ કરે છે! બરોબર પચીસ વર્ષ સુધી તેમણે પોતાના દેશના વિદ્વાન અને પ્રતિષ્ઠિત માણસોની ટીકાઓના ડુમલા ખમીને,-અરે તિરસ્કારો પણ સહીને-ધૈર્ય અને ભક્તિભાવથી એ કાર્ય કર્યું અને અંતે દેશનો ઇતિહાસ, જાતિસ્વભાવ,

પરંપરાગત કલાનો સૂક્ષ્મ અભ્યાસ તથા પુરતાં સાધનોનો સંચય કરી શક્યા ત્યારે જ તેમનો ટકાવ થયો. અને એને જ પરિણામે આજે સમજ અણસમજથી સૌ બંગાળી કલાની વાહવાહ કરી રહ્યા છે.

ગુજરાતના કલાવિવેચકોમાંથી કેટલાએ હિન્દુસ્તાનના કલાવૈભવનો પરિચય કર્યો છે? તેમના સંસ્કારના કેંદ્રરૂપ જે તેમની કૉલેજ તે જ ખુદ ગ્રીક અને ગૉથિક સ્વરૂપમાં ઉભી છે. અને હજુપણ બેહુદાં રૂપોમાં નવાં મકાનો થયાં કરે છે એ જોઇને તેમની આંખો ત્રાસ પામતી નથી! તેમને સુંદર ચિત્રકળાની પરીક્ષા હોય એ કોણ માનશે? શું એ મકાનોમાં તેમને આર્યકલાની પધરામણી કરવી છે? સાહેબના કપાળમાં તિલક શોભે કે મડમને લલાટે ચંદલો શોભે તો જ પરદેશી ઘાટના મકાનમાં આર્યકલા બળી શકે.

કલાયુક્ત મકાનો ઉભા કરવા માટે કદાચ દ્રવ્યની મોટી ગુંજાશ જોઇએ. પણ એ માટે ઉદ્બોધન કરવામાં તેમની નજર કેમ ચાલતી નથી? દ્રવ્યવાનો, અધિકારીઓ અને સંસ્થાઓના મુખીઓ આગળ તેઓ કલામય મકાનો વિષે કેમ મૂક રહે છે? વાસ્તુસુત્રનના રૂપો કલામય થાય તો જ સર્વ આશ્રિત કલાઓનો સમુદ્ધાર માર્ગ મોકળો થાય.

આપણા ખુદ કલાકોવિદોના જ નિત્યજીવનમાં કેટલી કુરૂપતા અને કલાવિહીનતા વ્યાપી રહી છે! તેમના પોતાના જ જીવનમાં તેઓ કલા માટે ચોંડો સદાગ્રહ રાખતા હોય તો સુંદર પ્રથાની શરૂઆત થાય. પણ આપણા એ સંસ્કારી અને સુશિક્ષિત ગણાતા વિદ્વાનો અને યુવકોની રુચિ જોતાં કલાને સ્થાન ક્યાં; એ પ્રશ્ન અનુત્તર જ રહી જશે.

તેમના ચિત્રસંગ્રહોમાં યુરોપનાં પોસ્ટકાર્ડો અને ચોપાનીઆંની કાપલીઓ મોટો ભાગ પામે છે. તેમની ભીંત ઉપર કંઇ કુતુહલભર્યાં કેલેંડરો અને જાપાની કે બીજી વિવિધરૂપી ફ્રેમોજડિત ફોટાઓ અને ખંડના શણગારમાં ટેબલક્લૉથથી માંડી જાજમ અને ફર્નિચરમાં અનેક પ્રકારની-કુસંગતિ અને વિચિત્ર મિશ્રણો આપણે જોઇએ છીએ. એકે ચીજ એમના સંગ્રહમાં એવી ભાગ્યેજ મળશે કે જે હિંદુસ્તાનની કારીગરીનો નમુનો હોય, કોઇ પ્રમાણિક હાથે થયેલી ખંતભરી કૃતિ હોય. અરે! તેમના પાણી પીવાના પ્યાલા કે ચંબુ ઉપર પણ ભાગ્યેજ

હિંદુસ્તાનનો હચોડો પડયો હશે. મશિનમાં દબાવેલાં ઍલ્યુમિનમનાં વાસણો કે, હાય ઈનૅમલના ટંમલર ટિનપૉટી! હિંદુસ્તાનમાં બેકારી લાવનાર અને કલા કારીગરીનો નાશ કરનાર કોણ છે એમ મને કોઇ પુછે તો હું આવાં જીવન ગાળનાર તરફ જ આંગળી કરું.

યૂરોપની માયાજાળમાં આપણે આપણી સંસ્કૃતિ, ઉત્સવો અને કલાનું રહસ્ય ભુલ્યા. જે અભ્યાસ આપણે જીવનમાં પાયારૂપે કરવો જોઇતો હતો તેને બદલે આપણે એવું જ કંઇ બીજું કર્યું કે જેના પરિણામે ખુદ આપણે જ આપણી પરિસ્થિતિમાં ભળી ન શકીએ એવાં પ્રાણીઓ બની રહ્યાં. અને આપણા નવા ગુરુઓને ચરણે પરાધીન, સ્વયંદૃષ્ટિવિહીન, ચેતનાવિહીન તેમના આદેશની રાહ જોતા ઉભા. આપણે જાતે કલાનો યોગ્ય વિકાસ કરવા અસમર્થ બન્યા. સરકાર પ્રદર્શનો કરી આપણી કારીગરી બતાવે, સરકાર મ્યુઝીઅમો કરી આપણી કારીગરીનો ઉદ્ધાર કરે તો જ થાય એવી સ્થિતિ આવી અને તેમાં પણ આપણી કલા તેના સ્વસ્થાનથી ભ્રષ્ટ થઇ છે. એ પ્રદર્શનો અને મ્યુઝીઅમો આ દેશના માનસને કંઇ પણ સહાયભૂત થયા નથી. વડોદરાનો ચિત્રસંગ્રહ અને મુંબાઇનું મ્યુઝીઅમ જોઇને કોણ કહેશે કે કલાનો પ્રચાર કરનારાં કેન્દ્ર આ જ હોઇ શકે! આ પ્રદર્શનો અને મ્યુઝીઅમોને લઇને દેશના ભલેને માત્ર પચાસ જ માણસોને પણ ખરી કલ દૃષ્ટિ પ્રાપ્ત થઇ એવું કોઇ સાબીત કરી શકશે?

આપણા અધિકારીઓ, સંસ્કારી નેતાઓ, કલાવિચારકો, અરે ખુદ સિવિલ ઇજનેરોથી આપણા કારીગરો અને કલાકારો કેટલા દૂર પડી ગયા છે એ જેઓ જોઇ કે સમજી શકે છે તેને ઉપરની વાતનું સત્ય એકદમ સમજાશે. આજ કલાકાર કે કારીગર સમાજના સાગરમાં શોધ્યો જડતો નથી. નવી ભાષા અને નવી જીવનપદ્ધતિએ તેનો બહિષ્કાર કર્યો છે અને તેના ખોટા પ્રતિનિધિરૂપે ભંગાર વેચનારા, ઢોંગ કરનારા, જુનો પુરાણો સામાન વેચનારા મુંબાઇમા અને બીજાં શહેરોમાં નજરે પડે છે. તપાસો તપાસો, દેશની કલાનું સ્થાન ક્યાં છે? કલાની સુંદર કૃતિઓ માટે ખુમો નાખનારા વિદ્વાનો શું કરે છે? તેઓ ગમે તેવી હલકી ચિત્રપોથીઓને પોષણ આપે છે. સારી કૃતિ માટે બે ટકાય વધુ ખરચતાં મારવાડી બની જાય છે અને કલાકાર

કે કારીગરનો દીપ હલાડે એ. તેમણે જે દેશોને આદર્શ માન્યાં હોય ત્યાં કલાનું મૂલ્ય શી રીતે અંકાય છે તેનો તેમણે અભ્યાસ કરવો ઘટે. અમરકૃતિની ઝંખનામાં ઝુલતા કલાકોવિદો દેશના શ્રીમાનોને પણ પુછી શકે. બાર મહીને માત્ર સો રૂપીઆ પણ એક સારી ચીજ માટે તેઓ ખર્ચવા તૈયાર છે ખરા? અમદાવાદ અને મુંબાઇના કુબેરોની મહેલાતો જુઓ, તેમનાં દીવાનખાનાં જુઓ અને તેમના સમપર્સના સન્ગ્રહ જુઓ તો 'કલાની અમરકૃતિઓ' જન્મતાં પહેલાં મરી જાઓ એમ જ તમે ઇચ્છશો.

'જરા જોરસે બજાઓ' નો ઑર્ડર પચરંગી બૅંડવાળાને સંભળાવતાં શેઠ તમે કદી જોયા છે? ઘડીઘડીના રાગો વગાડતી શરણાઇ અને સુંદર તાલ આપતી નોબતની વાત કોને કરશો? પચાસ કે સો રૂપીઆના કારકુનોનું એ કામ છે? જેલ કે લશ્કરી ઘાટનાં અને છેવટે નાટકના પડદા જેવા બંગલા અને ઘરો તમે અમદાવાદ અને દેશી રાજ્યોમાં જોયાં નથી? અને હજુ પુછશો કે કલા ક્યારે અવતરશે? અમદાવાદની અઢળક કલાસમૃદ્ધિરૂપ મસીદો અને મહેલોમાંથી લેશ પણ બોધ કે અનુકરણ ન લઇ શકે એવી પ્રજાને 'કલાની અમરકૃતિ' કેવી હોય એ વિચારવું પણ કેટલું મુશ્કેલ છે? 'અમરકૃતિઓ' તો કાળ નક્કી કરે છે. એ ચાર માસિકો કે ફુરસદે લેખ લખનારા ન કરી શકે. એ કલાકોવિદોમાંનો કોઇપણ ચિત્રકાર કે કારીગરના ઘરમાં ધુળ ખાતી સારી કૃતિઓ પણ જોવા નીકળ્યું છે?

તમારા ચિત્રકારોને, તમારા કારીગરોને, તમે મારવાડી બુદ્ધિથી નિભાવશો અને તેમની પાસેથી કલા દોહી લેવાની વાંચ્છના રાખશો એ કઇ રીતે સિદ્ધ થશે? જ્યાં અંતરનાં ઝરણાં વહેવડાવવાં છે ત્યાં અંતર નીચોવવાં પડશે. મહાન રસ્કિનનું વાક્ય છેઃ 'કલા પામવા હૃદય આપવું પડે, કલા સરજવા જીવન સમર્પવું પડે.'

રવિશંકર મહાશંકર રાવળ



# જાગીને જોયું

જાગીને જોયું, મ્હેં તો જાગીને જોયું,
નિદ્રાના પાશમાંની જાગીને જોયું;
જોયું જોયું રે! મ્હેં તો જાગીને જોયું.

પૂર્ણું પરમ પ્રેમનું એ ધામ મ્હેં તો જોયું,
આઘે છે આઘે, તોય પાસ મ્હારી દીઠું;
જાગીને જોયું, મ્હેં તો જાગીને જોયું.

ઝળહળતી જ્યોતિ સમું સુખડું એ જોયું,
ઘેરા અંધારમાંયે તેજ મ્હેં તો દીઠું;
જાગીને જોયું, મ્હેં તો જાગીને જોયું.

ઉંડાં ઉંડાં રે! મ્હારા ઉરનાં અંધારાં,
તેજના પ્રકાશમાં ભૂંસાતાં મ્હેં દીઠાં;
જાગીને જોયું, મ્હેં તો જાગીને જોયું.

ઉન્હી ઉન્હી રે! મ્હારા હૈયાની જ્વાલા,
રસની એ રેલમાં હોલાતી હો વ્હાલાં!
જાગીને જોયું, મ્હેં તો જાગીને જોયું.

શોધી શોધીને જગ આખું મ્હેં શોધ્યું,
શાંતિનું ધામ આવું ક્યાંય મ્હેં ન દીઠું;
જોયું જોયું રે! મ્હેં તો જાગીને જોયું.

જ્યોત્સ્ના શુક્લ

# સટીક તંત્રીપુરાણ

અહો ! ક્યાં તંત્ર ને તંત્રી ? ક્યાં હું દીન સુસેવક ?
સૂર્ય ક્યાં ? આગિયો ક્યાં આ ? વિશ્વના ઓ વિવેચક !

[ અહાહા ! અહોહો ! ક્યાં અગાધ તંત્રીનું તંત્ર અને ક્યાં શોભન વેષે ગરીબ સેવકની અલ્પ મતિ ! ક્યાં સૂર્યનો મહાપ્રકાશ ? અને ક્યાં મમ સદૃશ આગિયાની લઘુચમક ? વ્યાસજીએ કે વાલ્મીકિજીએ આ કાર્ય હાથે લીધું હોત તો ગીતા કે રામાયણની માફી વશે થાત. ને તોયે હું. આજની સપ્પરમી સવારે મુજ શક્તિભક્તિનું પ્રદર્શન ખુલ્લું મૂકું છું તો ઓ વિશ્વના નીરક્ષીર વિવેચક ! મારું પોતાનું અને મારા કિત્તાનું તું સંરક્ષણ કરજે. ]

સ્વસ્તિશ્રી તંત્રીપુરાણે
મંગલઆચરણ ખંડ
પરિપૂર્ણ

卐

ઋગ્, અથર્વ, યજુર્, સામેઃ ચાર વેદ સનાતન,
વેદિયા તંત્રનોયે છે વેદ નૂતન પંચમ.

[ અખિલ આર્યાવર્ત જેનાથી અજાણ્યું નથી એવા ચાર વેદ–ઋગ્ ને અથર્વ; યજુર્ ને સામ–આ ગણાવ્યા એ ચારે વેદ તો સરજનજૂના છતાંયે નિત્યનવા છે. પણ એક પાંચમો વેદ પણ નથી એમ નથી. તંત્રીપદાના વેદભક્તો જેની ભક્તિ અનન્ય, એટલે કે ન અન્ય છે, એ સૌ વેદિયાનો સમાવેશ આ નવા તેમજ પાંચમા તંત્ર-વેદમાં હોવાનું ક્યાંક કહ્યું પણ છે. ]

કથા પુરાણની એહ ટીકા સાથે રજૂ કરૂં,
અને એ કાર્યની પૂર્વે લઘુ માહાત્મ્ય વર્ણવુંઃ

[ એવા ધન્ય પુરાણની કથા હું ટીકા સાથે માંડું છું. કિન્તુ ભૂલશો; એ મહદ્ કાર્ય ઉપાડ્યાં પહેલાં સંક્ષિપ્તમાં મારે એનું માહાત્મ્ય કહી ગયા વગર ચાલેજ નહિ. ]

તંત્રીની આ કથાને કો .સ્વપ્નમાંયે જ્હિ લવે,
મુદ્રણાલયને સ્થાપી મુદ્રક હોંશથી બને.

[ અરે! રાતે કે દિવસે સ્વપ્નામાંયે કોઇ ઉંઘણશી આ કથાને ગમે એમ લવી જાય તોયે એના નશીબે કોઇ મુદ્રણાલયના મુદ્રારાક્ષસ બનવાનું સૌભાગ્ય જડયું હોય છે. ]

વળી જાગ્રત કો, ચૂપ રહીને, મનમાં પઢે,
પ્રકાશક બની પ્રેમે પુસ્તકો વેચશે સુખે.

[ વળી જેમ આપણે આગળ સ્વપ્નમાં મોટે નાદે કથા લવનાર જોયો તેમ કોઇ નર એવો હોય, કે જે જાગ્રત હોય, અને તોયે એની મરજી ચૂપ રહેતા રહેતાં મનમાં સારીય કથા સંભારી જવાની થાય તો એને પણ કંઇના કંઇ ફળની પ્રાપ્તિ થાય જ છે. એટલે કે પુસ્તકોનો પ્રકાશક બની, સુકાળે તો અવશ્ય પણ દુકાળે વિશેષ, એ સુખેથી રોટલો મેળવી, પોતાનું ગુજરાન ગુજારી શકે છે. ]

એક ખંડ ભણે નિત્ય ઉપતંત્રી રહે બની,
ઉપતંત્રી ન થાયે તો જંત્રી. મંત્રી નકી નકી.

[ જે પુણ્યશાળી નર કે નાર નિત્ય પ્રભાતમાં આ તંત્રી-પુરાણના આ પ્રથમ માહાત્મ્ય ખંડના શ્લોકદશકનું કે પછી રૂચે એ ખંડનું સટીક પઠન કરી લે, એને કોઇ પત્રના ઉપતંત્રીની ભાંગલી ખુરશી મળતાં વાર નથી લાગતી. પણ કદાપિ ભાગ્ય જરા આડાં ફરે—શું જાણે જાનકીકંથ બપોરે શું ભવિષ્યશે?—ને આમ બનવા ન પામે તો પછી જંતરમંતર લગાવી શકે એવા મંત્રીની જગા તો એને માટે હાજરાહજુર જ માનવી. ]

અને એ ખંડ વાંચે જે પૂર્ણ તંત્રી અને જ એ,
આત્મપક્ષી થતાં એહ આત્મોદ્ધાર કરી શકે.

[ ઉપરાંત જે રોજ બે ટંક ભૂખી જવાની નવરાશ મેળવી શકે એમ હોય એણે તો અવશ્ય ખાત્રિ રાખવી કે, ભલેને એનામાં ગમે તેટલી ઓછી આવડત ને અધૂરી અક્કલ હોય, એણે ખાત્રિપૂર્વક નિશ્ચય કરવો કે, કાળે કરીને પણ ક્યારેક તો એને સંપૂર્ણ તંત્રીપદ ચલાવવાનું જ છે. અને પછી તો બસ પોતાનાં ખભામાં ફૂકે જવાથી એનો આ જગતે, આત્મઉદ્ધાર થવો જ જોઈએ. ]

કહિયે કો કથા માંડે પુણ્યવંત મહાનર,
સાહિત્યે પામતો એહ ધન્ય સાક્ષરનું પદ.

[ અને કોઇ પુણ્યાત્માને એવી મતિ સુઝે કે, સસનારાયણની પેઠમ, આની કથા પણ કદિક બેસાડવી તો પછી એને, પોતાને સાક્ષર બનાવવા માટે, કોઇને ખાખાપુ કરવાની જરૂરજ શેની રહે ! ]

રૂડેરી પૂર્ણિમા રાતે કથા નિત્ય જમાવવી,
સંકલ્પ જે કરે સુજ્ઞ; એ નહિ જન્મશે ફરી.

[ ને—અને કોને એવી ધૂન લાગી કે બસ દર ઉજળી પૂનમની રાતે આ કથા તો જમાવવી જ એવાનું તો પછી પૂછવું જ શું ! એના મૃત્યુ પછી એને આ માયાવી સંસારની જન્મમરણની જાળમાંથી મુક્તિ મળે છે. અર્થાત્ એ સ્વર્ગમાં જાય કે નરકમાં–જ્યાં યમરાજ ઘસડી જાય ત્યાં એનો સદાને માટે વાસો થાય છે. ]

સ્વસ્તિશ્રી તંત્રીપુરાણે
માહાત્મ્ય ખંડ
પરિપૂર્ણ

卐

હિમાદ્રિની મહત્ટોચે પુરા ઘોર હતું વન,
વાઘ ને સિંહના શોર ગર્જે ભીષણ અને ઘન.

[ હિમાદ્રિ કહેતાં હિમાલયની પરમ ટોચે પુરા કાળમાં એક ઘોર વન હતું; જે અત્યારના કાળ વિષે પણ અમ્મર ઉભું છે. કોઇ ત્યાં લગી ચડી શકતું નથી; એટલે એ કોઇ જાણતું નથી. અને એમાં વૃક્ષવિટપાદિ તો નહિ પણ વાઘસિંહાદિ જબ્બર બરાડા પાડે છે. એ તો જેના જેવા કાન. ]

એક ત્યાં વૃક્ષની નીચે યોગી કો તપ આદરે,
સૂર્ય સામે ધરી દૃષ્ટિ; અન્ન કે જલ ના ગ્રહે.

[ કયે રસ્તે કયા પ્રકારે આ અઘોર વનમાં એ પહોંચ્યા હશે એનું અનુમાન કલ્પી શકે એવો કોઇ કવિ આજ લગી આપણા જગતે જન્મી શક્યો નથી; પણ વાત ચોક્કસ કે આજ વનમાં એક વૃક્ષના સતત્ છાંયડા તળે કો યોગી તપ તપી રહ્યા હતા. સૂર્યના તાપની જાણે કે એને ચિંતા જ ન હોય એમ એની સામી અમલક આંખો રાખી, ચારે પહોર ને ચોવીસે ઘડી, અન્ન કે જલનો સ્પર્શ કર્યા વિના, એના ઉદયથી તે અસ્ત લગી, ટગર ટગર એ સ્વયંસેવાભાવે ચોકી ભરતા. ]

" ઘડયો ના નર મેં આવો, " બ્રહ્મ આછું વિચારતા,
" પોષ્યો ના નર મેં આવો, " વિષ્ણુ ઘેરૂં વિમાસતા.

[ આવા અજબ નરની દેવોને પણ ઇર્ષ્યા થાય એમાં શું આશ્ચર્ય ? જગતની એક એક ચીજ જેને ઘડવાની છે એવા બ્રહ્મા-કુંભાર પણ વિચારવમળમાં તરવા લાગ્યા કે એમણે નહિં ઘડયો હોય એવો તે આ કોણ છે ? જગતને પોષનાર ખુદ વિષ્ણુરસોયાએ પણ વિમાસણવહેણમાં ડૂબકી ખાધી કે આવા નરને તો પોતે એક ટંક પણ લાડુક પોગી નથી કરાવી. ]

" આવાને કેમ માર્યો ના ? " મહેશ મનમાં બળે,
જન્મ, જીવન ને મૃત્યુઃ એનાં શું અકલિત છે !

[ વળી આટલું અધુરૂં હોય એમ એ વિશ્વસંહારક મહેશ-ખાટકીના અંતરે એ ગોટગોટાળો વઝ્યો કે આ યોગી ઘડાયો ન હોય ને પોષાયો ન હોય તોય એ જન્મ્યો છે ને જીવે છે. પણ તો પછી મેં એને ગળાટુંપ કેમ ન દીધી ? અહો ! કેવાં એનાં ન કળી શકાય એવાં જન્મ, જીવન અને મૃત્યુ ?! એવાને તો મૌન નમસ્કાર સિવાય અન્ય શું કહેવું કે કરવું ? વસ્તુતઃ કશુંજ નહિં. ]

ડોલ્યું આસન જ્યાં તેનું, ઇન્દ્રના પગ ધ્રૂજિયા,
સહસ્ર અપ્સરાવૃંદ ધ્યાનભંગેજ હાંકિયાં.

[ ગમે તેવો સેભાગુ યોગી તપ આદરે કે જેનું આસન ડોલ-વાનું જ એવા અસ્થિર ઇન્દ્રના પગમહીં તો આથી ધ્રૂજારી વછૂટે જઃ એનાં વૃથા વર્ણન શાં કરવાં ! એટલે એણે તો હજાર હજાર અપ્સરાને ધકેલી. એ કપટમાં કે રખે ને જો યોગી લલચાય ને તપભંગ થાય તો પોતે પદભ્રષ્ટ થતા બચે. જુઓ તો ખરા; પોતાને જેઓ દેવ કહેરાવે છે એમનામાં પણ કેટલો બધો સ્વાર્થ હોય છે ! ]

અહા ! એ યોગીયે કેવા ? પરબ્રહ્મથકી પર,
દ્રષ્ટિ ઉગ્રથકી સૌને ભસ્મીભૂત કર્યા સ્મર.

[ પણ શી વાત કરવી ! એ કુમ્ભાથી કમે એવા કૃષ્ણ કે જેનકાથી મોટે એવા વિશ્વામિત્ર નહોતા. બલ્કે પર હતા. જેવી અપ્સરા-રાગી ધપીધસી આવતી એમના દ્રષ્ટિપથમાં પડી કે એમના ચોગા-નાકની અગ્નિવાળી દાંડીમાંથી એક તૃતીય બાંકું લોચન ફૂટી નીકળ્યું. એમાંથી જે અગ્નિ વરસ્યો એના શુભ પરીણામરૂપ, પળના પાંચમા ભાગમાં, એ લશ્કરને રાખના ઢગના સ્વરૂપમાં ફેરવાઇ જવું પડયું ! જોયું જાય નહિં એવું આ જાદુ, કોણ વિસારી શકવાને સમર્થ છે ? ખરે ! એ તો જીવ લઇને જ જાવાનું. ]

સુણ્યે ઈન્દ્ર સમાચાર, અંતરે અગ્નિતાપણી,
કૃષ્ણપાયે રડે છાના યાચંતાં દીન માગણી.

[ ઇન્દ્રને આ હત્યાકાંડનું વર્ણન કોઇ આવતા જતા ખેપિયાએ આપ્યું કે પેટમાં ફાળ પડી–એક રીતે કહીએ તો લાય લાગી. દોડં-દોડ કૃષ્ણ પાસે દોટ મૂકી, પગે પડી, એમણે યાચના કરી: " હે દુઃખિયાના બેલી ! તારો તો બળદ છું. ઓલ્યા અકરાંતિયા લંગોટિયાને માગે એ આપ. નહિતર હું ઇન્દ્રાસનનો ઇન્દ્ર નહિં રહું." આટલું કહેતાં તો એમની આંખમાં આંસુના સાગર ઉલટયા ! સારાંશ એ લેવાનો કે ચડતીપડતીની તડકીછાંયડી માનવમાત્ર તો શું પણ આજ દેવમાત્રને પણ છોડતી નથી. ખુલાસાવાર કહીએ તો આમ છંછેડયા વિના રહેતી નથી. ]

તંત્રીરૂપે જુઓ અંતે પ્રભુ પોતે પધારિયા,
" માગ વત્સ, " કહેતાં તો પ્રૌઢ પ્રશ્નોત્તરો થયા.

[ આ પ્રમાણે શ્રી કૃષ્ણને યોગી સમક્ષ પ્રગટ થવું પડ્યું. એ કાળે એમનું સ્વરૂપ દેવ, માનવી કે રાક્ષસ નહિ પણ તંત્રી સમાન હતું. એ ડાચાકમળ ને એ ટાંટિયામ્બુજ: એ હસ્તકોડિયાં ને એ ચક્ષુ-માર્જરી અન્ય કોનાં હોઇ શકે ? વિશેષે કરીને વળી પ્રથમ હાથમાં કલમગદા ને બીજામાં ખડિયોશંખ: ત્રીજામાં લખાણચક્ર ને છેલ્લામાં પ્રુફપદ્મ ઇત્યાદિક શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યાં હતાં. પછી એવા એ કૃષ્ણે યોગીને સંબોધીને નીચેનાં વેણ ઉચ્ચાર્યાં: " માગ, માગ; માગે તે આપું." આવા રૂપમાં પણ આવો વાણીઉચ્ચાર શ્રવણ થતાં યોગી તપોબળના પ્રતાપપ્રભાવે પામી ગયા કે ઓહો ! આતો પ્રભુશ્રી પંડે પધાર્યા ને શું ?! એટલે પોતાના તપનું કારણ જણાવવા મોં ખુલ્લું કર્યું: હોઠ ફફડાવ્યા: જીભ હલાવી. આમ નિજઆત્મા એમની અને પરમાત્મા પ્રભુની વચ્ચે નીચે મુજબ અજબ પ્રશ્નોત્તર થયા. ]

સ્વસ્તિશ્રી તંત્રીપુરાણે
પૂર્વવૃત્તાંત ખંડ
પરિપૂર્ણ

卐

બ્રહ્મની સ્વાર્થી જંજાળે ચેન ના પડતું કશું,
તંત્રી મારે થવું છે તો કહો ગોવિન્દ! શું કરૂં ?

[ હે ગોવિન્દ! સચરાચર જગતની સૌ સ્વાર્થી જંજાળમાં મને કશો રસ ન પડતો હોય એ સ્વાભાવિક છે. મને લાગે છે કે મૃત્યુ પછી તને પામવા અર્થે નિઃસ્વાર્થ સેવા કરવાનો એક અનન્ય માર્ગ તે તંત્રી થવું એ જ છે. તો મારે એ થવું છે. એ માટે મારે શું શું કરવું ઘટે ? ]

વત્સ ! ધીરો જરા થા તું, સહુના ભાગ્યમાં ન એ,
અનોખાં જે કરે પુણ્ય ચડે તે તંત્રીઆસને.

[ વત્સ ! ઉતાવળ મા કર. તંત્રીપદ સૌના ભાગ્યમાં ક્યાંથી હોય ? એ તો જેમણે અનોખાં અર્થાત્ અનેરાં પુણ્ય કિંવા તપ કર્યાં હોય એમને જ એ લાધે છે. અન્યનાં એ ગજાં ન મળે. ]

કરૂં તો પુણ્ય આજે હું સહસ્ર બ્રહ્મભોજન,
સકુટુંબ ભલે આવે; સ્વાગતમ્, હે જનાર્દન !

અને જો હું થયો એથી તંત્રીને કૈંક લાયક,
ધર્મ તંત્રીતણા શા છે ? વર્ણવો વિશ્વનાયક !

[ અરે ! તો તો પુણ્ય કરવાની કિયે ના પાડી ! લ્યો નઃ પૂરાં હજાર બ્રહ્મકુટુંબ ભલે એક ટંક મારે ત્યાં જમી જાય. જનાર્દન અર્થમાં ઓ કૃષ્ણ ! તમે પણ ભલે પધારજો. અને ધારી લઇએ કે આટલું થયું એટલે પછી તંત્રી થવાની મારામા સહેજ લાયકી આવી તો ગણાય. તો પછી તંત્રી થવું એ કોનું કામ છે; એનું કાર્ય શું શું છે; એ સર્વથી મને વિદિત કરવામાં તમને શો વાંધો હોય ? એનું યથાર્થ વર્ણન તમે કાં ન કરો ? ]

બ્રહ્મ, ક્ષત્રિય ને વૈશ્ય, આખર શૂદ્ર આવતા,
આર્યના ચાર એ વર્ણ મને જે મનભાવતા.

શિક્ષણ બ્રહ્મને શીરે એવું સ્પષ્ટ કહ્યું જ છે,
તથાપિ અલ્પ બુદ્ધિના ઉલ્લંઘે વેદવાક્યને.

[ આ સકલ આર્યાવર્તમાં, મુજને મનગમતા, મુખ્યત્વે ચાર જ વર્ણ હતા–હોવા જોઇએઃ બ્રાહ્મણનો, ક્ષત્રિયનો, વૈશ્યનો અને છેવટ, જે કહેવાય તે, શૂદ્રનો. સર્વનાં નિર્મિત કાર્યપર નયન ઠારતાં જ્ઞાન-શિક્ષણ દેવું, એટલે કે તંત્રી થાવું એ તો બ્રહ્મ કહેતાં બ્રહ્મમય બ્રાહ્મણનો જ ધર્મ વદે. તથાપિ અલ્પ બુદ્ધિના એવા પામર મનુષ્યો, ધર્મનો વિચાર લાવ્યા વિના, પોતે ક્ષત્રિય હોય કે વૈશ્ય, વૈશ્ય હોય કે શૂદ્ર, શૂદ્ર હોય કે ક્ષત્રિય પણ મરજીમુજબ તંત્રીપદ લઇ લીધા વિના રહેતા નથી. પણ શાસ્ત્રીય રીતે નિહાળતાં આ એક અક્ષમ્ય પાપ જ છે ના? એની શિક્ષા એમને આ લોકમાં નહિ તો પર-લોકમાં તો થવાની જ. ]

કેશવ ! જાણીને સર્વ દિલ આ બળતું અહુ,
તોયે બ્રાહ્મણ હું, તેહ શાને આશ ત્યજી દઉં ?

[ અહો ! દેવના દેવ હે વિશ્વસ્વામી ! અધર્મી જ આ બ્રહ્મ-ઇતિહાસ જાણી મારૂં ઉર ભડકેબળે છે. પણ મારે પક્ષે તો ત્રિતાં-તણિયા જનોઇ હોતાં, તંત્રી થવાનો જે મારો જન્મસિદ્ધ હક્ક ગણાય એ કયે મને જતો કરાય ? ]

ધન્ય હો, ધન્ય હો વત્સ ! આહ્રીન તુજ વેણલું,
ઉત્કંઠા ઉરની ઉડી તો લે તારી પૂરી કરૂં.

[ ઓ મારા શિષ્ય ! તને ધન્ય જ છે. કારણ મને શીઘ્ર કરી દે એવાં વેણ તેં રજૂ કર્યાં છે. અને એ નિમિત્તે હું યથામતિ ઉત્તર દઉં છું. તો લેઃ કાન ધર. ]

કૃપા મોટી થઇ, કૃષ્ણ ! આનંદ દિલ માય ન,
સાષ્ટ અંગે પ્રણામું હું, પરમાનન્દ ! માધવ !
અને તોયે હૃષીકેશ ! તંત્ર મોજે ચલાવવાં,
કાઢું કેવું કહો પત્ર સચિત્ર વા અચિત્ર વા ?

[ હે પ્રભો ! આપે મારાપર એટલી બધી દયાદ્રષ્ટિ કરી નાંખી છે કે મારા દિલમાં, મને થતો આનંદ, મવરાવવાની જગા નથી.

અને એ જ અંખૂટ આનંદના અધિક આવેશમાં, મદિરાથી માતેલ ચાફક, મારા આઠે અંગની શક્તિ હણાઈ જતાં હું તમારા પગમાં આળોટી પડું છું. પણ જ્યાં આનો નશો ઉતરે છે અને વાતાવરણનું મને સાનભાન થવા પામે છે ત્યારે મને તમને પ્રશ્ન પૂછવાની ગમ પડે છે કે તંત્રી થયા પછી પણ જીવનને મોજમજાહમાં રાખવાનો જો કોઈમાં સ્વાર્થ હોય તો એણે કેવું ને કયા પ્રકારનું પત્ર કાઢવું? વિસ્તારપૂર્વક ટૂંકમાં પૂછતાં સચિત્ર કે અચિત્ર ?]

યથાર્થ પ્રશ્ન એ તારો, શાબાશ તુજ બુદ્ધિને,
જગનાં લોક તો મોહે ચિત્રનાં રંગદર્શને.

અને જો એ જ વાંચ્છે તો વ્હોરવાં પડશે ખરે,
કલાનાં ખૂનનાં પાપઃ ચિતારા ઉચ્ચ ક્યાં મળે ?

[ આવો અકલ્પીય યથાર્થ પ્રશ્ન પૂછનાર તારી બુદ્ધિને મુબારકબાદી આપતાં મને હર્ષની પ્રાપ્તિ થાય છે. હાલનાં જગજ્જનોને, તું કે હું ન જાણીએ એમ, ચિત્રના રંગલપેટા બહુ પસંદ પડે છે. ને તને પણ એ શોખ રહી જતો હોય તો પછી કલાનાં ખૂનનાં પાપનાં પ્રાયશ્ચિત માટે તારે તૈયાર રહેવું પડશે. કારણ કે આપણે ત્યાં ઉત્તમ કહીએ તોયે વાંધો નહિ એવા ચિતારાનો આ પળ લગી ઓટ જ છેઃ ઓટ છે એટલું જ નહિ પણ જે છે એમાંથી અનેક તો તફડંચીમાં પારંગત એક્કા કહેવાય છે. ]

ન ઇચ્છું હું, ન ઇચ્છું હું પ્રજાના શાપ દુઃખિયા,
ચિત્રહીન રહું ક્હેરેઃ મહાપાપ કરૂં જ શાં ?

[ ના રે બાપ ! ચિત્રોમાં એવી ચોરી પોલી મારે કયે મલક જવું ? દેવાધિદેવ ! હું, વિના ચિત્ર, વ્હેરબંધ જીવીશ. મારા સમ નિઃસ્વાર્થ સેવકથી જાણીબુઝીને તે પાપ થાય જ કેમ ? ધોળામાં રાખ હજી ને ? ]

વસ્તુસ્થિતિ કહી મેં તો ધર્મ એ માહરો જ છે,
હવે તારે થવું કેવું ? મર્મ એ તાહરો જ ને ?

[ મેં તો મારા ધર્મઅનુસાર આજુબાજુનો વિચાર કરીને તને યોગ્ય સલાહ આપી. પછી તારે–તારે કહેતાં તારા પત્રને સચિત્ર થવું કે અચિત્ર રહેવું એ તો, સત્ય કહેજે, તારા ધર્મઅનુસારની વાત વદે ને ! ]

ઉપરાંત પૂછું અન્ય સાહિત્યનું કલાનું કે ?
રાજકીય, સમાજી કે શંભુમેળો બધો ઘટે ?
દૈનિક, અઠવાડિક, પખવાડિક, માસિક,
દ્વિમાસિક, ત્રિમાસિક કે વાર્ષિક સુરૂચક ?

[ અને કહો તો ખરાઃ મારે ક્યાં ખેતરમાં હળ હાંકવું ? અર્થ એ કે મારે કયા ક્ષેત્રનું પત્ર કાઢવું ? સાહિત્યનું કે કલાનું; રાજકીય કે સમાજી; કે પછી સૌનો શંભુમેળો ભરૂં ? વળી એ કયારે કયારે ગ્રાહકોના હાથમાં પહોંચાડવું ? રોજને રોજ ? અઠવાડિયે ? પખવાડિયે ? એક–બે–કે ત્રણ મહિને ? કે પછી વર્ષ દહાડે મફત સાલમુબારક પણ વાંચે એવું વાર્ષિક સૌને સુરૂચિકર નીવડશે ? આ વાતમાં આપનો અંગત અભિપ્રાય કેવોક છે ? ]

રાજકીયે ભરી ધાસ્તી, રસહીણું સમાજી જ,
કલા તો કાઢવી ક્યાંથી ? સાહિત્ય એજ ઉત્તમ.
દૈનિક, અઠવાડિક, પખવાડિક સત્વર,
દ્વિત્રિમાસિક, વાર્ષિક દૂર, ઉત્તમ માસિક.

[ રાજકીય વાવાઝોડામાં તો ક્યારેક ડંડિકા ઉડે એટલે કરીને એમાં ડોક લંબાવવી એ તારા જેવા માટે તો જોખમભરેલું કહેવાય. વળી પત્રતંત્ર કાજે જીવનયંત્રને છાપરે ચડાવતાં જીવનરસને ને રસજીવનને પરવારી બેઠેલા એવા તંત્રીઓને સંસારસમાજની વાતચિતમાં તે શી ગતાગમ પડવાની હતી ! બાકી કલાનું તો હું આગળ વર્ણન કરી ગયો. આગળ ધપતાં સમય પરત્વે શાંત ને ગંભીર વિચાર ચલાવતાં મને લાગે છે કે દૈનિક, અઠવાડિક કે પખવાડિકમાં તો હડબડાટ ઉતાવળ કરવી પડે અને લોકોની આંખે ચડાય. દ્વિમાસિક, ત્રિમાસિક કે વાર્ષિકથી પ્રમાદની સત્તા જામી જાય એટલુંજ નહિ

પણ લોકોની આંખમાંથી ખસી પણ જવાય. માટે આ સૌ વિઘ્નો જોતાં સહુ ખેડ્યું નિર્ભય સાહિત્યમાસિક કાઢવું એજ સર્વશ્રેષ્ટ માર્ગ છે. ]

કરીને એટલું નક્કી અનેક નામ શોધીને,
કરૂં હું ચાલતું પત્ર ? અન્ય કૈં કરવું ઘટે ?

[ આટલું નિશ્ચિંત કર્યા કેડે, કાંઇ નવું જ નામ પાડીનેઃ જે મને પોતાને તો અન્ય પત્રોનાં સર્વ નામોનાં ઉત્તમ જ લાગતું હોયઃ એવું નામ નક્કી કરી હું એક પત્ર શરૂ કરૂં એ પહેલાં મારે કશું સંભાળવાનું બાકી રહેતું હોય તો એનું મને અવશ્ય ભાન કરાવો. પત્ર કાઢવું. સાવ સહેલ છે, નિભાવવું છેક અઘરૂં છેઃ આ પરમ સત્ય તમારા ખ્યાલ બહાર તો શાનું હોય ? ]

ભોળા મારૂં કહ્યું માની મૂકી દે તું વિચાર આ,
તંત્રમાં ન કશો સારઃ શ્વેત સૌ દૂધ ના સદા.

[ અરે ભૂંડા ! મારી સલાહ તારે લેવી હોય તો હું દઉં છું કે તું તંત્રી થવાનો વિચારજ માંડી વાળ. એમાં તે શો સાર બળ્યો છે ? સર્વદા ઉજળું એટલું દૂધ નથી હોતુંઃ સાબુના લાડુ પણ એવા તો હોય છે.]

ફરી જતા કાં ? થઈ ભૂલ કે હેં ?
અર્પો ક્ષમાબક્ષીસ બાલુડાને;
હોયે ભલે તંત્ર અગમ્ય છેક,
કાં ના તજું મોહન ! સ્વાહટેક ?

[ હેં મોહન ! તમે આમ, પાઘડી ફેરવી બેસી, બધી બાજી ઉલટાવી નાંખો એ ઠીક કહેવાય ? જો મારાથી કાંઇ ઉંધું વેતરાણું હોય તો હું તમારૂં તો આખર છોકરૂં કહેવાઉંઃ ભલે ને માથે તો કાળાનાં ધોળાં મટી ધોળાનાં કાળાં થવા માંડયાં હોય. અને ખરેખર ! એક અન્ય શંકાનું સમાધાન પણ પતાવો. તંત્રીપદ ગમે તેવું હાલી-

મવાલી હોય તદઅપિ એનો સ્વાદ ચાખવાની મારી ટેકને હું, કયે કારણુઅર્થે, નાકા જેમ, પકડી રાખતો હઇશ ? ]

સુગન્ધ મીઠી સુંઘ લીમ્બડાની,
ને ચાખ ત્યારે કટુતા શી એની ?
જો તંત્રીકેરા વ્યવહાર આવા,
બાહ્યે રૂડાઃ અંતરથી સડેલા.

[ તને શું એટલું જ્ઞાન નથી કે લીમ્બડા સુગન્ધ પૂરતા જ મીઠડા હોય છે ! ન હોય તો જા-એક વાર ચાખી જો. જાણે કડવાશ તો એના પૂજ્ય પિતાશ્રીની જ. ભઇલા ! તું જાણ કે તંત્રીના તંત્રના વ્યવહાર પણ આજ પ્રકારના હોય છે. દૂરથી નિરખો ત્યાં સુધી ઉત્તમઃ પાસેથી નિહાળો એટલે અધમ. ]

લીમ્બડા કડવા તોયે અંતસ્તાપ પરા કરે,
તંત્રીનું તંત્ર તો ના શું અંતર્દુઃખ નસાડશે ?

મધુસૂદન ! કંસઘ્ન ! તંત્રની કુંચીઓ કહો,
સેવાના લાગ આવે ક્યાં જગે આમ ફરી અહો ?

[ મામા કંસના એ મોક્ષક મધુસૂદન ! તમે ભૂલ કરતા લાગો છો. લીમ્બડા કડવા ખરા પણ, ન ટરે તમ સરિખા નારાયણુને મતે કે પછી તમને કદિયે તાવે પટકી પાડ્યા તો એના સેવનથી ક્યા પાછા હતા એવા થઇ જાઇએ છીએ ? તંત્રીનું તંત્ર પણ, તમે કહ્યું તેમ જો લીમ્બડા જેવું જ છે સારે તો જરૂર મારા મનનો દુઃખરૂપી તાવ તગડશે. માટે એટલે, અમૃત તો ચાખવા મળ્યું નથી પણ એથીયે ઉમદા આ તંત્રામૃતનું તમે મને રસાસ્વાદન આજ ને આજ સત્વર જ સત્વર કરાવો. અમારા એક કવિએ એક ગાણું જોડ્યું છે–તમે તો એ જાણતા જ હો–કેઃ આજનો લ્હાવો લીજિયેજી કાલ કોણે દીઠી છે ! ]

અહો ચેલા ! અહો ઘેલા ! આ ઉતાવળ કારમી,
તંત્રીના તંત્રની માયા દુઃખડાં ઑર લાવતી.
અને જ્યારે તથાપિ એ તારે કંઠે ન ઉતરે,
રહસ્ય તંત્રીનું સૂણુ એકાગ્ર ચિત્તથી હવે.

[ ઓ મારા ઘેલા ચેલા ! આ માલ વગરની ઉતાવળ છે. તંત્રી થયા પછી તંત્રીને માથેથી, ઑર કહેતાં મૂળ જે કહેવાય તે–ન સમજી શકાય કે ન સમજાવી શકાયઃ કોઇને કહેવાય નહિ ને પોતાથી સહેવાય નહિ એવાં–દુઃખના જ્વાળામુખી ફાટે છે. આવું છે તોય તારે ગળે જ્યારે એ કથા ઉતરતી નથી અને એને·અંતે તું તંત્રી થવાની બાળહઠ, રાજહઠ, સુન્દરીહઠ ને નહિતર છેવટ ખચ્ચરહઠ સમાન બીજી તંત્રીહઠ લે છે ત્યારે હવે તો તું, એકાગ્ર ચિત્તે ને સ્વસ્થ મને, તંત્રીના રહસ્યનું શ્રવણ કર. ]

અહા આવી, અહા ભાવી ધન્ય જીવનની ઘડી,
કહી નાંખો જ વાર્ષ્ણેય ! ઢીલ ના કરશો કશી.

[ ખરે ! મને અતિ સ્વાદિષ્ટ લાગે એવી મારી જીન્દગાનીની ધન્ય ઘડી આવી પુગી. તો પછી હે વાર્ષ્ણેય ! ત્રિલોકના નાથ ! કશી ઢીલ કરવી તમને ન ઘટે. કિન્તુ હે સદ્‌ભાગી શ્રોતાજનો ! આ શ્લોકના એક અદ્‌ભુત શ્લેષ પ્રતિ આપ સર્વનું લક્ષ્ય ન દોરાયું એ કેવી દયાની ઘટના ?! પ્રથમ પંક્તિના ચતુર્થ શબ્દ ભાવીનો અર્થ માત્ર એટલો જ નથી કે મનને ભાવતી એવીઃ અન્ય એવો અર્થ પણ સંતાઇ રહેલો છે–તમે જાણશો કે સત્વર તમારા હસ્ત તમારા જ હર્ષ પ્રતિ પન્ય લેશે–એ એ કે ભાવી એટલે ભૂત ને વર્તમાનમાં નહિ સાંપડેલી તોયે ભવિષ્યમાં સાંપડનારી. ]

જરા વીર ! જરા ધીર, વિઘ્ન તંત્રીપથે નડે,
પત્રને કાઢવા પ્હેલાં મિત્રો કૈં કરવા પડે.

[ તંત્રી થવાને તલપતા એવા ઓ મુજ વીર ! તું ધરને ધીર. એક પત્ર આદર્યાં પહેલાં જે કોઇ મિત્રો કરી લેવાનું ભૂલે છે એને પછી એટલા દુશ્મનોગ્ર મળતા હોવાથી, હું, સંકટ સમયે સાંકળ ખેંચી તને ઇશ્તિહાર અર્પું છું કે ગમે તેટલા આંટા આથડીને પણ પત્ર કાઢવા પહેલાં મળે તેટલા લેખકમિત્રોને સાધી લેજે. આમ ન કર્યું તો પછી હતો ન હતો થયોઃ હું વારી જાતે તું મૂઓ સમજજે. ]

લેખક મિત્રવર્યોનો નથી અસહકારી હું,
કદાપિ થાય કો સામે મહાભારત આદરૂં.
ચહો જો આપ તો હું તો સંપ્રદાય ખડો કરૂં,
સંબંધીને કહી સભ્ય અસભ્ય અન્યને ગણું.

[ વા સાનુકુળ સંજોગ ? ! સાચું સુણાવી દઉં ? મારે તો માત્ર લેખકો સાથે જ ખરી દોસ્તી છેઃ અન્ય ગાંડાં જગજ્જનોને તો અમે લેખકજનો ગાંડાં લાગીએ છીએ. વળી જો વધુ સાંભળવું હોય તો જાણો કે હું પત્ર આદરૂં પછી કોઇ મૂર્ખ સામો પડવા જશે તો હું, મહાભારતમાં કૌરવપાંડવ વચ્ચે જે યુદ્ધ વર્ણવવામાં આવ્યું છે એથીય જબ્બર યુદ્ધ કરવાને બાંયો ચડાવું એમ છું. એ તો તમે મને ઓળખતા નથી. (નાકે છીંકતાં ગળે ઉધરસી)......પણ આપ કટાણું મોં કરો એ યથાસમયે યથાસ્થળે છે. આડી વાતે ઉતરી જવાની મારી ભૂલ એ એ વાતનું મૂળ છે. પણ હોય. માનવમાત્ર ભૂલને પાત્ર...... પણ સાંભળો તો ખરા ? હવે કરવાની છે એ વાત જ કથીશ. હં. પ્રિયતમ નટવર ! જો તમારે જોવું હોય તો તમે કહો કે એક આખો મારો સંપ્રદાય ઉભો કરૂં. મારા લેખકો એ બસ મારા જ. આટલું બસ ન લાગે તો આ મારા સંબંધીઓને હું સભ્યતાથી છલકાતા સભ્યો કહું અને બાકીનાને, જૂદા રાખવાને ઇરાદે, જાહેર રીતે તો કહેવાય નહિ એટલે, છેવટ મનમાં પણ અસભ્ય ગણું. કેમ; તો પછી...! ]

ઉપમા આપવી કેવી તારી હિંમતને મુજ ?
કદિ સ્વપ્ને નહીં કલ્પ્યો તંત્રી ઘેલો સમો તુજ.

છતાં તંત્રી, ઘુંટી રાખી, અન્ય પત્રે જઇશ મા,
તંત્રીગુન્હો કરી એવો ગ્રાહકો રીસવીશ ના.

[ તારી આવી હિંમતને મારે મારી કઇ ઉપમા લાગુ પાડવી ? મને સ્વપ્નમાં ક્યારેક તંત્રીઓ દેખા દે છેઃ તોય તારા જેવો તો કોઇ નહિ ને કદિય નહિ. અને ત્યારે હવે સલાહ અર્થે બે-ત્રણ-ચાર બોલ તારા કાનમાં કહી દઉં છું તો એ ખાનગી રાખજે. તંત્રીપદાનો

એકડો. એમ ઘુંટાય કે તંત્રી એટલું તંત્ર, દૂપદનો લે મંત્ર. લંબાણથી લંબાવીએ તો આનું યથાર્થ લંબાણ એ થાય જે, એક તંત્રીએ તંત્રની બેડી હાથમાં વીંટાળ્યા પછી પોતાનાં લખાણ તો પોતાના જ પત્રમાં શોભે એમ સાચી રીતે સમજીને, કોઇ અન્યને આપવાં જ નહિ. કેટલાક આ ગંભીર ગુન્હાનું અક્ષમ્ય પાપ ન સમજતાં કાચું ખાઈ નાખે છેઃ છતી આંખે નપાસિયા કૂવામાં પડતું મેલે છે. આનું કેવું અનિષ્ટ પરિણામ આવે એનું તો વિવરણ પણ ઘટિત કહેવાય કે?]

વેદોચ્ચાર સમું સત્યઃ તથાપિ પ્રશ્ન પૂછું છું,
અન્યના તંત્રીઅંકોમાં લખું કે ના જ હું લખું?

[આપે તો મને વેદના ઉચ્ચાર સરખી સત્ય વાણી કહી. પણ તો સ્હો કહોઃ જેને સનાતન સત્યોની કશી જાણ નથી એવું કોઇ તંત્રીઅંક—તંત્રીઅંક શબ્દ જરા અર્થહીન હોવાથી એનો અર્થ જરા દુર્વિકટ છેઃ ટૂંકમાં તંત્રીઓના ખજાનરિવાં સ્મરણમુકુરને અનુભવ-વિનોદનું ગંભીર તોપે હાસ્યવંત સંગ્રહસ્થાન—આવા પ્રકારનો અંક કાઢવાની કોઇ ભૂલ કરતું હોય તો તેમાં મારે માઈ લખાણ, મને ને એકાદ વેળા પણ, નાના પ્રકારના, આપનું કે કેમ?]

તંત્રીને એઉ પંચાત; આમંત્ર્યે લખવું પડે,
આમંત્રણ ન હોયે તો આબરૂ ન કશી રહે.

[બાપડા તંત્રીઓનો તે કંઇ અવતાર છે? ચારે કોરથી એની તાસે તો માત્ર ચિંતા જ. આમંત્રણ મળ્યું હોય તો તો પછી લખ્યે જ મુક્તિ. ને જેને એ ન મળે એની તો કિંમત પણ કેટલી? આબરૂના રેલીદાણા જ ને?]

કહો શી શાસ્ત્રવાણી? ને શી આજ્ઞા? નન્દનન્દન!
આબરૂથી ડરૂં ના હું; ધર્મ પ્હેલો, પછી મન.

કહો તો 'ના' કહું ચોકખી; વા તો 'હા.' 'ના' ક્યાં કરૂં,
તમારી એક આજ્ઞાથી મારે છે પર ના કશું.

[હું પોતે જાતે પડું, જે તમે પ્રગટ થવા ત્યારથી તે અત્યાર લગી એકની એક ટક પકડી રહ્યો છું એથી આપને એટલું તો મનમાં

ખાત્રિથી લાગ્યું હશે કે આબરૂ જેવું મારે કાંઇ હશે નહિ. આ સેવક તમે કહેશો એમ વર્તવાને ઉભે હાથે. તૈયાર છે. શાસ્ત્રમાં આ વિષે ક્યાંઇ કાંઇ જ ઉલ્લેખ નથી? હોય તો યથાસ્થિત અથવ્રતિ શ્રવણ કરાવો. ]

स्वपत्रे पूज्यते तंत्री मा अन्येषु कदाचन,
ભતૃહરિ પુરાણીનું આ છે વેણ પુરાતન.
એટલે મારૂં માને તો તારે કાંઇ ન આપવું,
શાસ્ત્ર અજ્ઞાની ટોળીમાં એવું શાને ભળી જવું?

[ શાસ્ત્રમાં તો આ વિષય પરત્વે ઉલ્લેખ થવો વિસરાઇ ગયો લાગે છે. બાકી માત્ર સન્ધીની એક નજીવી ભૂલને અંગે તારા પુરાણ-વેદી ભતૃહરિનું આ અપ્રસિદ્ધ રહેલું સુવાક્ય તો તને ઘસીને ના પાડે છે. અને એટલા માટે એની મહત્તા જાણવી હોય તો રાજીખુશીથી જાણ. स्वपत्रे पूज्यते तंत्री એ ભતૃહરિને પોતાને, અભિમાનના ટકા બાદ કર્યા પછી પણ, એટએટલું ગળ્યું લાગ્યું હતું કે એના પરથી પછી स्वदेशे पूज्यते राजा જેવો એમણે સર્વત્ર પૂજનીય શ્લોક ઘડી કાઢ્યોઃ દંતકથા કહે છે કે પછી જ એમને કાળજે ટાઢક વળી. मा अन्येषु कदाचन એ તો મેં ઉચ્ચારેલી ને વ્યાસજીએ ગુપ-ચાનાં માનાંચુપ સાંભળીને ઉતારેલી, એક અડધી લીટીનો શુદ્ધ પ્રતિ-ધ્વનિ છે. ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે મેં જ એ મહાબાહુ પાર્થ પરંતપ ગાંડીવ ધનંજય ભરતર્ષભ કૌન્તેય ગુડાકેશ અર્જુનના કાનમાં ફૂંક મારી હતીઃ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।

આગળ ચાલતાં હવે એના ગુઢ અર્થ પ્રતિ દ્રષ્ટિ ફેરીએ. એક તંત્રીનું ખરૂં પૂજન એટલે કે એનું ખરેખરૂં મૂલ એનું પત્ર જ આંકી શકવાને સમર્થ છેઃ જેમ એક વફાદાર શ્વાનની કિંમત ચોરને નહિ પણ એના માલિકને જ હોવા સંભવ છે. એથી કરીને હું તો તારા શ્રેય માટે એટલું કહું છું કે શાસ્ત્રથી અજ્ઞાન એવી ટોળકીમાં ઘુસ્યા પહેલાં આગળપાછળનો પૂરતો વિચાર કરજે. ]

માન્ય છે સર્વ એ મારે; અધિકું કરવાનું શું ?
આદર્શ પત્રના તંત્રી થાવા કાજે શું શું રહ્યું ?

[ કબુલ; કબુલ. તમે કહ્યું એ બધાને શીરસાવંદ્ય છે. કિન્તુ એક આદર્શ પત્રના આદર્શ તંત્રી થવા અન્ય કેટલાં તપ અધુરાં છે, એનું તો જ્ઞાન કરાવો. બીજું સઘળુંય તો જાણે સમજ્યા. ]

આદર્શ તંત્રીઓ કાજે સ્થાન આ જગમાં નથી,
બ્રહ્માના પત્રનું તંત્ર પાપથી ભરીયું નહી.

[ અરે ! એ શું બોલ્યો ? આદર્શ પત્રનું આદર્શ તંત્ર ? ! તેટ તું જાણ કે આદર્શ તંત્રી થવા માટે આ સકળ જગત્માં તો ક્યાંઇ એક ખૂણોય ખાલી નથીઃ કિંવા આ માયાની જગત્ કે જ્યાં પત્રનું તંત્ર મોહભરમ ને પાપકપટથી છવાછલ છે ત્યાં કોઇ આદર્શ તંત્રી હોય એ કેવળ અસંભવ છે. કૂવામાં તે માછલાં હોતાં હશે ? ]

બ્રહ્મની સ્વાર્થી જંજાળે ચેન ના પડતું કશું,
તંત્ર ને તંત્રીમાં સ્વાર્થ ! નિઃસ્વાર્થી ન કશુંય શું ?
આહવા સ્વાર્થને કાજે બ્રહ્મભોજન શાં ઘટે ?
કિરીટ ! મૂર્ખ માનીને રમાડતા શું બાળને ?

[ કિરીટ કહેતાં હે કનૈયા ! મેં આપને પ્રથમથી જ વિદિત કર્યા છે કે મને બધું જ સ્વાર્થી લાગ્યું એટલે તંત્ર ચલાવવું કરવાની મેં પ્રતિજ્ઞા કરી. પણ જ્યારે તંત્રમાં તો સ્વાર્થથીયે અધિકાં કંઇનાં કંઇ છે એમ આપના મુખે ને મારા કાને સાંભળું છું ત્યારે મનમાં એમ થઇ આવે છે કે બસ નિઃસ્વાર્થ જેવું કાંઇ હશે જ નહિ કે શું ? તો પછી હે જે કહું તે ! આવા તંત્રીપદાના પાપને સાટે બ્રહ્મભોજન—અને તેય તે સહસ્ર સહકુટુંબ સહપરિવાર—તે શે કરવું અમે ! કે પછી તમારી જેવજન્મસિદ્ધ ટેવ મુજબ અત્યાર લગી આ બાળકને બનાવતા હતા ? હેં ? ]

હવે તું સમજ્યો સાચું પામ્યો બ્રહ્મતણો રસ,
ગયા જન્મે કર્યાં પાપ એ પામે તંત્રીનું પદ.

લેભાગુ લેખકોનેયે ઉત્તરો આપવા પડે,
જરા વિલંબ થાયે કે ગુસ્સે ગ્રાહકજી ચડે.

[ હાં, હવે જરા અક્કલ આવી. આમ થાય ત્યારે અજ્ઞાન ચંધું કહેવાય. એ તો જેણે જેણે ગયે જન્મે અક્ષમ્ય પાપોના ઢગલા ચડાવ્યા હોય એમને લલાટે જ એ દુઃખડુંગર આવી વાસો કરે છે. એમની દશા તો તું જો ! રોજના પંદર આવે તો પંદર ને વીસ આવે તો વીસ–આવે એટલા બધાય ગમે તેવા તરજુમિયા ને કલ્પનાહીન લેખકના લેખોને એક તો વાંચી જવાઃ ને વળી પાછા બીડવા. ક્યારેક બહુધા ભૂલથી વિલંબ થયો કે શ્રીયુત ગ્રાહકજી ઑર ઑર ચોપડાવે એ તે જાણે વ્યાજવટાવમાં. ]

રચીને કાવ્ય કો ફેંકે પુરાણુ તંત્રીનું કહે,
ન્યાય કાજે મહાદુઃખે તંત્રીએ છાપવાનું ને ?

[ સાચી વાત. હવે સમજાયું. હમણાં મને એક એના પુરાવામાં ખ્યાલ આવી નાસી ગયો. એમ કે ધારી લ્યો કે આ વૃક્ષ પાછળ લપાઈ આપણા સંવાદનું પાન કોઈ કરી રહ્યું હોયઃ પછી એ શબ્દશઃ યાદ રાખી લેઃ ઘેર પહોંચતાં વેંત બધું ઉતારી લેઃ એનું નામ પાડે તંત્રીપુરાણુઃ આપે કોઈ પત્રમાં છાપવાઃ બિચારા તંત્રીના શા હાલહવાલ ? એક તો ન્યાયના બલિદાનમાં એ છાપ્યા વિના છૂટકો નહિઃ બીજું પોતાને હાથે પોતાની ફજેતી. નરદમ ખોટનો વેપાર. ]

સેવા અર્થે થયા તંત્રી લોક કહેઃ “ નોકરી નથી,
ધંધાહીન રહ્યા એથી આ પેટપૂરી આદરી. ”

[ અપિ અને, તમારા ખ્યાલમાં તો જો કે શુદ્ધ સેવાભાવ જ હોય પણ લોક શું કહે ! એમ કે આને કોઈ બીજો ધંધો મળતો લાગતો નથી એટલે પેટ ભરવાનું આ સાધન ઠીક ગોતી કાઢ્યું. ભલે ને તમે તો મનમાં ગણતા હો કે કેટલી વીસે સો થાય ! ]

ગોવર્ધન ! કરે ચોરી ચિતારા ચિત્રની ગહીં,
ગણાવે તંત્રીને ચોર અસભ્ય જનમેદની.

[ આ તો અમસ્થી આડી વાત કહું છું. તમે આગળ ચેતવી ગયા એ, વિચાર કરતાં, સાચું લાગે છે, હોં. આ ગોપાલક ગોવર્ધન ! હું પત્ર કાઢું તોય જો કે ચિત્રામણું આપવાનો મારો વિચાર નથી: પણ ચોરી ચિનારાઓ કરે અને વાંક તંત્રીનો પીટાય એમ જે મેં સાંભળ્યું હતું એ સાચું ? આમ માનનાર સર્વ અસભ્ય હોવાં જોઇએ ખરું ? ]

થતાં તંત્રી મહા એવાં દુઃખો જો ખમવાં પડે,
તથાપિ જો થવું તારે તંત્રી તો બનજે સુખે.

[ એ વાત રહેવા દે પૂછવી. તંત્રી થતાં તો એવા કેટલાય, ગણ્યા ગણાય નહિ જેટલા, સાચા તેમ જ જૂઠા આક્ષેપ આવવાનો. તારામાં એ ઝીલવાની તાકાત હોય તો પછી સુખેથી તંત્રી થા. મારા તને શુભાશીષ છે. ]

નથી થાવું, નથી થાવું, નથી જ, પુરૂષોત્તમ !
તંત્રી થાતાં મળે સ્વર્ગ તો એ સ્વર્ગે જવું નવ.

[ ના; કોને જોઇએ છીએ ? મારે એ તંત્રીપદ્ જોઇતું જ નથી. એ વાતનું મારી પાસે નામ ન લેશો. અરે ! કોઇ એમ પુકારે કે બચ્ચા, તંત્રી થાય એને માટે સ્વર્ગમાં એક ખાસ અલગ ખૂણો રાખ્યો છે તો, તો પણ મારે એ હરામ બરોબર છે. બસ; જગતનું જે થવાનું હોય તે થાવ. ]

સ્વસ્તિથી તંત્રીપુરાણે
પુરાણ ખંડ
પરિપૂર્ણ

卐

અદ્‌ભુતં પાપકં કલેશ ઉત્પાદકં
દુઃખકં ભુખ્ખકં શુલ્કં હે હરે ।
ક્રોધકં મોહકં જીન્દગીભોગકં
તંત્રીકં તંત્રકં ભેદકં સૌ નમે ॥

[ હે હરે હરિહર ! અદ્‌ભુત કહેતાં ન ગળે ઉતરે, ને છતાંય ગળે ઉતરે તો ન પેટે પચે એવો જેનો ઇતિહાસ છે, ક્લેશના ઉત્પાદનનું પાપ જે થકી સંભવે છે, જે દુઃખનું દાતા છે, ભૂખનું ગ્રાતા છે અને બને તો દેહને ક્ષુલ્લક કરી દેવાની જેહમાં તાકાત છે, જે ક્રોધ ઉપજાવી શકે છે, મોહમાં ફસાવી શકે છે અને છેવટ કહેતાં જીવનનો ભોગ લેવાને પણ આનાકાની કરતું નથી: એવા આ પરમ મોહથી ભરેલા તંત્રીના તંત્રને અમે સૌ જગજનો, કહો તેટલા ગજના, દૂરથી નમસ્કાર કરી કૃત્યકૃતાર્થ થઇએ છીએ. ]

સ્વસ્તિતશ્રી તંત્રીપુરાણે
પૂર્ણઆહુતિ ખંડ
પરિપૂર્ણ

જયદત્ત શર્મા
અસભ્ય, સાહિત્યસંસદ



# ઉરતરંગ

એ વાત જ જવા દે.

અય મુગ્ધ જુવાન!

ઝીન્દગીનાં સ્મરણોને સતેજ કરી ફરી દિલને ફરીથી જખ્મી શાં કરે?

ત્હારા મોગરાના હાસ્યથી એક દા હું અંજાઈ હતી, ત્હારી હિંમતે ઉડતી ખ્યાતિમાં ત્યારે હું મુગ્ધ બની હતી, ત્હારી કવિતાભરી મ્હોબ્બતથી જીગરમાં ત્હને સ્થાપી ચૂકી હતી.

હવે તો એ વાત જ જવા દે.

મ્હને આજે જ ખબર પડી કે માનવીએ તો તરસ છે; ઘડીતી ચીજાની મારે દૈયાંતી ખાક બનાવે, પારકું દિલ પોતાનું કરી પોતાનું પારકું ન કરે, ક્ષણભર ચેનતની ચિણગારીઓ ભતલાવી પાછો પત્થર બની રહે.

અય મુગ્ધ જુવાન! હવે તો એ વાત જ જવા દે.

પેલી સરમતની પ્યાલી મ્હેં ધરી હતી ત્યારે ત્હેં ગાયેલ મીઠી ગઝલ મ્હને હજુયે યાદ છે; પાછલી રાતના અજવાળિયામાં સારી

દુનિયા ભુલાવે એવો ખોળો તું લેતો એ હું નથી ભૂલી. ત્હારા ખોળે મ્હારા પ્રાણ પાથરી ત્હારી થતી એ કદાચ કદી નહિ વિસરાય.

પણ, આજે જ સમજાય છે કે એ સુંદર દેખાતું મંદિરત ત્હારી જુવાનીની ઘેલછા માટે થોડા જ દિવસોનું હતું.

હવે તો એ વાત જ જવા દે.



ત્હારે ને મ્હારે હવે શી નિસ્બત છે, ઓ સનમ !

આવનાઓના જ્વાળામુખીમાં બન્નેના ભડકા બળે એ મ્હારાથી નહિ જોવાય. અન્ધકારમયિ મ્હારો પમરવ સુણી તું નિરંતે જ બળે એ મ્હને નહિ રૂચે. સૂર્ય સંતાતો હોય ત્યારેય સરોવરના સુના પમ-ઘાર ઉપર તું મ્હારી નજર ન ઝીલે એ મ્હારાથી નહિ સ્હેવાય.

હવે તો જીવનના અવશેષમાં આ મ્હારી આખરી સલામ છે.

જ્યારે જીન્દગીને કદિ હતાં ત્યારનાં સ્મરણોમાં હવે નથી દુખતું. આ દર્દભરી વિદાય પ્રસંગે એ ભૂતકાળના આહ્‌લાદમાં નથી સુઝતું. જીવનની બધી મિરાત જ્યારે એક જ ફૂંકે ગુલ થઇ છે ત્યારે જૂનાં સુખનાં સ્વપ્નોમાં ક્ષણભર પણ ગુલ નથી થવું.

તું ત્હારી સાથ આનન્દનાં અજવાળાં લેતી જજે ને અન્ધ-કારના પડદા મ્હને ઘેરી લેશે, તોયે હવે શી પરવા છે !

જીગરની જુદાઇ થય પછી આપણા સહવાસ ન સંભરે. અન્તરનાં આન્દોલન ઉસ્તાં થયાં પછી હૈયાને ધબકાર એક ન થાય. નમનોતી વિદ્યુત્ અન્ય ને શોધતી હોય ત્યારે ફાગાનો શ્યામલ મેઘ શી રીતે ભળે કે ઠરે ?

હવે તો હૃદયમાં ઉભરાતા ઉન્માદ ને બાતલ કરી, વિસ્મરણનો ભેખ લેવો જ યોગ્ય છે.

ત્હારે ને મ્હારે હવે શી નિસ્બત છે, ઓ સનમ ?

નાનું ધીરજલાલ દવે

## હરિણ બાલ

કુદ કુદ સખા ! સ્વેચ્છાયે તું, અરે મૃગ બાલુડા !
રમ રમ ભલા ! નિશ્ચિંતે તું, ગમે મન કાલુડા !
જ્યાંલગી તને ભીતિકેરૂં થયું નથી ભાન કંઇ,
તવ લગીર તું ખેલી લેને, પછી ન રમાય કંઇ.

ધીમે ધીમે ભયતણું તને ભાન થાશે પછી તો,
મેલી સર્વે રમત ગમતો નાસવાનું પછી તો,

માતા હુંને સહુ ભય થકી પાળશે એમ જાણી,
છુપાવાનું નિજ જનનીના અંકમાં આંખ મીંચી.

એવું તોયે સમજ તું સખા! સારી એ તો અવસ્થા,
એનાથીએ અનુભવું અહીં દુર્દશા ને નિરાશા;
એવા તો આ વનમહીં ભમે લુબ્ધકો ત્રાસ દેતા,
ગાઇ રૂડું મધુર રસિલું ભોળવી જીવ લેતા!

ત્યાં શકે કોઇ ના રહી મોહમાંહે ફસ્યા પછી,
સાચવી સાચવી રૂહેલું વિશ્વમાંહી વસ્યા પછી.

નહિ નહિ ગમે સ્વેચ્છાચારી તને કંઈ બંધન,
નહિ નહિ ગમે ચિન્તા કાંઇ તને પ્રિય આંધન!
ઝળક ઝળકે તારી આંખે અદોષતથી દ્યુતિ,
ખળક ખળકે શાન્તિવારિ: ગમે ક્યમ એ ગતિ!

એ અવસ્થા ગમે શાની ચિન્તા ને દુઃખથી ભરી?
હાય! શે ભોગવું એવી? ક્લેષ પામું રમરી રમરી!

લે હું ય આવું વિસરી ભય, દુઃખ, ચિન્તા,
જે જીંદગી પથ વિશે સુજને નડેલાં;
તું સાથ નિત્ય રમવા, સહ નિત્ય રહેવા,
આનંદમાં રમતમાં સુખ શાન્તિ લેવા.

હા, મેંય બાલપણુમાં સ્થિતિ ભોગવી એ,
નિશ્ચિંત ને રમત ગમ્મત શાન્તિ માંહે,
લે, ચાલ ત્યાર જઇએ, રહીએ હવે ત્યાં,
જ્યાં સૃષ્ટિ બાલ, તદનંતર ના સ્થિતિ જ્યાં.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી



# ફલજ્યોતિષ્

પાત્રોઃ

| | |
|---|---|
| ઇન્દીરા | સન્મુખરામ |
| રંભા | દિનેશ |
| બિરિમતી | દિનેંદ્ર |
| તરુલતા | પ્રમોદ |
| સરલા | કેશવ, છગન, હીનો, નાથો |

એક તારવાળો, ટપાલી, આડીવાન

## પ્રવેશ પહેલો.

સ્થળઃ—સન્મુખરામનું ઘર.

[ એક સાધારણ સાજથી શણગારેલા ઓરડામા એક ખૂણે ટેબલ છે, પાસે એક સાદી ખુરશી અને બીજી આરામ ખુરશી છે. વચ્ચે શેતરંજી પાથરી છે. આશરે વયની ઇન્દીરા તેના પર બેઠેલી છે. ]

ઇન્દીરાઃ ( એકલી )* આ બધા દિવસો સાવ નકામા જાય છે. હવે તો દિનેશ આવે તો સારૂં. એ લોકોને પણ રજા પડી છે, અને બધાં અહીં આવ્યાં છે. ( થોડીવાર અટકીને ) પણ તરુલતાના જન્માક્ષર—! ( રંભા આવે છે. )

ઇન્દીરાઃ ( પોતાના વિચાર ઢાંકતી હોય તેમ ) આવો બેન, આવો. ઘણે દિવસે કંઇ ?

રંભાઃ હારતો, તમારી પાસે આવ્યા વગર કંઇ છુટકો છે ?

* જ્યારે એક જ પાત્ર હાજર હોય, અને તે બોલે ત્યારે 'એકલું' શબ્દનો પ્રયોગ કર્યો છે, અને બીજાની હાજરીમાં, પણ પોતાને જ સંબોધીને બોલે ત્યારે 'સ્વગત' એમ ભેદ પડયો છે.

ઇન્દીરાઃ કેમ એવું શું કામ પડ્યું ?

રંભાઃ કામ તો એ જ તો. અમારા દિનકરના વિવાહ કરવા છે, તે તમને પૂછવા આવી છું.

ઇન્દીરાઃ ( જરા અધીરાઇ દાખતાં ) શું !

રંભાઃ મારા દિનકરના જન્માક્ષર જોઇ આપશો ને ?

ઇન્દીરાઃ એમાં શું ? મને વખત વાર તિથિ બધું કહો એટલે જોઇ આપું.

રંભાઃ મારો દિનકર—શું !—કોણ જાણે. અમારે ઘરમાં એમને તો જરાય ગ્રહમાં માનવું નહિ, તે એમનાથી છાની એની જન્મકુંડળી મેં કઢાવી હતી,

ઇન્દીરાઃ એ આપો જોઇએ.

રંભાઃ અરે હું તે શું કહું ? મેં આખો દહાડો એ ઘરમાં શોધી પણ ક્યાંઇ ન જડી. અને એમને એમ તો ક્યાંથી યાદ રહે ?

ઇન્દીરાઃ ( જરા મરડમાં ) હાસ્તો. મારી જેમ એક બે જ હોય તો તો યાદ રહે, પણ તમારે તો ઉપરાઉપરી–એટલે તમે બિચારાં–

રંભાઃ હાસ્તો, હું તો ખરૂં કહું. એટલે જ તમને આવા ચેનચાળા બહુ સુઝે છે. બધાં જીવ્યાં હોત, તો ખબર પડત કે આ મીન મકર કેમ થાય છે.

ઇન્દીરાઃ ( ટોળ કરતી ) પણ તો તમારા દિનકરના જન્માક્ષર કોણ જોઇ આપત ?

રંભાઃ ઠીક હવે, મારાથી બેસાય એમ નથી. શંભુ અને કોકિલા હમણાં નિશાળેથી ઘેર આવશે.

ઇન્દીરાઃ એમાં શું ઉતાવળ છે ! આવશે તો અહીં આવશે. ઘર ક્યાં નથી જોયું ?

રંભાઃ ત્યારે જો. પેલી જન્મકુંડળી તો ક્યાંઇ ન જડી, પણ એનું મેટ્રીકનું સર્ટીફિકેટ હાથ લાગ્યું; અને મને બરોબર ખબર છે કે મારો દિનકર નાનો હતો, અને અમે નિશાળમાં ય એની તારીખ ફેરવાવી હતી.

ઇન્દીરાઃ ત્યારે એ તારીખ તો નકામી !

રંભાઃ સાંભળ તો ખરી. દિનકરનું એક વરસ મેટ્રીકમાં નકામું

ન જાય એટલા માટે અમે એની જન્મતિથિ બરાબર એક વરસ પાછી ઠેલી હતી, અને માસ્તરને ઘણુંય સમજાવીને પત્રક પણ ફેરવાવ્યાં હતાં.

ઇન્દીરાઃ હં પછી ?

રંભાઃ તે દિનકરના બાપાને એમ બહુજ ઉમંગ હતો, કે દિનકર ઝટ ઝટ ભણીને હુશીઆર થાય એટલે એને વિલાયત મોકલવો.

ઇન્દીરાઃ દિનકર ને મારો દિનેશ એ બે તો સાથે હતા ખરું ?

રંભાઃ (અચકાતી) હા, પણ એને બે સાલ મંદવાડ રહ્યો. અને બે સાલ એમ ખરાબ થઇ એટલે—

ઇન્દીરાઃ હા અરરર! પણ તમે તો દિનકરને એમને એમ પણ ભણવા મોકલી શકો, પણ અમારા દિનેશને સ્કોલરશીપ મળી ન હોત હોત, તો અમારાથી કંઇ એને બેંગલોર મોકલાય તેમ હતું !—હં પણ પછી ?

રંભાઃ મેં તો એમને ઘણું કહ્યું કે છોકરાને એવી રીતે ખોટી તારીખ નંખાવી, એક વરસ આગળ કર્યો, તો આટલો પાછો પડ્યો. પણ જો એવું કંઇ ન કર્યું હોત, તો એની તબીયત પણ ન બગડત અને તમારા દિનેશથી મોટી મોટી પણ સ્કોલરશીપ મળત. માણસ હાથે કરીને ખોટું કરે એમાં એ જ પરિણામ આવે.

ઇન્દીરાઃ (વિચારમાં) હાથે કરીને—પણ—બોલોને એમની જન્મ તારીખ કઇ ?

રંભાઃ હા, હું તો બીજુંજ બોલબોલ કરું છું. પણ મને બધું એવું ખરાબ લાગે છે—મને કેવો ઉમંગ હતો કે એને વિલાયત મોકલવો !

ઇન્દીરાઃ તે હજીય મોકલો ને !

રંભાઃ હવે કેમ બને ? હજી તો હેઠ શ્રીમતી અને સુરેશને પણ ભણાવવાનાં છે.

ઇન્દીરાઃ વિલાયત જઇ આવી દિનકર એમને ભણાવશે ! અને વળી તમારા દિનકરને બી. એ. થએથી વહુ લાવવા જાઓ છો, ને પછી જો એને વિલાયત નહિ મોકલો તો બેને બનશે કેમ !

રંભાઃ (જરા મુશ્કેલીથી જવાબ આપતી હોય તેમ) એમાં

શું! બધાયને કંઇ વિલાયત ગએલા વર મળે! છોકરીઓ તો હવે ઘણીય બી. એ. થવાની. મારી જ કોકિલા કહે છે કે મેટ્રીકમાંથી એ કંઇ અભ્યાસ છોડી દેવાની નથી. પછી એ બી. એ. થાય ને એમ કહે કે મને તો વિલાયત જઇ આવેલો વર શોધી આપો, તો હું ક્યાંથી લાવી આપું! શ્રીપતરાયને એટલા પૈસા હોય કે પોતાની છોકરીને બી. એ. કરીને જમાઇને સુદ્ધાં વિલાયત મોકલે!

ઇન્દીરાઃ ગમે તેમ કહો, પણ અત્યાર સુધી તો એમ જ થતું આવ્યું છે. જૂઓને પેલા સુધાકરભાઇ! એને બી. એ. થએલી વહુ લાવવા માટે છેવટ અમસ્તું થોડા માસ પણ વિલાયત જઇ આવવું પડયું!

રંભાઃ એમ કંઇ નહિ. આપણે અગર રહીએ તો કોઇ કંઇ નથી કરતું. એવું બધી વખત તે બને? બધા વિલાયત જઇ આવેલાને કંઇ બી. એ. થએલી વહુ મળે છે, કે બધી બી. એ. થએલીઓ એવો વર માગે!

ઇન્દીરાઃ પણ કેમ જાણ્યું તમારાં વહેવાઇ એમ માનશે! પોતાની છોકરીને સારો વર મળે એમ સૌ ઇચ્છે ને?

રંભાઃ પણ ન્યાતમાં બીજો છે ક્યાં તે!

ઇન્દીરાઃ ઓહો! એમાં શું? ન્યાતમાં નહિ મળે તો કંઇ પરન્યાત નથી? અને હવેની છોકરીઓ કંઇ માબાપની ઝાલી રહેવાની નથી. એઓને તમારી કોકિલાજ ઝાલી રહે તો! ઠીક છે કે ગિરિમતીના સંસ્કાર જરા જુના મતના એટલે તમે આમ પુછાવો કરો છો.

રંભાઃ પણ એ તો ખરૂં જ ને કે અત્યારે એને બીજું કશું ઘર મળવાનું હતું?

ઇન્દીરાઃ જરા ઉપર નીચે જુઓ તો તો ઘણુંય છે! પૈસો જ કંઇ એક ચીજ છે?

( ગિરિમતી આવે છે. રંભાને જોઇને જરા ખચકાય છે. ઇન્દીરાની આંખમાં જરા ચમક આવે છે.)

ઇન્દીરાઃ આવો, આવો, આવો, કે દહાડે આવ્યાં? બેસોને.

( અવાજમાં જરા ટાઢા જેવું છે. ગિરિમતી બેસે છે.)

ગિરિ: (રંભા તરફ જોઈને) કેમ? કેમ છે! (ઇન્દીરા તરફ જોઈને) અમને આવ્યાં પાંચ સાત દિવસ થયા, પણ આવ્યા પછી શ્રીપતરાયમામાને ત્યાં નહોતી ગઈ, તે આજે જઈ આવી, અને પાછાં વળતાં એમ થયું કે જરા અહીં થતી જાઉં. અમથી તો ગાડી હોય એટલે વચ્ચે ઉભી રખાવીને રોકાવાનું ન બને!

રંભા: એકલાં જ કેમ! તરુલતા સાથે નહોતી આવી?

ગિરિ: તરુનું જરા માથું દુઃખતું હતું અને ગાડી હતી નહિ.

ઇન્દીરા: હજી તમને પગે પરખવું ન ગમ્યું?—આટલું ચાલ્યાં તે થાક લાગ્યો હશે! મારે તો કામ આવે બહાર નીકળાતું જ નથી. વચ્ચે અથાણાં પાપડ કરવાના હતા, અને એકલે હાથે કેટલુંક પહોંચી વળાય! દીકરી સાસરે, અને જુઓને અમારે દિનેશ દમયાંતી પરણ્યાની ના પાડે છે!

ગિરિ: એમ કે!

રંભા: શું એને વિલાયતથી કોઈ લઇ આવવી છે?

ઇન્દીરા: કોણ જાણે લાગે છે તો એમજ.

રંભા: હા, હું તો પૂછવાનું ભૂલી ગઈ. પણ શશિકલાને એટલામાં કેમ સાસરે બોલાવી લીધી?

ઇન્દીરા: જુઓને, હરસુખને અમારે ઘેર રહી એને કામ કરવું પડે એ પણ ન ગમે! હવેના તો કંઇ છોકરાઓ છે!

ગિરિ: પણ તમારે ઘેર બહુ બહુ તો બે ત્રણ માણસનું કામ! એમાં કેટલુંક—

ઇન્દીરા: કામ તો કંઇ નહિ પણ—

રંભા: એમ કેમ? ઇન્દીરાને જરાય કામ કરવું નહિ, અને જ્યોતિષ જોયા કરવું અને પાણીતો લેરીય બીજાં આપે ત્યારે લેવો. તેમાં જ કોઇ નોકરેય ટકતો નથી.

ઇન્દીરા: (રોજમાં જવાબ આપતી હોય તેમ) પણ અમારે નોકર ક્યાં?

રંભા: તેમાં જ દિનેશ પરણવાની ના પાડતો હશે!

ગિરિ: ના, બધાંને ઘેર નોકર હોય જ એમ કંઇ નહિ.

રંભાઃ મને આટલું જોષ આપ એટલે બધું જ. પણ મને એ કુંડળી ક્યારે પાછી આપીશ? જો જે હો; ખોવાય નહિ. નહિ તો હરિમતી મારો જીવ લેશે!

ઇન્દીરાઃ એમાં શું? હું કંઇ ખોઇ નાંખીશ?

રંભાઃ (ઉભી થતાં) ઠીક ત્યારે હું જાઉં છું.

ઇન્દીરાઃ પણ તમે મને મારી સ્વાર્થની વાત તો ન કહી.

રંભાઃ જો અત્યારે બહુ મોડું થયું છે, પછી તું આવીશ ત્યારે કહીશ.

ઇન્દીરાઃ તમે એવાં જ છો. મને ક્યાં ખબર નથી?

(રંભા. પાછળ ઇન્દીરા એમ બન્ને જાય છે.)

ઇન્દીરાઃ ઠીક આવજો હોં!

રંભાઃ ના, તું વહેલી આવજે.

(રંભા જાય છે. ઇન્દીરા આવે છે.)

ઇન્દીરાઃ (એકલી) રંભાને શું કહેવાનું હશે? દિનેશ બેંગલોરમાં એક વરસ રહ્યો તો પણ? ના ના. એવું ન બને. (થોડીવાર અટકીને) પણ એ આમ જ ન્યાતની સારી છોકરી કદાપી જાય તે સારૂં નહિ. શું એના કરતાં મારો દિનેશ કંઇ ઉતરતો છે? અમે જરા પૈસાદાર નહિ એટલુંજ ને? પણ તેથી શું! (થોડી વાર અટકીને) ગમે તેમ કરીને પણ મારે ત્યાં વિવાહ થવા નથી દેવા. દિનેશ પણ અહીં આવવાનો છે. એટલે એ અને તરૂ પણ મળશે. (થોડી વાર અટકીને) રંભા પણ બહુ કુલાતી ફરે છે તે ખબર પાડશે. જોઉં જોષમાં એ તારીખે તિથિ કઇ છે?

(ઉપરની વાત દરમીઆન સાંજ પડી છે, અને સન્મુખરામ બ્હારથી આવે છે. મોં પરથી કંટાળેલા લાગે છે.)

સન્મુખઃ હાશ–(આરામ ખુરશીમાં બેસે છે. ટોપી ટેબલ પર નાંખે છે.)

ઇન્દીરાઃ કેમ બહુ થાકી ગયા છો! ચા મૂકું?

સન્મુખઃ (થોડી વાર રહીને) હા, મૂકોને. પણ તમારા હાથમાં શું છે? જોઉં.

ઇન્દીરાઃ એ તો જન્માક્ષર છે.

સન્મુખ: કેના?

ઇન્દીરા: હમણાં અહીંઆં રંભા આવી ગઇ, એણે એના દિનકરના અને તરુલતાના બન્નેના જન્માક્ષર આપ્યા છે. (સન્મુખલાલને આપે છે.) એમાં મને કહેવાને કે ૨૩-૧-૫૩ ને દિવસે કઇ વાર તિથિ હશે?

સન્મુખ: એ હું જોઇ આપીશ. પણ જુઓને! દિનકર અને તરુલતા એકની આસો વદ અમાસ અને બીજાની ૨૩ મી જાન્યુઆરી. ઑકટોબર નવેમ્બર ડીસેમ્બર—(કંઇક ગણત્રી કરે છે.) મહા મહીનો આવશે. મહા ને આસો, મીન રાશી ને તુલા. (થોડી વાર અટકીને) એમના ગ્રહ મળશે જોઇએ.

ઇન્દીરા: પણ—પણ જુઓને—

સન્મુખ: એમાં શું બેઠું હતું!

ઇન્દીરા: પણ જુઓને, દિનકર ને દિનેશની રાશી તો એક ને?

સન્મુખ: (જરા ગંભીર થઇને) હા કેમ?

ઇન્દીરા: આજે ગિરિમતી અહીં આવી ગયાં!

સન્મુખ તે!

ઇન્દીરા: અને એ બધાં અહીં આવી ગયાં છે.

સન્મુખ: પછી શું થયું!

ઇન્દીરા: મને લાગે છે કે રંભા સાથે સંબંધ બાંધવાની એમની મરજી નથી.

સન્મુખ: (વિચારમાં) એ તમે કેમ જાણ્યું!

ઇન્દીરા: એ કંઇ ખબર ન પડે! રંભા અને ગિરિમતી બન્ને અહીં ભેગાં થઇ ગયાં હતાં, તે વાત પરથી અને માણસના મોં પરથી એટલું ન જણાય?

સન્મુખ: ત્યારે તમારે શું ગિરિમતી સાથે સંબંધ બાંધવાનો વિચાર છે?

ઇન્દીરા: એમ કહું હોય તો શું ખોટું?

સન્મુખ: મારે એવું નથી કરવું. આપણે આપણું. દિનેશ માટે કંઇ બીજું ભગા રહેશે.

ઇન્દીરા: તે તો રંભા પણ જાણી છે!

સન્મુખ: એમ !

ઇન્દીરાઃ પણ મને એમ કે આપણો દિનેશ આટલો હોશીઆર છે, અને આખી ન્યાતમાં એના જેવો બીજો કોઇ નથી, તો શા માટે આપણે તરુલતાનું માગું ન કરવું ?

સન્મુખ: ( વિચારમાં ) ના ના નથી કરવું. કંઇ નહિ તો પણ આપણી સ્થિતિ કેવી અને એમની કેવી ? આપણે ઘેર એવા પૈસાદારની છોકરી બારે પડે અને ( વિચારમાં ) તમે જ જુઓને આસો વદ અમાંસ અને ફાગણ સુદ બારશ—! ( વિચારમાં પડી જાય છે. )

ઇન્દીરાઃ કેમ શો વિચાર કરો છો !

સન્મુખ: ( થોડી વાર કુંડળી તરફ જોતાં જોતાં ગણત્રી કરીને ) એ બેના ગ્રહ જરાય મળતા નહિ આવે.

ઇન્દીરાઃ પણ તમે પાછી ગણત્રી તો કરો !

સન્મુખ: મેં તો કરી લીધી. કેવો મનુષ્ય રાક્ષસ યોગ છે ! તરુને ઘાટડીએ મંગળ છે, અને ચંદ્ર પણ સારો નહિ.

ઇન્દીરાઃ પણ ગ્રહ કંઇ બધી વાર ખરા પડતા હશે ! આપણે ગ્રહનું સાન્ત્વન કરીશું.

સન્મુખ: ( જરા નિશ્વાસ નાંખતાં ) તમે આમ શું બોલો છો ! આટલા છોકરાં ગયાં એમાં શું ગ્રહ સાચા ન પડયા ! હે નાથ !— ( થોડી વાર રહીને ) એક વાર તમને વિચાર આવે પછી તમે એને છોડીજ નથી શકતાં. તમે કેટલાં સ્વાર્થી છો ? તમે કયાં સુધી આવાં જ રહેશો !

ઇન્દીરાઃ ( ઉઠતાં ) તમે થાક્યાપાક્યા છો. હું ચા મૂકું છું.

સન્મુખ: ( એકલો ) હજી એમની મહત્ત્વાકાંક્ષા ન ગઇ. ( થોડી વાર વિચાર કરી કંઇ યાદ આવ્યું હોય તેમ ) હં મને યાદ આવ્યું, તરુલતા મેટ્રીકમાંથી ઉઠી જવાની હતી ત્યારે પણ એને ઝડપી લેવાની એણે તજવીજ કરેલી.—અને—( સંભારતો હોય તેમ ) એ આખું વેકેશન દિનેશ મોહ્યો રહ્યો હતો !—પ્રભુ ઇચ્છા. ( સમજી હાથ દઇ બેસે છે. )

[ પડદો પડે છે ]

## પ્રવેશ બીજો.

સ્થળ: એ જ

( ઇન્દીરા કંઇક અભ્યાસ કરતી બેઠી છે )

ઇન્દીરાઃ ( એકલી ) આ કંઈ નથી મળતું. એનો શું કંઇ ઉપાય નહિ હોય ? હરિ ઇચ્છા ! જોઉં તો ખરી. ( ટેબલપરથી એક મોટી ચોપડી લે છે. ) એ તો હું ઉપવાસ કરીશ ગમે તેમ કરીશ પણ મારા દિનેશને—( થોડીવાર અટકે છે પછી મોં પર ચમક આવે છે. ) સિરિમતિને મનમાં તો ઘણુંય મન છે, પણ બહારથી હજી ના ના કહ્યા કરે છે. હાસ્તો, મોટાં ઘરનાં એટલે જલદી તો ક્યાંથી માને ! પણ દિનેશ જેવો બીજો કોઇ આખી ન્યાતમાં નથી એટલે જ તો ! ( થોડીવાર અટકીને ) અને છોકરીનું વલણ પણ એના તરફ છે. તે દિવસે ન્યાતના જમણમાં અને ગરબાના મેળાવડામાં—

( બહાર ગાડીનો અવાજ આવે છે, અને દિનેશને ઝાલીને દિનેંદ્ર અંદર આવે છે દિનેશ આરામ ખુરશીપર અને દિનેંદ્ર બીજી ખુરશીપર બેસે છે )

ઇન્દીરાઃ કેમ શું થયું ! દિનેશ ! દિનેશ ! બોલને !

દિનેશઃ ( ધીમે ધીમે ) મોટી બેન, મને ચક્કર આવે છે.

દિનેંદ્રઃ એ તનસુખરામ ભાઇને ત્યાં દિનકરને મળવા ગયા, ત્યાં કંઇ એમને ચક્કર આવ્યાં, અને મારે જરા ત્યાં કામ હતું, તે—

ઇન્દીરાઃ શાથી ચક્કર આવે છે ? તને આ વખતે આમ કેમ થાય છે ? ( દિનેંદ્ર તરફ જોતાં ) તમને તસ્દી પડી હં—

દિનેંદ્રઃ ના એમાં શું છે ! એ બહાને મારે ને એમને ઓળખાણ તો થયું !

ઇન્દીરાઃ હાસ્તો, કેમ નહિ ! ( થોડી વાર અટકીને ) તમારે તનસુખરામભાઇને ત્યાં કામ પડતું મૂકીને આવવું પડ્યું ?

દિનેંદ્રઃ ના, ખાસ કંઇ એવું કામ નહોતું. મારે મારા માસિક વિશે એમની સાથે કંઇ વાત કરવી હતી. પણ ઘેર તો કોકિલા બેન સિવાય કોઇ હતું નહિ, એટલે મારે કંઇ કામ રહ્યું નહોતું.

( ઇન્દીરા જરા ચોંકાય છે. )

ઇન્દીરાઃ ( સાવધાન થતાં ) તમને બહુ તસ્દી પડી હો !

દિનેંદ્રઃ ના ના, એમને તમે સુવાડી દો. (દિનેશને) કેમ અંદર તમારી મેળે જઈ શકશો? (દિનેશ ઉભો થાય છે. ઇન્દીરાને) જાઓ ને, એમને અંદર સુવાડી આવો.

ઇન્દીરાઃ હું આવું છું. તમે બેસજો હો!

(ઇન્દીરા દિનેશને લઇ અંદર જાય છે. દિનેંદ્ર આમતેમ જુએ છે. ટેબલપરનાં પુસ્તકો જુએ છે, તેમાં ભૃગુસંહિતા, પંચાંગો, જ્યોતિષ્‌ના ગ્રંથો વગેરે પડ્યા છે)

દિનેંદ્રઃ હં—બરોબર, રંભાબ્હેને કહ્યું હતું કે સન્મુખરામ અને ઇન્દીરાબેન બન્નેને જ્યોતિષ બહુ સારૂં આવડે છે! (ઇન્દીરા આવે છે.)

દિનેંદ્રઃ મારે એટલું કહેવાનું છે, કે આ દિનેશને ચક્કર આવે છે, તો તમે જરા એની સંભાળ લેજો. મેં એને પૂછ્યું, તો એણે કહ્યું કે આ સુદ્ધાં એને આ સાતમી વાર આમ થયું! કોલેજમાં એ અઢાર અઢાર કલાક વાંચતા, તેમ એમણે ન કરવું જોઇએ, અને તમે જો કંઇ ઉપાય નહિ લ્યો, તો પછી અસાધ્ય થઈ પડશે.

ઇન્દીરાઃ શું આ સાતમી વાર થયું!—

દિનેંદ્રઃ હા, એના મનપર કંઇ બહુ બોજો લાગે છે.—ત્યારે હું જાઉં. પછી વળી આવીશ. (ગિરિમતી અને તરુલતા આવે છે.) લ્યો ત્યારે હું આમને મૂકતો જાઉં છું. કેમ ગિરિમતિ બ્હેન!

ઇન્દીરાઃ આવો આવો—

ગિરિઃ કેમ અમે આવ્યાં અને તમે ઉઠશો!

દિનેંદ્રઃ મારે જરા અહીં પાર્વતીશંકરને ત્યાં કામ છે.

ઇન્દીરાઃ એ તો અહીંયાં જ!

દિનેંદ્રઃ હા, અહીં પાસે જ છે.

ગિરિઃ પણ તમે શ્રીપતરાયમાસાને ત્યાં આવવાના છો ને?

દિનેંદ્રઃ હા, હા, હું તો ભુલીજ જાઉં છું.

ગિરિઃ હા, તો તમે જઇ આવો, ત્યાં સુધી અમે બેઠાં છીએ.

દિનેંદ્રઃ ઠીક ત્યારે હું આવું છું. (જાય છે.)

ઇન્દીરાઃ આવજો હો ભાઇ—(ગિરિમતિને) આવોને–બેસોને?–

(થોડી વાર કોઇ બોલતું નથી.)

ઇન્દીરાઃ (વાત ઉપાડતી હોય તેમ) હવે તમારે છેલ્લું વરસ રહ્યું નહિ? પછી તો બી. એ. થઇ જવાનાં!

તરુ: હા, જો પાસ થાઉં તો.

ગિરિ: તમારો દિનેશ બેંગલોરથી આવી ગયો ખરું? મને કોણે કહ્યું!

ઇન્દીરા: હા, એને આવ્યાં ચારેક દિવસ થયા. આ એનું છેલ્લું વરસ છે, તેથી આ વખતે પણ રજામાં અહીં આવવાની એ ના કહેતો હતો. પણ એકનો એક છોકરો એટલે બને દૂર હોય તે આપણો જીવ ખેંચાયને! અને ગયું આખું વરસ પણ એ ત્યાં જ રહ્યો હતો, એટલે તો એમ થયું કે ભલે આવી જાય.

ગિરિ: આ છેલ્લું વરસ પૂરું થશે પછી—?

ઇન્દીરા: પરીક્ષામાં સારે નંબરે આવશે એમ એ ધારે છે, અને પહેલા ત્રણમાં ન આવે તોય એના પ્રોફેસરે એને એટલું તો કહ્યું છે કે ધાટની ઇલેક્ટ્રીક કંપનીમાં એને જગ્યા અપાવશે.

ગિરિ: એમ કે!

ઇન્દીરા: અહીં તમને તો તાપ બહુ લાગતો હશે. અમે તો ટેવાઇ ગયેલાં પણ તમે આટલા તાપમાં બહાર નીકળ્યાં?

ગિરિ: આજે શ્રીપતરાયમાસાને ત્યાં આઇસ્ક્રીમ માટે બોલાવ્યાં છે, તેમાં જ—

ઇન્દીરા: તે સરલા પ્રમોદ સાથે નથી!

ગિરિ: એ બે તો સવારથી જ એમને ઘેર છે.

દિનેશ: (અંદરથી) મોટી બેન કોણ આવ્યું છે?

ઇન્દીરા: એ તો ગિરિમતી બેન અને—

ગિરિ: કેમ દિનેશ અંદર છે!

ઇન્દીરા: હા જુઓને આવા તડકામાંય એને લાયબ્રેરીમાં જવું જોઇએ. આજે બહાર ગયો ને જરા લુક લાગી તે અંદર સુતો છે. દિનેશ, દિનેશ, બહાર આવને!

ગિરિ: રહેવા દોને, એમને સુઇ રહેવું હોય તો.

ઇન્દીરા: ના ના, એમાં—

(દિનેશ અંદરથી ધીમે ધીમે આવે છે, ને આરામ ખુરશીમાં બેસે છે.)

ઇન્દીરા: (જરા આડું જોઇને) આ ગિરિમતિ બેન આવ્યાં છે.

ગિરિ: કેમ છે?

દિનેશ: હવે સારૂં છે. એ તો કંઇ થઇ ગયું હતું.

(થોડી વાર, કોઇ બોલતું નથી)

ગિરિ: (વાત ઉપાડતી હોય તેમ) આ વરસ તમે પરીક્ષામાં બેસવાના છો કેમ!

દિનેશ: હા, ઘણાય છેલ્લું વરસ બેસતા નથી, ને પછી બીજે વરસે બેસે છે, પણ હું કંઇ એમ નથી કરવા માગતો.

ગિરિ: છેલ્લું વરસ બહુ મહેનત કરવી પડે છે નહિ?

દિનેશ: કરવીજ પડે ને. આમને જ પૂછોને-ખઇને! (તરુલતા જરા માથું હલાવી હા પાડે છે.)

ગિરિ: ત્યાં કેટલુંક ખર્ચ આવે છે?

ઇન્દીરા: વરસે દહાડે અમે એને--

દિનેશ: (ઇન્દીરાને અટકાવતો) જુઓને, કોઇ જો સાચવીને રહે, અને વગર વિચાર્યે ખર્ચ ન કરે તો વરસે દિવસે આઠસો રૂપિયા જોઇએ.

ઇન્દીરા: સ્કોલરશીપ ઉપરાંત અમારે ત્રણસો ચારસો થાય છે.

દિનેશ: હા, પણ વચ્ચે તો મને કોલેજમાંથી પણ સ્કોલરશીપ મળી હતી. [થોડી વાર અટકીને] છોકરાઓ કોલેજમાં જઇને કેમ જાણે પોતે બહુ જ શ્રીમંત હોય એમ રહે એ મને જરાય પસંદ નથી. (ગિરિમતિનું મોં જરા મલકે છે. ઇન્દીરા જરા અસ્વસ્થ થાય છે.) અને મને કહેવાની છુટ આપો તો છોકરીઓએ પણ ભણ્યા પછી સાધારણમાં સાધારણ મહેનતનું કામ ઉઠાવવું જોઇએ.

ગિરિ: તમારા વિચાર બરોબર આ દિનેંદ્રરાય જેવાજ છે.

ઇન્દીરા: એ અહીં શું કરે છે!

ગિરિ: તમને ખબર નથી? એ અહીંથી એક "હંસ" નામનું માસિક કાઢે છે. મેં એમને શ્રીપતરાયમામાને ત્યાં પહેલાં જોયા.

ઇન્દીરા: એમ માસિક કાઢે છે? મેં તો જાણ્યું ક્યાંય નોકરી કરતા હશે. તે કેમ એ કેવાક પૈસાદાર છે?

તરુ: તે કેમ પૈસાદાર હોય તે જ કંઇ માસિક કાઢી શકે!

દિનેશ: મોટી બેન, તારે તો એ જ સવાલ ગમે તેને પૂછવાનો.

(ગિરિમતી જરા હસે છે. પગથીઆં પર કોઇ ચડતું સંભળાય છે.)

ઇન્દીરાઃ હા, તેથી શું ? તમે કેટલું ભણ્યા છે, શું કરે છે એમ પૂછો અને અમે પૈસાદાર છે કે નહિ એમ પૂછીએ એ એમાં શો ફરક ! (દિનેંદ્ર આવે છે.)

ગિરિઃ આવો આવો, તમારો અભિપ્રાય અમારે આ બાબતમાં જોઇએ છીએ.

દિનેંદ્રઃ (ખુરશી પર બેસતાં) તમે તો મને મારા અભિપ્રાયો જ પૂછો છો.

તરુઃ (ધીમેથી) કારણ તમારે કંઇક ને કંઇક નવું કહેવાનું હોય છે જ.

ગિરિઃ જૂઓ, કોઇને વિશે એમ પૂછીએ કે એ પૈસાદાર છે, અને નહિ તો એમ પૂછીએ કે એ કેટલું ભણ્યા છે—એ બેમાં કંઇ ફરક ખરો કે નહિ ?

દિનેંદ્રઃ ના, હું કંઇ જ ફરક નથી જોતો. બન્ને સવાલો એવા છે કે તમે ખરા માણસને નથી ઓળખી શકતા.

દિનેશઃ કેમ વારુ ! પૈસા કરતાં ભણતર માણસની વધારે નજીક નથી ?

દિનેંદ્રઃ તમે જેમ ઇન્દીરા બેન કરતાં મારી વધારે નજીક છો તેમ—પણ તે એટલુંજ—એથી વધારે નહિ. (વિચાર કરતાં) માણસના પૈસા એ જેમ બહારનો એક વળગાડ છે, તેમ ભણતર પણ એક બાહ્ય આવરણરૂપ છે. કેટલાક ભણેલાઓ તો બહુ કદ્રૂપા હોય છે, એ તમે નથી જોયું !

દિનેશઃ માફ કરજો, તમે અર્થ લઇ જાઓ છો, તેટલો ઊંડો આ પ્રશ્ન હતો જ નહિ. વાત તમારે વિશે હતી, તેમાં મારાં મોટી બેને પૈસાનો સવાલ પૂછ્યો, અને પછી એને ટેકો આપતાં એ એમ બોલેલાં.

દિનેંદ્રઃ (વિચાર કરતાં) હવે હું ફરી જાઉં તો એમ ન લગાડતાં કે એ મારે વિશેની વાત હતી તેથી હું ફરી ગયો. પણ તમે ભણતરનો સવાલ પૂછો, અને તમારાં બા પૈસાનો પૂછે, એ બેમાં ફેર તો ખરો—!

ઇન્દીરાઃ હવે કેમ ફેર ?

ગિરિઃ અમને કહો જોઇએ.

દિનેંદ્રઃ ( વિચારમાં લીન થતાં ) હું તમને શું કહું ? નિત્ય કહે છે તે પ્રમાણે મેં એ સવાલમાં વધારે ઉંડા અર્થ જોયો. હું અમુક વિચારમાં ચાલ્યો આવતો હતો, તેમાં તમારા શબ્દો બરોબર ગોઠવાઇ ગયા, અને મારી વિચારસરણીનો જવાબ મળી ગયો!

ઇન્દીરાઃ એ વિચારસરણી કહેવાય એવી હોય તો કહો.

દિનેંદ્રઃ ન કહેવાય એવું હું કશું નથી રાખતો. વિચારમાં તો કંઇ નહોતું. રસ્તે આવતાં ઓટલાપર મેં એક જોશીને જોયો, અને બે ત્રણ લોકો જોષ જોવરાવતા હતા. તેમાં એકનો સવાલ પૈસા વિશે આવ્યો, બીજાનો ભણતર વિશે, ત્રીજાનો લગ્ન વિશે-આ બધા માણસો મને એક જ સરખા લાગ્યા, અને એમનું ઔત્સુક્ય અને મનોવૃત્તિ એ બધું એક સરખું જ હતું, અને જો તટસ્થ રહી આપણે અભિપ્રાય આપવાનો હોય, તો એ બધા એક જ કોટિના છે એમ આપણે કહી શકીએ.

ગિરિઃ તમે ત્યારે રસ્તે ચાલતાં ઉભા રહો છો ખરા! બહારના દેખાવ પરથી તો કંઇ ક્યાંઇ ઉભા રહો એમ નથી લાગતું.

ઇન્દીરાઃ ત્યાં આગળ તફાવત નહિ, અને અહીં મારી અને નિત્ય વચ્ચે તમે શા માટે ફરક ગણ્યો છો?

દિનેંદ્રઃ ( ગિરિમતીને જવાબ આપતાં ) એ જ છે તો, બહારનો દેખાવ જ-એ જ ખરું-( અટકી પડે છે. ઇન્દીરા તરફ જોતાં ) નિત્ય અને તમારી વચ્ચે શો ફરક એમ ને ! ત્યાં પેલા માણસો પોતાના વિશે પ્રશ્નો પૂછતા હતા. અને અહીં તમે એ કોઇ ત્રીજા જ વિશે એ સવાલો પૂછો છો! એ ફરક.

ગિરિઃ તમે પ્રશ્નોનું કહ્યું એટલે કહું છું કે એમને પણ જ્યોતિષ આવડે છે.

દિનેંદ્રઃ હા, મને એમ લાગ્યું ખરું. અહીં બધે એનાં જ પુસ્તકો અને પંચાંગો પડયાં હતાં. રંભા બેને પણ એકેક દિવસ પહેલાં જ કહ્યું હતું, કે તમને સારું જોતાં આવડે છે. મારાથી તો હસી દેવાયું.

ગિરિઃ રંભાને શું જોઇ આપ્યું?

દિનેંદ્રઃ એમના દિનકરના કોઇની સાથે વિવાહ કરવા હશે તે!

(ઇન્દીરાનું મોં જરા પડી જાય છે, ગિરિમતિ સાંભળ્યું ન સાંભળ્યું કરે છે. દિનેશ કંઇ વિચાર કરતો હોય તેમ બેઠો છે.)

ઇન્દીરાઃ તમે બધા અંગ્રેજી ભણેલા મારા દિનેશની જેમ દશામાં માનો નહિ. પણ એક વાર તમારી કુંડળી આપો જોઇએ, અને પછી હું બધું કહું છું એ બને છે કે નહિ એ જુઓ.

દિનેશઃ શું? મોટી બેન શું કહ્યું? મારૂં નામ શું લીધું?

ઇન્દીરાઃ કહું છું કે આ દિનેંદ્રભાઇ પણ તારી જેમ જ્યોતિષમાં નથી માનતા.

ગિરિઃ તમને હાથ જોતાં આવડે ખરૂં?

ઇન્દીરાઃ હા, આવડે ખરો, પણ એ પરથી બધું ન કહી શકાય.

ગિરિઃ દિનેંદ્રભાઇનો હાથ જુઓ જોઇએ.

ઇન્દીરાઃ એમને માનવું નહિ તે શું જોવું!

દિનેંદ્રઃ હું માનીશ ચાલો. (હાથ ધરે છે.)

(ઇન્દીરા દિનેંદ્રનો હાથ જુએ છે, કંઇ ગણત્રી કરે છે, વચ્ચે દિનેંદ્રનું નામ ઉચ્ચારે છે.)

તરુઃ તમે આમ કેમ હાથ ધરી શકો છો એ મને નવાઇ લાગે છે.

દિનેશઃ મને બીક લાગે છે કે મને ક્યાંક જ્યોતિષમાં આસ્થા બેસી જશે.

દિનેંદ્રઃ મને કંઇ કહ્યું થતું નથી.

ઇન્દીરાઃ ત્યારે જોવરાવ્યાથી શો લાભ!

દિનેંદ્રઃ ના ના, જુઓને હું તો અમસ્તોજ કહું છું.

ઇન્દીરાઃ (હાથ જોતી) વિદ્યા છે, પૈસો છે, વારસો પણ મળવાનો છે, હાથમાં તલ છે, અને-(હાથની મૂઠી વાળે છે. જરા માથું નમાવે છે.)

દિનેંદ્રઃ હા, જે કહેવું હોય તે કહી નાંખો ને!

ઇન્દીરાઃ માઠું ન લગાડશો, પણ તમારાં લગ્ન થયાં છે?

દિનેંદ્રઃ તમને કેમ લાગે છે એ કહોને!

ઇન્દીરાઃ (હાવકું મોં રાખીને) એક મોટો યોગ વરસ દહાડા પહેલાં હતો, એમ લાગે છે.

દિનેંદ્રઃ એ તો સૌ કોઇ જાણે છે.

ગિરિઃ એમનાં લગ્ન ક્યારે થવાનાં છે?

દિનેશઃ મને તો કંટાળો આવે છે. (ઊઠીને અંદર જાય છે.)

દિનેંદ્રઃ અને મને શું નહિ આવતો હોય?

ઇન્દીરાઃ એ તો કંઇ સમજ પડતી નથી.

દિનેંદ્રઃ (પોતાનો હાથ પાછો ખેંચી લેતાં) હવે દિનેશ ભાઈને બોલાવીને એમનો હાથ જુઓ જોઈએ, પણ તમે તો દિનેશની જન્મકુંડળી પણ જોઇ હશે.

ઇન્દીરાઃ આપણાં નજીકનાં સગાં વિશે જ્યોતિષ ઘણી વાર પક્ષપાતી થઇ જાય છે. (ઇન્દીરાથી જરા નિશ્વાસ મૂકાઇ જવાય છે.)

ગિરિઃ તો પણ કહેતે શું છે?

ઇન્દીરાઃ શું કહું બોલો?

દિનેંદ્રઃ એમનાં લગ્ન ક્યારે થવાનાં છે?

ગિરિઃ ઓહો, તમે એ સવાલ પૂછ્યો?

દિનેંદ્રઃ કેમ મારાથી ન પૂછાય?

ઇન્દીરાઃ આ એક બે માસમાંજ યોગ આવે એમ છે. (તરુલતાને) લાવો જોઉં તમારો હાથ.

તરુઃ મારે નથી જોવરાવવું. મરતનું ભવિષ્ય જાણીને શું કામ છે?

દિનેંદ્રઃ તમે આટલાં બધાં નિરાશાવાદી કેમ છો?

તરુઃ એમાં નિરાશા શાની? નિરાશાવાદ તો ઉલટો ભવિષ્ય જાણવાથી આવે. (ઇન્દિરા જરા ચોંકે છે.)

દિનેંદ્રઃ હા, બરાબર છે—એ કંઇ સારું નથી.

ગિરિઃ શું સારું નથી?

દિનેંદ્રઃ (વિચારમાં) પોતાનું અને પારકાનું ભવિષ્ય જાણવું તે.

ગિરિઃ પણ ભવિષ્ય સારું હોય તો.

તરુઃ તો તો ઉલટું વધારે ખરાબ.

ઇન્દીરાઃ એમ કેમ?

દિનેંદ્રઃ કેમ હું કહું? કારણ એથી માણસ ઉલટું ઢીલું થાય છે, અને મોટું કારણ તો એ કે—(અટકી પડે છે.) ભવિષ્ય જાણવું એ એક જ રીતે સારું છે.

ઇન્દીરાઃ કઇ રીતે સારૂં ?

દિનેંદ્રઃ એ જાણવાથી જો માણસ વધારે સારો અને ઉચ્ચતર થતો હોય તો. પણ ઘણી વાર આ બધી વિજ્ઞાનની શોધોની માત્રક–દિનેશ નથી ખરૂં?–માણસનું જ્ઞાન વધે અને બીજી બધી રીતે એની દુષ્ટ બાજુ અચલ રહે એ સારૂં નહિ.

(ઇન્દીરા શિથિલ દેખાય છે, એક નિશ્વાસ મૂકે છે.)

તરુઃ તમે પહેલાં મોટું કારણ એમ કહી શું અટકી પડયા ?

દિનેંદ્રઃ એ તો મારૂં પોતાનું માનવું છે.

ગિરિઃ શું !

દિનેંદ્રઃ વળી તમે કહેશો કે મોટું ભાષણ આપવા બેઠા, પણ મને આ બધું કંઇ એના જેવું લાગે છે કે નસીબ કે ભવિષ્ય જેવું કંઇ છે જ નહિ.

તરુઃ એટલે !

ઇન્દીરાઃ ત્યારે શું પુરુષાર્થ છે ?

દિનેંદ્રઃ આપણે ય નથી અને નસીબેય નથી. દિનેશ હોત તો મને સમજી શકત. ભૌતિકશાસ્ત્રમાં થોડાં વરસો પહેલાં એક નવો જ સિદ્ધાન્ત શોધી કઢાયો છે, કે (દરેક શબ્દ ઉપર ભાર મૂકતાં બોલે છે.) આપણે જે દિક્ અને કાલમાં રહીએ છીએ એ સર્વથા સરખાં હોતાં નથી, પણ વ્યક્તિના અનુભવ પ્રમાણે તેનાં પરિમાણો બદલાય છે, અને આપણું આકાશ–એને ત્રણ જ પરિમાણો નથી, પણ ચોથું પરિમાણ પણ છે, અને એ ચારેનો સંબંધ એવી રીતનો હોય છે કે તમામ ગતિ કે સ્થિતિ એક બીજાના એવા સંબંધમાં આવે છે કે પરિણામ એકનું એક આવે ! આવી જ રીતે વ્યક્તિ અને તેની પરિસ્થિતિ, કર્મ અને ફળ, અને બીજી વ્યક્તિઓ સાથેનો સંબંધ એવી રીતનો હોય છે, કે પુરુષાર્થ કે નસીબ એવું કંઇ પણ રહેતું નથી.

(દિનેંદ્ર વિચારમાં ડૂબેલો દેખાય છે.)

તરુઃ આ તો આઇન્સ્ટાઇનનો સિદ્ધાન્ત ખરૂં !

દિનેંદ્રઃ હા, હા, તમે એ વિશે વાંચ્યું છે ? એ તમે સમજી શક્યાં ?

તરુઃ બધું તો નહિ, પણ ઇન્ટરમાં મેં મેથેમેટિક્સ લીધેલું, એટલે થોડું ઘણું સમજાયું.

દિનેંદ્ર: ઠીક ત્યારે, આપણે બન્ને પ્રયત્ન કરીશું તો કંઇક સમજાશે. મને પણ કેટલુંક સમજાયું નથી.

ઇન્દીરા: પુરુષાર્થ અને નસીબ એ બે નહિ, પછી છે શું!

દિનેંદ્ર: ( ઊંડેથી ) કશું નથી! ( થોડીવાર રહીને, પોતાના હાથ પરની ઘડીઆળ જોતો ) પણ ચાલો આપણે તો મોડું થાય છે.

ગિરિ: વાતમાં ને વાતમાં ખબર ન રહી; ચાલો અમે જઇશું હં—.

ઇન્દીરા: પણ દિનેંદ્ર ભાઇએ પૂરું ન કર્યું.

દિનેંદ્ર: ( હસતાં હસતાં ) કશું પૂરું કરવાનું પછી રહ્યું જ નહોતું! પણ અમે જઇએ છીએ–દિનેશને કોઇ વાર ગોકલજો–મારી ઑફિસમાં મારા "હંસ" માટે એમની પાસેથી વિજ્ઞાનના લેખો જોઇએ છીએ—

ઇન્દીરા: લાવો ને હું બોલાવું—

ગિરિ: ના, ના, કંઇ નહિ.

દિનેશ: ઠીક, મોકલજો હો!

ગિરિ: આવજો હો, દિનેશને પણ કહેજો કે આવે!

ઇન્દીરા: તમેય આવજો હો ( તરુલતાને ) અને તમે પણ આવજો. શશિકલા તો નથી, પણ આવજો હો.

( ગિરિમતી, તરુલતા અને દિનેંદ્ર જાય છે. ઇન્દીરા બારણા સુધી જઈ પાછી આવે છે. )

ઇન્દીરા: ( એકલી ઓરડાની વચ્ચે ઉભી-રહીને ) એ દિનેંદ્ર! જે બીજામાં નથી, એવું કંઇક એનામાં છે તો ખરું. એ જ–અને એની પાછળ ઘેલી મંદાકની–આખું ગામ આખું–! પણ મને આ ગમ્યું નહિ. ગિરિમતી, તરુલતા, દિનેંદ્ર બધા શ્રીપતરાયને ઘેર ગયાં! દિનેશ, દિનેશ, આવને!

દિનેશ: ( અંદરથી ) કેમ મોટી બેન, તું બોલાવે છે?

ઇન્દીરા: હું એને શી રીતે કહું? આવને.

દિનેશ: ( બહાર આવતાં ) શું એ બધાં ગયાં?

ઇન્દીરા: હા, કેમ?

દિનેશ: મોટી બેન, તમે આ બધું બરાબર જુઓ તો ખરું પડે ખરું!

ઇન્દીરાઃ હા, કેમ ? પણ તું—?

દિનેશઃ હા, બરાબર, મારી બુદ્ધિ મને માનવાની ના પાડે છે. પણ–જુઓ જોઇએ—

ઇન્દીરાઃ પણ શું ?

દિનેશઃ મોટી બેન જુઓ જોઇએ, મેં ધાર્યા છે એની સાથે મારાં લગ્ન થશે કે નહિ ?

ઇન્દીરાઃ એની સાથે ન પણ થાય ! પણ ( દિનેશ આડું જુએ છે. ) તું આમ તો જો, પણ એનાથી પણ સારી છોકરી મળતી હોય તો—

દિનેશઃ તો ઝાડના થડની સાથે મારો વિવાહ કરો તોપણ મને કંઈ ના નથી.

ઇન્દીરાઃ પણ દિનેશ, કોકિલા તારે માટે બહુ નાની ટ્હેવાય, અને તમારા ગ્રહ પણ કંઈ મળતા નથી.

દિનેશઃ હું ગ્રહબ્રહમાં કંઇ માનતો નથી.

ઇન્દીરાઃ પણ હું અને તારા ભાઈ તરુલતા માટે નક્કી કરીએ તો કંઇ વાંધો છે ?

દિનેશઃ ( ઉઠીને અંદર જતાં ) તમારે જે કરવું હોય તે કરો હું—

ઇન્દીરાઃ ( એકલી ) કોકિલાના અને દિનેશના ગ્રહ મળતા નથી ! વળી આ જુઠું. એક રીતે એમ થાય છે કે કશો પ્રયત્ન ન કરવો, અને બેસી રહી વિધિને એનું કાર્ય કરવા દેવું; અને બીજી બાજુ આ દુનિયા તરફ નજર કરતાં આ અને તે બધું કરવાનું મન થાય છે. દુનિયામાં એવાં પ્રલોભનો છે કે નાશકારક ચીજની પણ આપણે ઇચ્છા કરીએ છીએ. ( વિચારમાં પડે છે. )

(સન્મુખરામ અંદરથી પીતાંબર પ્હેરેલા, હાથમાં માળા લઇ આવે છે.)

ઇન્દીરાઃ ( જરા ભયભિત નેત્રે ) કેમ ? શું ? આજે પૂજામાં ફરી વાર કેમ બેઠા ?

સન્મુખઃ આ તમે જે પ્રકરણ ઉપાડ્યું છે, તેને શાન્ત રાખવા.

ઇન્દીરાઃ ( ડાહી નજરે જોતાં ) દિનેશ ક્યાં છે ?

સન્મુખઃ એ દમણાં ઉપર ગયો.

ઇન્દીરાઃ એટલે ?

સન્મુખ: શું એટલે?–હા, એટલે આપણા દિનેશના ગ્રહને શાન્ત કરવા.

ઇન્દીરા: તમે બરોબર જોયું? ક્યા ગ્રહ આડા આવે છે? એને કંઇ ઇજા નહિ આવે, પણ—

સન્મુખ: મંગળ અને રાહુ. કંતો વર નહિ અને કાં તો વહુ નહિ. તરુનો ગુરુ સારો છે તે એને કંઇ ઇજા નહિ આવે, પણ—

ઇન્દીરા: ( આકુ જોઇને ) એવું ન બોલશો.

( ત્યાં ઉપર કોઇ પડયું હોય તેવા ધબકારો થાય છે )

ઇન્દીરા: અરર્ દિનેશ પડયો!

સન્મુખ: હજી કહું છું કે આ પ્રકરણ બંધ કરો! પરિણામ કેવુંય આવશે. (ઉતાવળથી અંદર જાય છે)

ઇન્દીરા: ( બેબાકળી ) પરિણામ! પરિણામ! (અંદર જાય છે.)

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ: એજ.

[ ઓરડો આજે જરા શણગારેલો છે. ]

ઇન્દીરા: છગન, છગન, એટલું ટોપરૂં ખમણતાં કેટલી વાર! કેશવ, અહીં હવે થાળીઓ મૂકીને અંદર ચટણી લીંબુ રાયતું એ બધું પીરસી દે–એ બધાંને આવવાનો વખત થયો છે.

( છગન અંદરથી આવી કોપરૂં બતાવે છે. )

ઇન્દીરા: ઠીક જા, અંદર મૂક, અને પસ્તાં ચારોળી કાઢજે, ને પછી ઉપરથી પૈસા લઇ થોડો બરફ લઇ આવજે. ( છગન અંદર જાય છે. ઇન્દીરા પાટલાની આજુબાજુ રંગોળી પૂરતાં સ્વગત ) હં, હવે ઠીક થયું—રશ્મિકલાને એ લોકોએ મોકલી નહિ. ગઇ કાલે આવી ગઇ હોત તો કેવું સારૂં. ( થોડી વાર અટકીને ) આજે તો હવે ન આવે તો સારૂં. ગઇ કાલ આ બાજુ આવતાં સામો કાળ હતો. એ લોકોને તાર મૂકાવ્યો, નહિ તો તો મોકલત પણ નહિ!—બહુ વાર થઇ ગઇ! આજે હવે ખબર પડી રહેશે, કે એ લોકોના મનમાં શું છે? પછીથી દિનેંદ્ર હમણાં એમને ઘેર જતો નથી, અને શ્રીપતરાયને ઘેર પણ ઓછો જાય છે. કહે છે દિનેંદ્રને એમને ત્યાં આવવાની ના પાડી છે. હં—

( સન્મુખરામ અને છગન અંદરથી આવે છે. )

સન્મુખઃ બોલો કેટલા પૈસા આપું ?

ઇન્દીરાઃ તમે આમ શું કરતા હશો ? બરફ લાવવા માટે તે વળી કેટલાક પૈસા જોઇએ ?

સન્મુખઃ મને ક્યાં ખબર છે કે તમને શા માટે બરફ જોઇએ છીએ.

ઇન્દીરાઃ ( છગનને પૈસા આપતાં ) લે જા. (છગન જાય છે.)

( રંભાનો ચાકર નાથો હાથમાં કાગળ લઇ અંદર આવે છે )

નાથોઃ બા, રંભાબાએ આ તમને હાથોહાથ આપવા કહ્યું છે.

સન્મુખઃ શું લાવ જોઇએ. ( ઇન્દીરાને ) કેમ રજા છે ને !

ઇન્દીરાઃ મને આપોને !

સન્મુખઃ કેમ ભૂલી ગયાં કે શું ? તમને જ્યોતિષ શીખવાડ્યું ત્યારે તમે વચન આપ્યું હતું કે મારી ને તમારી વચ્ચે કશો પડદો ન રહેવો જોઇએ.

ઇન્દીરાઃ તમારે વાંચવો હોય તો વાંચો. પણ એમાં તમારે માટે કંઇ નહિ હોય.

( સન્મુખરામ વાંચે છે મુખમુદ્રા ગંભીર થાય છે )

ઇન્દીરાઃ ( નિર્દોષ અને હળવું મો રાખીને ) કેમ શું છે ?

સન્મુખઃ કેમ શું છે ? આ શું ? જુઓ. રંભા લખે છે, કે તરુના ને એમના દિનકરના ગ્રહો મળતા ન આવ્યા એમ એમને ખબર પડ્યાથી એમણે તો એ વાત બંધ રાખી છે. પણ તરુલતા એની કોહિલા આડે ન આવે એટલું સંભાળવાનું લખે છે, નહિતો બન્ને જણાં દુઃખી થશે. બોલો હું એમને લખી મોકલું ?—કે તરુના ગ્રહ દિનેશના ગ્રહ કરતાં દિનકરના ગ્રહ સાથે વધારે મળે છે ? નાથા, એ નાથા ગયો કે ?

ઇન્દીરાઃ હવે એથી શો ફાયદો છે ?

સન્મુખઃ એક વાર ખોટું કરવું, અને પછી પકડાઇ જાઓ, ત્યારે કેમ જાણે કશામાં તમને આસક્તિ ન હોય એમ બોલવું ! ઇન્દીરા, તમે ભયંકર છો. મને આની ખબર-હોત, તો—

ઇન્દીરાઃ એથી શો ફાયદો !

સન્મુખઃ કેમ ફાવદો કેમ નહિ! એ અમારો તો નહિ.

ઇન્દીરાઃ શો ફાયદો, કારણુ તેમ ગિરિમતી એમની સાથે સંબંધ નહિ બાંધે.

સન્મુખઃ એટલે ગિરિમતિ ઉપર પણુ તમે તમારી—

( અહાર ચાલી હળી રહેલાનો અવાજ આવે છે. એટલા પર ગિરિમતી પ્રમોદ વગેરે ચઢતાં દેખાય છે. )

ઇન્દીરાઃ હું તમને પછે પુછું છું. આ એ બધાં આવ્યાં!

( ગિરિમતી, પ્રમોદ, સરલા ને દિનેશ આવે છે. સન્મુખરામ એ બધાં તરફ એક નજર કરી અંદર જાય છે. )

ઇન્દીરાઃ આવો આવો આવો, અને તમે સાથે થઇ ગયાં!

ગિરિઃ હા, રસ્તામાં આવતાં એમને પ્રમોદે જોયા, તે આડી ઉભી રખાવી અને—

ઇન્દીરાઃ પણ તરુલતા બેન ક્યાં છે!

ગિરિઃ એને આજે ઠીક નથી તેથી નથી આવી.

ઇન્દીરાઃ બેસોને કેમ શું થયું છે! અહીં જમવું નહોતું પણ ખબર્યું તો આવવું હતું.

ગિરિઃ એણે આજે જુલાબ લીધો છે. ( આમતેમ જોતાં ) આ પડદો કોણે ભર્યો?

( દિનેશ અંદર જાય છે. )

ઇન્દીરાઃ ( જરા મગરરીમાં ) શશિકલા ભણતી હતી, ત્યારે એણે ભરેલો. એને આવા ભરત કામમાં તો ચાંદ પણ મળ્યો હતો. પણ એનાં સાસરીઆંને આવું કશું પસંદ નહિ, તેથી નિચારી બધું અહીં જ મૂકતી જાય છે.

ગિરિઃ એમાં શું! ઘરમાં આવો સારો ભરેલો પડદો પણ રાખવા ના કહે? બહારથી તો બહુ સુધરેલાં દેખાય છે.

ઇન્દીરાઃ હા, પણ અંદરથી બહુ જ જુના મનનાં છે.

ગિરિઃ એમકે?—પ્રમોદ એક જગ્યાએ બેસી રહે.

ઇન્દીરાઃ કંઇ નહિ જાઓને ઉપર જવું હોય તો.—હં—અને આ વખતે હસમુખરામ એને એમને એમ લઇ ગએલા તે ત્યાંથી એટો કાગળ આવ્યો, કે શશિકલાને મુહૂર્ત જોયા વગર તોકલી છે તે પાછી મોકલીશું.

ગિરિ: પણ હરમુખરામ આવવા દેશે ખરા ?

ઇન્દીરા: એ તો અમારી પાસે–પણ એમને ઘેર તો એ હંઘ બોલી પણ નથી શકતા.

ગિરિ: શશિકલા ક્યારે આવશે ? ( દિનેશ તથા પ્રમોદ અંદરથી આવે છે. )

ઇન્દીરા: હા, ગઇ કાલે જ આવવાની હતી, પણ ન આવી. હવે આજે તો નહિ આવે, કારણ ગઇ કાલ ત્યાંથી અહીં આવનાં સામો કાળ હતો. તે હવે આજે નીકળી કાલે આવશે.

દિનેશ: ( આમ તેમ ફરતાં ) કોઇ માણસ એ બધું બરોબર જોવા રહે તો કાંઇ કામ જ ન કરી શકે.

ગિરિ: મારા જ બોલ તમે કહ્યા.

( ગિરિમઝી અને દિનેશને એકમત જોઇ ઇન્દીરાનું મોં જરા મલકાય છે. )

ઇન્દીરા: ના પણ બગાબર જોયું હોય, તો તો ખરૂં પડે.

દિનેશ: એક વાર અમારે કાૅલેજમાંથી ઘેર જતાં એક છોકરો તિથિ, શુકન જોઇને નીકળ્યો, અને હું કશું જોવા વગર એ પહેલાં નીકળ્યો; તે રસ્તામાં અચાનક એની ટ્રેનને અકસ્માત થયો, અને હું વહેલો નીકળ્યો તે બચી ગયો !

ઇન્દીરા: એ તો જે થવાનું હોય છે તે થાય જ છે ! હરિ ઇચ્છા !

દિનેશ: ના, એમ નહિ. પણ આપણે જે કરવાનું હોય તે તો કરી જ નાખવું એમ કેમ નહિ ?

ઇન્દીરા: એટલે પછી જે થવાનું હોય તે ભલે થાય એમને ? !

(થોડી વાર વિચારમાં પડે છે, સરલા ખુરસી પર બેસી ટીપાઇ પરનાં ફુલને સરખાં કરે છે, ને ગોઠવતાં ગોઠવતાં ધીમે ધીમે એકની એક લીટી ગાયા કરે છે )

રે ઓ મારા હંસલા, હાવા મેલી મેલી ના જઇએ !
રે ઓ મારા હંસલા, હાવા મેલી મેલી ના જઇએ !

ગિરિ: કેમ શા વિચારમાં પડયાં !

ઇન્દીરા: આ ગીત તે તમે ક્યાંથી સાંભળ્યું ?

ગિરિ: કેમ તમને ખબર નથી, હિન્દભાઇના હંસ માસિકના પૂંઠાં પર એ લીટી ઉડતા હંસના ચિત્ર નિચે લખેલી હોય છે !

ઇન્દીરા: હોય હિન્દભાઇ ખરૂં ! કોણે મને કહ્યું કે એ તો હમણાં તમારે ત્યાં બીલકુલ આવતા નથી !

ગિરિ: હા, એ મને પણ નવાઇ લાગે છે.

ઇન્દીરા: હાસ્તો બિચારા એમને હમેશના મિત્ર તો કોઇ જ નહિ.

દિનેશ: આપણો સમાજ હજી એમને સમજવા લાયક થયો નથી. પણ એવા માણસો આપણે ત્યાં પાકશે, ત્યારેજ આપણે કંઇક નવું કરી શકીશું.

ઇન્દીરા: ( મરકમાં ) હાસ્તો, એમણે નવું તો કર્યું જ કહેવાય.

ગિરિ: કેમ શું ?

ઇન્દીરા: કેમ તમને ખબર નથી ?

દિનેશ: તમે જાણેને એમ બોલો, પણ—

ઇન્દીરા: હા. મને ક્યાં નથી ખબર, કે પહેલા થોડા દિવસ તો ગમે તે માણસને દિનેંદ્રભાઇ આંજી નાંખે, પણ પછી બીજાંઓને એ કંટાળો જ આપે !

દિનેશ: મોટી બેનને ટેવ જ છે—

ઇન્દીરા: ના, હું કંઇ એમ નથી બોલતી પણ—

ગિરિ: પણ શું ?

ઇન્દીરા: પણ લોકો જુઓને બિચારાને—

દિનેશ: મોટી બેનને તો લોકો ને પૈસા ને એવું જ બધું બહુ. પણ લોકો એટલે કોણ ?

ગિરિ: શું !

કેશવ: ( અંદરથી આવતાં ) બા બધું તૈયાર છે.

ઇન્દીરા: ચાલો ત્યારે પ્રમોદભાઇ કપડાં કાઢો, અને સરલા બેન આપણે અહીંજ બેસશું.

ગિરિ: એમ કરોને, સન્મુખરામભાઇ અને છોકરાંઓને પહેલાં જમાડી લ્યો. પછી આપણે નીરાતે બેસીશું. ઉપરથી બોલાવો ને !

ઇન્દીરા: ના, એમ એ—ના.

પ્રમોદ: એ તો ઉપર પૂજા કરે છે.

ગિરિ: અત્યાર સુધી ?

ઇન્દીરા: હા, હમણાં હમણાં એ બહુ ધ્યાનમાં બેસે છે.

ગિરિ: એમ કે !

ઇન્દીરા: એટલે તમે બેસો અને હું એમની પછી બેસીશ.

( ત્યાં ઇન્દીરાની નજર દિનેશ પર પડે છે. દિનેશની આંખો કોઇ વસ્તુ પર ચોંટી રહેલી લાગે છે. )

ઇન્દીરાઃ ( ગભરાએલા અવાજે ) દિનેશ, દિનેશ !

( ગિરિમતી દિનેશ સામું જૂએ છે. દિનેશ ઢળી પડે છે, પ્રમોદ અને સરલા પાટલાપરથી ઉભાં થાય છે, ઇન્દીરા દિનેશના માથા નીચે ઓશીકું મૂકવા જાય છે, )

ગિરિઃ બેભાન અવસ્થામાં માથું નીચું જોઇએ.

ઇન્દીરાઃ ( છગનને ) જાને. ઉપરથી એમને બોલાવને !

( બહારથી બૂમ સંભળાય છે, )

( સન્મુખરામ સન્મુખરામ અહીં રહે છે કેમ ? તાર છે.)

ગિરિઃ હા, લાવો જોઇએ.

( તારવાળો બારણે આવી ગિરિમતીના હાથમાં તાર મૂકે છે, )

ગિરિઃ સહી કરું !

( ઇન્દીરા માથું હલાવી હા પાડે છે, ગિરિમતી સહી કરી તાર લે છે. સન્મુખરામ પૂજામાંથી આવે છે, )

ઇન્દીરાઃ જૂઓને–દિનેશને–આ તાર શું હશે !

( ગિરિમતી સન્મુખરામના હાથમાં ધ્રુજતે હાથે તાર મુકે છે, સન્મુખરામ ફોડીને વાંચે છે, )

સન્મુખઃ શશિકલા અહીં આવતી હતી અને રસ્તામાં જ ગાડીને અકસ્માત થવાથી–પ્રદ્યુમ્ન ગયો–! બસ ! માણસ હાથે કરીને ખોટું કરે એમાં——

ઇન્દીરાઃ આ દિનેશ–તમે જાઓને ! ડૉકટરને બોલાવોને !

ગિરિઃ ગાડી બહારજ ઉભી છે. અરે ઘુળાજી !

સન્મુખઃ મારે ગયે શું વળશે ? તમેજ જાઓ !

ઇન્દીરાઃ ( અતિશય દુઃખિત થઇ. ) હાય, અરેરે–દિનેશ પ્રદ્યુમ્ન હાથે કરીને—

( ગિરિમતી ને ગાડીવાળો બન્ને જોઇ રહે છે, છોકરાંઓ ખુણામાં હસાં છે.)

[ પડદો પડે છે ]

## પ્રવેશ ચોથો.

### સ્થળઃ ગિરમતીનું ઘર.

તરુઃ ઓ રે ! ( થોડી વાર રહીને ઘડિયાળમાં એક ટકોરો વાગે છે, તરુલતા બારીમાંથી ઉઠીને ઘડિયાળ સામે જોઇ રહે છે. ) એમને ગયાંને અરધો કલાક તો થયો.

( ટપાલી બારણું આગળ ટપાલ નાંખે છે. તરુલતા ટપાલીને જોઈને જરા ચમકે છે. પછી સ્વસ્થ થાય છે. )

તરુ: દીના, ઓ દીના. ( ચાકર આવે છે. ) લે જો આ કંઈ જરૂરી કાગળ છે, તો કાકાને ઑફિસમાં જઈને આપી આવ, અને આ પણ લેતો જા. ( ત્રણેક કાગળ આપે છે. બાકી બે કાગળ રહે છે, એક કવર છે, તે તરફ જોતાં ) આ કોણે લોકલ કાગળ આ પર લખ્યો હશે. હા, આ કોના અક્ષર,—મને યાદ નથી આવતું.

( દિનેંદ્ર આવે છે, એને જોઈને તરુલતા જરા અચંબામાં જોઈ રહે છે. )

તરુ: આવોને !

દિનેંદ્ર: ( આવવા ન આવવાનો નિશ્ચય ન કરી શકતાં હોય તેમ ઉભાં રહીને. ) કેમ ગિરિમતી બેન શું કરે છે ?

તરુ: ગિરિમતી બેન ઘેર નથી. આવો બેસોને.

દિનેંદ્ર: મારે કંઈ ખાસ કામ નહોતું. માત્ર—

તરુ: બેસોને. ( દિનેંદ્ર હીંચકા પર બેસે છે. ) માત્ર શું ?

દિનેંદ્ર: ( જરા અકળાઈને ) માત્ર મળવાજ આવ્યો હતો. દીનાને કહોને મને જરા પાણી આપે !

તરુ: હું જ લાવું છું.—દીનો ઑફિસે ગયો છે. ( અંદર જાય છે. )

દિનેંદ્ર: ( એકલો ) હું કેવો મૂર્ખ છું ! ! શું કરવું ? આના કરતાં ન આવ્યો હોત તો વધારે સારૂં થાત.

( તરુ અંદરથી પાણી લાવી દિનેંદ્રને આપે છે. દિનેંદ્ર પાણી પીએ છે )

તરુ: ( થોડી વાર રહીને ) આટલા દિવસ કેમ નહોતા આવતા ?

દિનેંદ્ર: આવ્યાથી શું વધારે છે ?

તરુ: એમ કેમ !

દિનેંદ્ર: ના બીજું કંઈ નહિ, મનમાં માત્ર એમ થઈ આવ્યું કે આવ્યાથી શું વધારે ?

તરુ: એટલે જ આવતા રહો એમ કહું છું.

દિનેંદ્ર: હા, મને થતું તો ખરૂં કે હું આવી જાઉં. પણ—

તરુ: પણ શું ?

દિનેંદ્ર: કોણ જાણે ! મારૂં મન જ એવું છે કે એમ પોતાની પરીક્ષા કરવાની મને ટેવ કે કુટેવ પડી ગઈ છે.

તરુ: એટલે ?

દિનેંદ્ર: એટલે કે કોઇ વાર ખરી લાગણી થઇ આવે, અને બીજી જ પળે એમ થાય કે—એમાં શું ? ( થોડીવાર અટકીને ) સાચેતો હું ખઇ કહું, કે તમારે ત્યાં નહોતો આવતો ત્યારે ઘણી વાર એમ થતું કે લાવને જઇ આવું, પણ બીજી જ પળે એમ થાય કે—એમાં શું ?

તરુ: (સમજતી હોય તેમ) એ દુઃખ તો ખઇ પણ—( દિનેંદ્રને પગથી તે માથા સુધી એમ બે વાર નીહાળે છે. )

દિનેંદ્ર: પણ શું—?

તરુ: ( અચકાતી ) પણ મારે એમ દુઃખી થતાં શીખવું છે.

દિનેંદ્ર: મારા એક જ મિત્રે મને એક વાર આમ કહ્યું હતું. અને અત્યાર સુધી એમ હતું, કે પુરુષોમાંથી અને તે પણ વળી કોઇ જ આમ બોલી શકે પણ તમે પહેલ વહેલાં.—

તરુ: એ ભાઇ કોણ હતા ?

દિનેંદ્ર: મારી ને એમની જીંદગી તો નીરાળી છે. એ વેપારી છે. —પણ પરદેશી હતા એટલે જ કદાચ એમ બોલી શક્યા હશે !

( થોડી વાર કોઇ બોલતું નથી )

તરુ: તમે શ્રીપતરાયમામાને ત્યાં પણ હમણાં નથી જતા ખઇ ?

દિનેંદ્ર: જઇને શું કરવું ! થોડા દહાડા થાય છે, અને હું માણસોથી થાકી જાઉં છું. એમનામાં કશું નવું નથી હોતું. ( દરેક અક્ષર પર ભાર મૂકતો ) બધું એ નું એ ! રસોયો જેમ રોટલીને આમ તેમ ફેરવી જુએ, તેમ આપણાં માણસોને કોઇ ફેરવનાર નથી ! કોઇ એક બાજુ કાચાં, બીજી બાજુ બળેલાં—અર્ધદગ્ધ એવાં હોય છે. કોઇ બધી રીતે બરોબર સારાં નથી ઉતરતાં.

તરુ: અહીં પણ તેમાં જ નહોતા આવતા ખઇ ?

દિનેંદ્ર: અત્યાર સુધી એમ હતું. પણ—

તરુ: પણ શું ?

દિનેંદ્ર: પણ આજે મેં જે તમારી પાસેથી સાંભળ્યું ત્યાર પછી હું એમ નથી માનતો.

તરુ: એટલે !

દિનેંદ્ર: એટલે કે મને અહીં નવું મળ્યા કરશે !

તરુ: ( થોડી વાર પછી ) ના, એમ રોજ નવું શું મળે ? લોકો પાસેથી નવું મેળવવાની આશા રાખવી, અને એવું મેળવ્યા કરવું એ તમને પોતાને ખોટી દૃષ્ટિ નથી લાગતી?

દિનેંદ્ર: શું ?

તરુ: લોકોનાં જીવન ચુંથી ચુંથીને નવું મેળવવાની આશા રાખ્યા કરવી એ વ્યર્થ છે. (થોડી વાર રહીને) નવું ન મળે એનું નામજ મનુષ્યત્વ !

(દિનેંદ્ર ઊંડા વિચારમાં ડૂબેલો દેખાય છે. થોડીવાર કોઇ બોલતું નથી.)

દિનેંદ્ર: ના, એમ કેમ નહિ, કે નવું નવું જાણવાની ઇચ્છા રહ્યા કરે એનું નામ જ મનુષ્યત્વ ? એક વિચારકે કહ્યું છે કે સત્ય પોતે જો આવીને મારા હાથમાં બેસે તોપણ એને મેળવવાના સતત પ્રયાસના આનંદની ખાતર જ હું એને જવા દઉં.

તરુ: તમારે જો એ રીતે સમજવું હોય તો ભલે. પણ તો હું એમ કહી શકીશ કે સાધારણમાં સાધારણ માણસના જીવનમાં કંઇક તો એવું હોય છે જ કે જેને આપણે થોડું ઘણું પણ સમજી શકીએ તો એકાદ અદ્ભુત બનાવ રૂપે તેને આપણે મૂકી શકીએ.

દિનેંદ્ર: હા, બરોબર છે. હવે હું સમજ્યો–અને પછી નવું મેળવવું કે નહિ એ સવાલ પણ રહેતો નથી (થોડી વાર રહીને) આજે તમે મને નવો ધર્મ આપ્યો છે.

તરુ: (થોડી વાર રહીને) વારુ, ત્યારે હવે નવું મળવાની આશા વગર તમે અહીં આવશો ને ?

દિનેંદ્ર: (અતિશય લાગણીના આવેગમાં) નવું મળવાની ! માત્ર તમને મળવાની આશાએ હું અહીં આવીશ.

(તરુલતા દિનેંદ્રને પગથી તે માથા સુધી નીરખે છે. થોડી વાર કોઇ બોલતું નથી)

દિનેંદ્ર: હં–પણ તમે એમ કહ્યું શાને ?–કે લોકોનાં જીવન ચુંથી ચુંથીને નવું મેળવવાની આશા રાખ્યા કરવી એ ખરાબ છે ? (ઉદાસીન રીતે) તમે પણ બીજા લોકોની જેમ એવો આક્ષેપ મારા પર કેમ મૂકો છો ?

તરુ: મેં ક્યાં આક્ષેપ મૂક્યો છે ?

દિનેંદ્ર: ના, ઠીક–પણ–(મુખમુદ્રા ગંભીર અને ઠંડી પડે છે.) લોકો એમ માને છે કે હું ખરાબ છું.–(થોડી વાર રહીને) "હંસ" ના બીજાજ અંકમાં "વિદર્શી"ના નામથી એક વારતા આવી હતી તે તમે વાંચી હતી ?

તરુ: ના, એમાં શું હતું ?

દિનેંદ્ર: કંઈ નહિ. (થોડી વાર શબ્દોને ગળતો હોય તેમ અટકીને) હું સીધું જ કહું—લોકો એમ માને છે કે ગંગાહિનીને મેં ફસાવી-ઠગી. પણ—અને આ મારા શબ્દો નથી—પણ કોઇ બીજો અ-સંસ્કારી પુરુષ એને મળ્યો હોત, તો એને માટે જીવવું મુશ્કેલ થઈ પડત. એક ઓને માટે પોતાને માથે બધું ઓઢી લેવું એમ કોઇ બીજો માણસ ન કરે!

તરુ: મને ખબર છે.

દિનેંદ્ર: તમને ખબર હશે; પણ ખોટી. પાંચ ૭ દિવસ પહેલાં મેં તમને રસ્તામાં જોયાં હતાં, અને તમારૂં મોં તદ્દન દુઃખિત હતું. મને એમ થયું કે હું પાછું વળીને જોઉં, અને મેં જોયું—અને ત્યારે લાગ્યું કે તમે પણ અસત્ય જ જાણ્યું છે.

તરુ: ના, મને ખરી વાતની ખબર હતી.

દિનેંદ્ર: ના, એ કોઇને જ ખબર નથી. તમે ક્યાંથી—?

તરુ: મને ખબર છે, કે તમારે વિશે એ એમજ હોય!

દિનેંદ્ર: (થોડીવાર રહીને) આજે મને મારામાં પૂરેપૂરી શ્રદ્ધા બેસે છે.

તરુ: અને મને પણ.

(તરુલતા અને દિનેંદ્ર બન્ને એક બીજા સામું જૂએ છે. એક બીજાને સમજે છે.)

દિનેંદ્ર: પણ તમારામાં એટલી શક્તિ છે?

તરુ: હા. છે. (થોડી વાર કોઇ બોલતું નથી)

દિનેંદ્ર: ત્યારે હવે હું આટલું પણ કહું છું. આજથી ચૌદ દિવસ પહેલાં મારા બાપુપર એક ગૃહસ્થનો કાગળ હતો, કે એની છોકરીના વિવાહ મારી સાથે કરવા એની મરજી છે.

તરુ: પછી?

દિનેંદ્ર: ત્યાર બાદ મેં મારૂં મન જોયું. એ બાઇ પૈસાદાર છે. પરણું તો મને પૈસા મળે એમ છે; અને મારા 'હંસ'ને હું સારા પાયાપર મૂકી શકું. પણ—

તરુ: પણ શું!

દિનેન્દ્રઃ પણ કંઇ નહિ.—ત્યારે જ મેં મારા મનના ચારે ખૂણા તપાસી જોયા.

તરુઃ અને તમને શું લાગ્યું ?

દિનેન્દ્રઃ શું ? કંઇ નહિ. મારૂં આખું મન રોકીને તમે રહ્યાં હતાં !

(દિનેન્દ્ર ઉભો થાય છે. તરુલતા એની પાસે જાય છે. દિનેન્દ્ર તરુલતાને કપાળ પર ચૂમે છે.)

તરુઃ (છૂટા પડતાં) આ દિવસ જો ન આવ્યો હોત તો !

દિનેન્દ્રઃ તો મનમાં ને મનમાં આ બધું ભારી રાખત !

તરુઃ તે દિવસે તમે કહ્યું હતું, કે આ દુનિયામાં કશું નથી ખરૂં !

દિનેન્દ્રઃ (પોતાનું બોલેલું સુધારતો હોય તેમ) કશું નથી—પણ તમે અને હું છીએ એટલે બસ.

(ત્યાં ગિરિમતી, પ્રમોદ, સરલા આવે છે. તરુલતા અને દિનેન્દ્ર આજે કંઇ જુદાં જ લાગે છે.)

ગિરિઃ તમે ક્યારે આવ્યા ?

દિનેન્દ્રઃ ક્યારે ? (ઘડિયાળ સામે જોઇને) મને આવ્યાં અરધો પોણો કલાક થયો હશે. કેમ ગાડી ક્યાં છે ?

ગિરિઃ દિનેશને હોસ્પીટલમાં મૂકવા ગઇ છે તે અમે ચાલતાં આવ્યાં !

(કપાલના કાગળ લેઇ લે છે. કવર ફાડે છે.)

દિનેન્દ્રઃ એ કાગળ મને જ આપોને !

ગિરિઃ શું ?

તરુઃ કેમ ?

દિનેન્દ્રઃ મેં કાગળમાં એમ લખ્યું હતું કે હવેથી હું અહીં નહિ આવું. પણ—

ગિરિઃ પણ તમે તો અહીં છો ! !

દિનેન્દ્રઃ હા, હું અહીંજ છું—

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક



# સંતાકુકડી

વ્હાલમને કાજ વીણું ફૂલડાં રૂપાળાં,
વીણું વીણું ને પડી જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણું ફૂલડાં રૂપાળાં.

વ્હાલમને કાજ ગૂંથું ફૂલડાંની માળા,
ગૂંથું ગૂંથું ને ગુમ થાય, અલબેલડી!
વ્હાલમને કાજ વીણું ફૂલડાં રૂપાળાં.

## સંતાકુકડી

માળા શોધન્તી હું ઘુમું ભોળી બાળા,
જાણું ન કોણ ચોરી જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

વ્હાલીડો રોજ મ્હારી વાડીમાં આવી,
છાનો નિહાળી મ્હને જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

માળા ચોરાણી નિહાળી ઠગારો,
છુપો છુપો હરખાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

જાણું ના તેમ કહી છુપો રહી તે
ફૂલડે નવાજી મ્હને જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

કાળી કાળી નિજ આંખડી નચાવતો,
આંખલડી દાબી મુજ જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

દોડી દોડી મ્હને થાકેલી ભાળી,
છુપો તે ચોર મલકાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

સંતાકુકડી બ્હેન ! આવી આવી તે
રમતો સતાવી મ્હને જાય, અલબેલડી !
વ્હાલમને કાજ વીણ્યું ફૂલડાં રૂપાળાં.

સ્નેહરશ્મિ

# દિલના શાપ

અરધી દુનિયા પર તિમિરનો વિજય થતો હતો. રામપુરના સ્ટેશને ગાડી આવી પહોંચી. ઉતારૂઓની ધમાલ મચી. 'રામપુર ત્રણ મિનિટ' 'પાણી બ્રાહ્મણીયા' એવા એવા અવાજોએ આખું વાતાવરણ ભેદી માર્યું.

ટ્રેન ઉપડી એટલે માનવમેદની સમુદ્રના ઓટની જેમ ઉતરી ગઇ. કલ્યાણ ડોસા લાકડી હાથમાં ને ખભે કોથળો નાંખી પૃથ્વીને પૂછતા પૂછતા ચાલવા લાગ્યા. માંડમાંડ માંડવી સુધી પહોંચ્યા. જમીદાર તેનો અમલદોર ચલાવતો હતો. પરખાવે તે જાણીતા ગણાતા. તેમનો ફેંસલો પણ જલ્દી થતો. રઠયો ખડયો સપડાઇ જતો. જમીદાર સાહેબનાં છોકરાંના હાથમાં ભાગના કહી પૈસા આપે ત્યારે જ ગમે તેનો છૂટકો થાય.

શ્વાસે હાંફે જતા કલ્યાણ ડોસો માંડવીમાં આવ્યા એટલે હુકમ થતાં કોથળો છોડવા માંડયો. શું હોય? એક દોરી, લોટો ને પન્નીયું. પણ એક પડીકું હતું. જમીદાર સાહેબે એને વિષમ ઝેર ગણાવ્યું. ડોસાં પાસેથી ખુંચવી લીધું.

"બાપુ! દવા છે. દિકરો ઘેર ભોંયે પડયો છે. પડીકું ડાક્તર સાહેબે આપ્યું છે. જવાં દો"

"શુદાં! દવા શાની! બધુંયે તરકટ. મોટા સાહેબને પડીકું બતાવવું પડશે."

"બાપુ! દવા પાવાની છે. જલ્દી ઘેર જવા દો."

"ગડબડ નહિ."

"જવા દેશો તો ઈશ્વર તમારું કલ્યાણ કરશે." ડોસો રડતે અવાજે બોલ્યો.

"પટાવાળા! આને બહાર કાઢો."

"બાપુ! દવાનું પડીકું આપો. એકને એક જુવાન જોધ દીકરો મરવા સૂતો છે."

"ચલાવ બ્હાર નીકળ." સીપાઈએ, કોરડો પછાડતાં, ડોસાને બહાર ધકેલ્યો."

૨

બીજા દિવસની સાંજે જમીદારે ડોસાને પડીકું પાછું આપ્યું.

દિવસની મોરમોરમાં કલ્યાણ ડોસો રાજપરા પહોંચ્યો. નદી કાંઠે ચિતા બળી રહી હતી. ડોસો પાસે આવ્યો. અગમ ભત્રીજાને બાઝ્યો. ડોસાના પ્રાણ મરી ગયા. રામજી ગયો. "જપ્તીદાર તારું નખ્ખોદ જજો." ડોસાએ પોક મૂકી. એનું રુદન ભયંકર હતું. આખર ઘેર પહોંચ્યા. જુવાન રંડવાળ વહુ જોઈ.

"અરે! તમારા દીકરાએ મરતી વખત સુધી તમને સંભાર્યા. તો યે ન આવ્યા." વહુએ કહ્યું.

"વહુ! હવે બાપ! સારું ઘર શોધી લ્યો." ફાટતે અવાજે ડોસો માંડ બોલ્યો.

૩

"દીકરા દીકરા!" કરતાં ડોસો ગામના પત્થરા ભાંગવા લાગ્યો. ગામનાં લોક એની આ સ્થિતિ જોઈને દુઃખી થતાં. જેને ત્યાં લોકો વાતો કરે એટલો પાક ઉતરતો તે આજ રસ્તાનો ભિખારી થયો! જેને ત્યાં મહેમાનોનો હરદમ પડાવ રહેતો તે આજ રોટલાના ટુકડા માટે શેરીએ શેરીએ ભટકવા લાગ્યો!

એ વાતને પણ વર્ષ પુરું થયું. ડોસો જ્યાં ત્યાં ચીથરેહાલ ભમતો. ગામના બાળકો ડોસાને માથે ચીથરાં મૂકતાં ને ખીજવતાં, "ડોસા! તારો રામજી આવ્યા" "હેં! મારો રામજી આવ્યો? ક્યાં? સારો છે ને?" ઘડીમાં જાણે રામજી તેની પાસે હોય એમ આની ખડખડાટ હસી લેતા.

કોઈ બાળકને ભાળે તો તેનાં પૂંછડાં મરડતોઃ ગોરેથી કચકારા કરતોઃ જાણે ખેતરમાં હજી ચકલાં રહ્યાં ન હોય! મધરાતે ભૂત જેવો ભમતોઃ ભજનીયાં લલકારતો.

૪

ડોસાની આ હાલત લોકને ભારે પડી. એકવાર કોઈના ઘરમાં પેઠો એટલે ઘરધણીએ ડોસાને સારી પેઠે માર્યો. બીકમાં ડોસો વતન છોડી નાસી ગયો.

તે રાજપુરની શાકમારકીટને નાકે આવી ઉભો ત્યાં છોટાલાલભાઈ જમીદાર, પટાવાળા સાથે શાક લેવા આવ્યા હતા. તેનો પુત્ર દુર્ગાપ્રસાદ પણ સાથે હતો. જમીદાર સાહેબને સારૂં સમજવા કાછીયાઓ શાક લઈ દુકાનપરથી નીચે આવતા. લાલ ફેંટા રાખી આંખ મીંચી સાહેબની ઝોળી ભરતા. કલ્યાણ કુદીને જમીદાર પાસે આવ્યો ને દુર્ગાને જોઈ પડયોઃ "અરે! મારા રામજી!"

દુર્ગાને થયું કે ઝાડ વળગ્યું. છોટાલાલે ડોસાને પીટાવ્યો. હૃદય થરથરી ગયું. મહામહેનતે દુર્ગાને છોડાવ્યો.

દુર્ગાનાં રતાવુઓ ઢીલાં પડી ગયાંઃ તેને કમ્પારી આવી ગઈ. લથડતે પગે ઘેર આવ્યો ને ખાટલા પર ફસડાઈ પડયો.

બપોરે મોટી માએ નજર બાંધી. નજર સખ્ત ચોંટી ગઈ. ગંગાડોસીનો વ્હેમ સજ્જડ થયો. "જરૂર માડી! છોકરાને તો ભરખી લીધો છે. નહિતર કાંઈ આમ ઝલાઈ જાય? સાજો સારો સવારે મારા છોટા સાથે શાક લેવા ગયો. ને ઘેર આવી ઉંધમૂંધ પડયો. જો તો મોઢું તો કાળું શાહી જેવું થઈ ગયું છે." ને ડોસીમાએ બાધાઓ રાખવા માંડી.

સાંજના ડૉકટર આવ્યા. દવા આપી. દુર્ગો બેભાન થઈ ગયો હતો. વારે વારે તે બકતો હતો. "એ બાપા! ડોસો આવ્યો! મને લઈ જાય છે એ...મને છોડાવો."

છોટાલાલનાં ગાત્ર ઢીલાં પડી ગયાં. કલ્યાણ તેની નજર સામે દેખાતો હતો. તે આજીજી કરતો હતોઃ "બાપુ! જવા દો. દિકરો ઘેર માંદો છે." એવામાં ડોસો જાતેજ તેમના ઘર પાસે નીકળ્યો. તેની બુમોથી દુર્ગાને ચમક થઈ. તે પણ બુમો પાડવા લાગ્યો. ખાટલામાંથી

ઉભો થઇ નાસવા લાગ્યો. ઘરનાં બધાં માણસોએ તેને મહામહેનતે સુવારી દીધો.

રાત્રે ડૉક્ટરને ફરી વખત બોલાવ્યા. સન્નિપાતનો તેણે અભિપ્રાય આપ્યો. પછી છોટાલાલને કાનમાં કહ્યું: "કેસ ખરાબ છે. સંભાળજો." છોટાલાલની આંખમાથી આંસુ ટપકયાં. હજી ફુર્મોને અંઇ સાલજ પરણાવ્યો હતો એ યાદ આવ્યું: જીવતર ધૂળમાં બળતું લાગ્યું.

૫

સવારના ચાર થયા ત્યાંજ છોટાલાલના ઘરમાં રડારોળ થઇ રહી. જુવાન દિકરો, દાદી બેઠાં હતાં ને, રામશરણ થયો. બડબડ કરતો જુવાન બળવા લાગ્યો. છોટાલાલ ચારધાર આંસુએ રડતા હતા અને ત્યાં કલ્યાણ ડોસો ચિતાથી થોડે દૂર રહી નૃત્ય કરી રહ્યો હતો! એનાં કૃશ અંગોમાં નવું ચેતન પુરાયું હતું. છોટાલાલથી આ જોયું ન ગયું. તેમને ડોસાનું હાસ્ય ભયંકર લાગ્યું. ડાઘુએ રાખ સમેટી નદીએ નાહી ગામ ભેગા થયા. ડોસાએ ચિતાભસ્મ શરીરે ચોળી, કાળના ભાગનો લાડવો ખાધો. ચિતા પાસે મૂકેલી માટલીના ભાંગેલા ટુકડામાથી પાણી પીધું ને હાશ કરી એ ઉભો થયો. તેનો બીહામણો દેહ વધારે ભયંકર લાગવા માંડયો હતો.

કહે છે કે પછી કલ્યાણ ડોસાને કોઇએ જોયો નથી.

કાન્તિ મ. જોશી



# આંસુનું મૂલ

સનમનો હું સેવક છું.

ફરતાં ફરતાં એની ઝુંપડીએ આવ્યો.

પરોઢની સુંદરતા જોઈ તે મલકાતી બોલી: "જો ને; ફક્ત ઝાકળનાં થોડાં બિન્દુ માટે નિશાએ મુખ ફેરવ્યું."

"પરંતુ સનમ, હું તો તારા એકજ આંસુ માટે જીવવું છોડી દેવા તત્પર છું."

રમણલાલ નાગરવાડિયા

# ........ને

પ્રિય ! તને હું અન્ય કેમ સંબોધું ? મુજ જીવનની અનેક પળો તારા સુવાસભર્યા સહચારમાં વીતિ છે. સૂર્યદેવનો પ્રચંડ તાપ ને ચંદ્રરાજની શીતલ ચંદ્રિકાઃ મારા સહવાસમાં બન્નેને સાવ સરખાં ગણી તેં મારાથી વિખૂટાં થવાની વાંચ્છા નથી જણાવી.

જંગલ કે પહાડ, શહેર કે ખેતર, સુંવાળી સડક કે ખાડાભર્યાં ટેકરાઃ હું જ્યાં ભટકું ત્યાં, તદ્દન મૌન રહી, તેં મારી અવિરામ સેવા સાધી છે. મારે ભાગ્યે લોહીથી તરબોળાવાનું હોય એવે ટાણે પણ તેં, ઢાલરૂપ લઇ, વિધિનાં લખ્યાં ઉકેલ્યાં છે. ઓ પ્રેમલ!

પણ હું કેવો નિષ્ઠુર ?! બેકદર હું તને અનેક વેળ ત્યાગું છું ! સ્વાર્થાંધ બની, ગૃહમંદિર કે દેવમંદિર આવે કે, તને તરછોડી દોડી જવામાં હું પુણ્ય માનું છું !

ને તોય ઓ દયાળુ ! ભોળા આત્મા ! જાણે એ તારે વાંકે બન્યું હોય એમ દામ ખોઇ, હું તને તરછોડું ત્યાંને ત્યાં, શરમથી નીચા નમેલ વદને, એક બ્રહ્મત્યાગી પેઠે, તું પડી રહે છે.

ને આવા વિનંક પછીય જ્યારે હું પાછો આવું ત્યારે ભીની આંખે, પગે પડી, તું મારી માશી ચાહે છે. ઓ ચંપલ !

ત્ર્યંબક દવે

# આશા

શું તે એટલી બધી મૃદુ છે?

હેની કોમળ અંગુલી જ્યારે વીણાના તાર ઉપર સરતી ત્યારે હેની સ્નેહભીની આંખો હેના તરફ ઢળતી. તે દૂર હોવાથી જ્યારે તે પાસે જવા પ્રયત્ન કરતો ત્યાં તેનો અંતરાત્મા સદા પ્રશ્ન કરતો.

શું તે એટલી બધી સુંદર છે!

તેના મીઠા કંઠમાંથી જ્યારે દૈવી સંગીત રેલાતું ત્યારે હેની આશાના તંતુ ઝણઝણી ઉઠતા. તે મીઠા સ્વરની મોહકતા હેને દિગંતના ભણકાર સુણાવતી.

શું તે એટલી બધી મોહક છે!

શિશિરનાં વ્હાણાં વાયાં હતાં. નદીનું ખળખળતું નીર હેનામાં અમૃતના ફુવારા સીંચતું. પણ હેને હેની મૃદુ, સુંદર, મોહક આશા-દેવી દેખાતી નથી......

પણ ત્યાં એ વીણાધારિણી હેની સમીપ આવતી હોય એમ હેને લાગ્યું. હેને નિરખવામાં એ મુગ્ધ હતોઃ હેના જીવનની એ અણમૂલ પળ હતી.

એ પાસે આવી. એ સ્વર્ગની ગાંધર્વકન્યા નહિં પણ મર્ત્ય-લોકની કોડભરી કુમારિકા હતી!

ને તોય હવે કોઇ હેને ન પૂછશો કે તે કોણ હતી?—કેવી હતી? જે ને જેવી તે હેના જીવનની ભરતીઓટ ઓળંગતારી અનુપમ નૌકા નીવડી છે.

ભારતી મહેતા

# વિકટ પંથ

ત્હારો કેમ ન પંથ જણાય ?
વિભુ ! મ્હારે નયને તિમિર છવાય !
ત્હારો કેમ ન પંથ જણાય ?

વીણા મ્હારી બની ખોખરી,
તુટી એકે એક તાર જાય !
ધીરજ તો હવે ખૂટી ગઇ,
મ્હારૂં આયુષ્ય પૂરૂં થાય !
છતાં ત્હારી લેશ કૃપા ન જણાય !
રે ! દુઃખ કેમ ખમ્યું આ જાય ?

ગાન ગાવા હું મથી રહું,
મ્હારો કંઠ રૂંધાઈ જાય !
વ્યાકુલ થઈને રડી પડું,
મ્હારો દેહ ભૂમિ પછડાય !
જવાલા રોમે રોમે પ્રકટાય !
પ્રભુ ! ત્હારે હૈયે ન કાં કૈં થાય ?

ભૂલ્યો, ભવાટવીમાં ફર્યો,
ત્હારી હુંફાળી છોડીને છાંય !
હવે શકું નહિ નીકળી,
હાય ! કો ન કરે મ્હારી સાહ્ય !
આજે અંતર મ્હારૂં મુંઝાય,
હવે મ્હારો આશાનો અગ્નિ બુઝાય !

મુજ અશ્રુ તણી લે તું અંજલી,
મ્હારો દેહ તું માટે પુષ્પ !
કુંકુમ લે મ્હારા રક્તનું,
મ્હારૂં અર્ધ્ય ત્હેને એ અનુપ !
મ્હારી ચિતા બને તુજ ધૂપ !
બીજું કહે શું ધરાવું, ઓ ભૂપ ?

ત્હારો કેમ ન પંથ જણાય ?
વિભુ ! મ્હારે લોચન આંસુ ભરાય !
ત્હારો કેમ ન પંથ જણાય ?

મોહનલાલ મણિલાલ શેઠ

# સાહિત્ય ઉત્તેજક સમાજ

## ૧: ૧: ૨૧ થી ૩૧: ૧૨: ૨૫ નું નિવેદન

આ નિવેદન રજુ કરતાં પહેલાં એક ખુલાસો કરવાની જરૂર છે. તે એ કે તા. ૨૯-૧૧-૨૫ ના રોજની સામાન્યમંડળની બેઠકે પસાર કરેલા ઠરાવ અનુસાર સમાજનું વર્ષ તાઃ ૧-૧-૨૧ થી ગણવામાં આવેલું છે. આમ સમાજની તા. ૧-૧-૧૯૧૮ થી તે તા. ૩૧-૧૨-૨૦ સુધીની 'ધ સ્ટુડન્ટસ લાયબ્રેરી' તરીકેની કારકીર્દિ ગણત્રીમાં નથી લીધી. પરંતુ છેલ્લા ત્રણે વર્ષની રૂા. ૩૫૫-૮-૦ ની કુલ આવકમાંથી રૂા. ૨૪૯-૯-૦ નું કુલ ખર્ચ જતાં બાકી રહેલા રૂા. ૧૦૫-૧૫-૦ સરવૈયામા જમે બાજુએ શરૂઆતમાં જ બતાવવામાં આવ્યા છે. તેજ પ્રમાણે તે સમય દરમ્યાન ભેટ મળેલાં પુસ્તકોનો સમાવેશ આ નિવેદનમાં આપ્યો છે. આથી આપ સમજી શકશો કે સમાજ આજ પાંચ વર્ષ પૂરાં કરી છઠ્ઠામાં પ્રવેશ કરે છે. અને તે નિયમે આજના સ્નેહસંમેલનને અમે છઠ્ઠું સ્નેહસંમેલન ગણેલું છે.

પાંચ વર્ષના જીવન દરમિયાન સમાજે નીચેની પ્રવૃત્તિઓ હાથ ધરેલી:—

૧. વાંચનાલય
૨. પુસ્તકાલય
૩. વાદવિવાદ મંડળ
૪. હૃદયવીણા ( હસ્તલિખિત માસિક )
૫. વક્તૃત્વ અને શીઘ્રવક્તૃત્વની હરીફાઇ
૬. હસ્તલિખિતમાં આવતા ઉત્તમ લેખો માટે ઇનામો આપવાના યોજના.
૭ સાહિત્યવિષયક જાહેર ભાષણો ગોઠવવાં.

આમાથી પહેલી ચાર પ્રવૃત્તિઓ ૧૯૨૧ થીજ હાથ ધરેલી જ્યારે છેલ્લી ત્રણનો વધારો ૧૯૨૪ થી કરવામાં આવેલો.

પહેલી ત્રણે પ્રવૃત્તિઓનો વિગતવાર હેવાલ પરિશિષ્ટ ૧, ૨ અને ૩ માં આપેલો છે.

૧૯૨૪ ના જુન માસમાં થયેલી વક્તૃત્વ હરીફાઇમાં એકંદર બાર સભાસદોએ ભાગ લીધો હતો જેમાથી રૂા. ૭ નું પહેલું ઇનામ રા. વામનપ્રસાદ મંગાપ્રસાદ દેસાઇને અને રૂા. ૫ નું બીજું ઇનામ રા. કાંતિલાલ માણેકલાલ ચોકશીને મળ્યું હતું.

૧૯૨૫ ના જુન માસમા થયેલી શીઘ્રવક્તૃત્વની હરીફાઇમાં એકંદર સત્તર ભાઇઓએ ભાગ લીધેલો: જેમાંથી રૂા. ૭ નું પહેલું ઇનામ રા. નવ-

નીતલાલ ચિમનલાલ ચોકશીને, રૂ. ૫ નું બીજું ઇનામ રા. યશવંત સવાઇલાલ પંડ્યાને અને રૂ. ૩ નું ત્રીજું ઇનામ રા. ચિનુભાઇ નારણભાઇ પરીખને મળ્યું હતું.

૧૯૨૫ ના નવેંબરમાં થયેલી વકતૃત્વ હરીફાઇમાં એકંદર અગીઆર સભાસદોએ ભાગ લીધેલો: જેમાંથી રૂ. ૭ નું પહેલું ઇનામ રા. મુકુંદરાય ચિમનલાલ પંડ્યાને અને રૂ. ૫ નું બીજું ઇનામ રા. કાંતિલાલ માણેકલાલ ચોકશીને મળ્યું હતું.

'હૃદયવીણા' માસિકની ૧૯૨૪-૨૫ ની ફાઇલમાંથી સમાજના સભાસદોના લેખોમાંથી નીચેના લેખકોને દરેક વર્ષ માટે બે, બે પ્રમાણે નીચેનાં ચાર ઇનામો મળ્યાં છે.

| વર્ષ | ઇનામ | લેખક |
|---|---|---|
| ૧૯૨૪ | રૂ. ૧૦ | રા. નવનીતલાલ ચીમનલાલ ચોકશી |
| | ,, ૭ | રા. મુકુંદરાય ચીમનલાલ પંડ્યા |
| ૧૯૨૫ | ,, ૧૦ | રા. નટવરલાલ ચીમનલાલ ચોકશી |
| | ,, ૭ | રા. મોહનલાલ પ્રાણલાલ મહેતા |

જાહેર ભાષણોની યોજના અનુસાર રા. ફુલચંદ શાહે 'ઇતિહાસ અને સમાજ' એ વિષય ઉપર ૧૯૨૪ ના સપ્ટેંબરમાં રા. ડાહ્યાભાઇ લલ્લુભાઇ પટેલના પ્રમુખપદ નીચે એક ભાષણ આપેલું.

સમાજનું વાર્ષિક લવાજમ રૂ. ૩ રાખેલું અને વર્ષના ત્રણ હપ્તા પાડી દરેક હપ્તાનો રૂ. ૧ એ પ્રમાણે એકઠું કરવામાં આવતું. આખા વર્ષનું લવાજમ એકી સાથે પણ સ્વીકારવામાં આવતું દરેક વર્ષના હિસાબવાર સભાસદોની સંખ્યા પરિશિષ્ટ ૪ માં આપેલી છે. બરતરફ થયેલા સભાસદો ફી ન આપવાને કારણેજ બરતરફ થયેલા છે.

સમાજ માટે ફંડ ઉપસાવવામાં નિષ્ફળતા મળતાં 'શારદેવાડ' નામનો ખેલ ૧૯૨૧ માં લીધેલો જેમાંથી રૂ. ૬૫૨-૮-૦નો ચોકખો નફો કરેલો. આજ તેમાંથી રૂ. ૫૪૦-૧૦-૦ સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડિયામાં જમે છે.

આ ઉપરાંત પાંચ વર્ષમાં થઇને એકંદર રૂ. ૯૫૯-૧૦-૦ ની ભેટ મળી છે. આમાંની ઘણી મોટી રકમ સમાજના સભાસદોએ આપી છે. સમાજના વાર્ષિક લવાજમ ઉપરાંત સભાસદોની આ ઉદાર મદદ માટે સમાજ તેમની આભારી છે. વિગતવાર આંકડા પરિશિષ્ટ ૫ માં આપેલા છે.

સમાજના સભાસદોમાંથી ૧૯૨૩માં રા. માણેકલાલ સાંકલચંદ હકીમ અને ૧૯૨૫માં રા. મોહનલાલ પ્રાણલાલ મહેતા વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ જવાં સમાજના સભાસદોએ તેમને સહર્ષ વિદાય આપી હતી.

આ સમય દરમિયાન સમાજે સર ગિરીજાપ્રસાદ જેવા યુવક પ્રમુખ સાંપડ્યા છે જે ખોટ સમાજને આજ સુધી જણાતી આવી છે.

નીચે જણાવેલા સદ્દગૃહસ્થો અને સન્નારીના પ્રમુખપણા નીચે આજ સુધીનાં સ્નેહસંમેલન થયેલાં છે.

૧૯૨૧ ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

૧૯૨૨ આ. અમૃતલાલ દેવચંદ ગોડવાણી

૧૯૨૩ શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ

૧૯૨૪ શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોર

૧૯૨૫ સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ

અંતમાં સમાજને તન, મન અને ધનથી મદદ કરનાર સર્વે સદ્દગૃહસ્થો અને સભાસદોનો આભાર માનીએ છીએ. અમારી સંસ્થા પ્રત્યે તેમનો આ સહાનુભૂતિનો ઝરણુ નિત્ય વહેતાં રહો એ આશા સાથે નિવેદન પૂરું કરીએ છીએ.

## વર્ષવાર કાર્યવાહક મંડળો

### ૧૯૨૧

| | |
|---|---|
| રા. ગિરીજાપ્રસાદ ચીનુભાઇ | પ્રમુખ |
| ,, દર્પણલાલ અમૃતલાલ શોધન | ઉપપ્રમુખ |
| ,, ઇન્દુવદન નર્મદાશંકર મહેતા | મંત્રી |
| ,, લાલભાઇ ચંદુલાલ વસા | કોષાધ્યક્ષ |
| ,, સારાભાઇ મોહનલાલ દલાલ મંત્રી ત્રા. વિ. મંડળ તંત્રી 'હૃદયવીણા' | |
| ,, રામપ્રસાદ હરપાળ જેશ્વર | ગ્રંથપાલ |
| ,, પુરૂષોત્તમ ભોગીલાલ શાહ | |
| ,, પનાલાલ જમનાદાસ ઝવેરી | |
| ,, મયાલાલ મણિલાલ તેલી | |
| ,, રતિલાલ ચિમનલાલ શાહ | |
| ,, છોટાલાલ છ. દવે | |
| ,, રતિલાલ મણિલાલ દલાલ | |
| ,, ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા | |
| ,, મધુસુદન મગનલાલ મજમુંદાર | |

### ૧૯૨૨

| | |
|---|---|
| રા. ગિરીજાપ્રસાદ ચિનુભાઇ | પ્રમુખ |
| ,, દર્પણલાલ અમૃતલાલ શોધન | ઉપપ્રમુખ |
| ,, રતિલાલ મણિલાલ દલાલ | મંત્રી |
| ,, પનાલાલ જમનાદાસ ઝવેરી | કોષાધ્યક્ષ |

| | |
|---|---|
| „ રામપ્રસાદ હરપાલ જેધર | મંત્રી. વા. નિ. મં: તંત્રી 'હૃદયવીણા' |
| „ ચંદુલાલ વસંતરાય પંડયા | ગ્રંથપાલ |
| „ રતિલાલ ચિમનલાલ શાહ | |
| „ મથાભાઇ મણિલાલ તેલી | |
| „ ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા | |
| „ હરિશ્ચંદ્ર ચુનીલાલ બ્હેરાવાળા | |
| „ રમણલાલ જેઠાલાલ પટેલ | |
| „ પ્રાણલાલ હરિશંકર રાવળ | |
| „ અનિલમોહનરાય રામમોહનરાય દેસાઇ | |
| „ ભાસ્કરરાવ બ. બેડેરે | |

## ૧૯૨૩

| | |
|---|---|
| રા. ગિરીજાપ્રસાદ ચિનુભાઇ | પ્રમુખ |
| „ હર્ષદલાલ અમૃતલાલ શોધન | ઉપપ્રમુખ |
| „ રવિલાલ કચરાભાઇ પરીખ | મંત્રી |
| „ પનાલાલ જમનાદાસ ઝવેરી | કોષાધ્યક્ષ |
| „ સુબોધચંદ્ર શંકરરાય સદ્દીવડ | ગ્રંથપાલ |
| „ બાબુરાવ ચુનીલાલ શાહ | મંત્રી વા. વિ. મં: તંત્રી 'હૃદયવીણા' |
| „ રવિલાલ મણિલાલ દલાલ | |
| „ હરિકૃષ્ણ પાર્વતીશંકર ભટ્ટ | |
| „ નટવરલાલ ચિમનલાલ ચોકસી | |
| „ ચિનુભાઇ નારણભાઇ પરીખ | |
| „ લાલમોહન પરમોદરાય મુનશી | |
| „ ચંદુલાલ વસંતરાય પંડયા | |
| „ કિરીટકાન્ત માધુભાઇ દિવેટિયા | |
| „ રામપ્રસાદ હરપાળ જેધર | |

## ૧૯૨૪

| | |
|---|---|
| રા. ગિરીજાપ્રસાદ ચિનુભાઇ | પ્રમુખ (તા. ૧-૧-૨૪ થી ૨૩-૩-૨૪ સુધી) |
| „ હર્ષદલાલ અમૃતલાલ શોધન | ઉપપ્રમુખ (તા. ૧-૧-૨૪ થી ૨૩-૩-૨૪ સુધી) |
| | કા. ચ. પ્રમુખ (તા. ૨૩-૩-૨૪ થી ૧૪-૧૦-૨૪ સુધી) |
| | ઉપપ્રમુખ (તા. ૧૪ ૧૦-૨૪ થી ૩૧-૧૨-૨૪ સુધી) |

રા. વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી — પ્રમુખ (તા. ૧૪-૧૦-૨૪ થી ૩૧-૧૨-૨૪ સુધી)
" રતિલાલ કચરાભાઇ પરીખ — મંત્રી
" મોહનલાલ મણિલાલ શેઠ — મંત્રી. વા. વિ. મં. (તા. ૩૧-૧૨-૨૪ સુધી)
" પનાલાલ જમનાદાસ ઝવેરી — કોષાધ્યક્ષ
" મુકુંદરાય રામમોહનરાય દેસાઇ — તંત્રી 'હૃદયવીણા'
" રામપ્રસાદ હરપાળ જેશ્વર — ગ્રંથપાલ
" રતિલાલ મણિલાલ દલાલ
" અનંતરાય અર્જુનલાલ પંડિત
" લાલમોહન પરમોદરાય મુનશી
" હીરીટકાન્ત માધુભાઇ દ્વિવેદિયા
" સુબોધચંદ્ર શંકરરાય સહીયર
" પ્રદ્યુમ્ન મગનલાલ મઝમુંદાર
" ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા
" વૈકુંઠલાલ ગોરધનદાસ પટેલ

૧૯૨૫

રા. વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી — પ્રમુખ
" દર્શનલાલ અમૃતલાલ શોધન — ઉપપ્રમુખ
" કાંતિલાલ માણેકલાલ ચોકશી — મંત્રી
" રામપ્રસાદ હરપાળ જેશ્વર — મંત્રી વા. વિ. મં.
" મોહનલાલ મણિલાલ શેઠ — તંત્રી 'હૃદયવીણા'
" મુકુંદરાય ચિમનલાલ પંડયા — ગ્રંથપાલ
" રતિલાલ મણિલાલ દલાલ
" ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા
" ચિનુભાઇ નારણભાઇ પરીખ
" ચરણદાસ હરીદાસ પરીખ
" વૈકુંઠલાલ ગોરધનદાસ પટેલ
" જયેંદ્ર ગીરધરલાલ લાખીયા

## પરિશિષ્ટ ૧

### વાંચનાલયમાં આવતાં પત્રો

| વર્ષ | દૈનિક | અઠવાડિક | પખવાડિક | માસિક ત્રૈ | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૨ | ૮ | × | ૭ | ૧૭ |
| ૧૯૨૨ | ૨ | ૭ | ૧ | ૧૦ | ૨૦ |
| ૧૯૨૩ | ૪ | ૧૧ | ૧ | ૧૨ | ૨૮ |
| ૧૯૨૪ | ૬ | ૧૦ | ૨ | ૧૬ | ૩૪ |
| ૧૯૨૫ | ૬ | ૧૦ | × | ૧૦ | ૨૬ |

## પરિશિષ્ટ ૨

### ભેટ મળેલાં પુસ્તકો

| નામ | સંખ્યા |
|---|---|
| રા. ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા | ૧૦૧ |
| ,, રતિલાલ ચિમનલાલ શાહ | ૬૬ |
| ,, રામપ્રસાદ ઠ. ત્રેશ્વર | ૫૩ |
| ,, રમણલાલ જેઠાલાલ પટેલ | ૪૦ |
| ,, નવનીતલાલ ચીમનલાલ ચોકશી | ૩૬ |
| ,, મુકુંદરાય ચિમનલાલ પંડ્યા | ૩૬ |
| ,, સુબોધચંદ્ર શંકરરાય સહીયર | ૩૫ |
| ,, હીરાલાલ મણિલાલ સ્વામિનારાયણ | ૩૦ |
| ,, માણેકલાલ સાંકલચંદ ઠક્કર | ૨૬ |
| ,, પ્રફુલ્લવદન લીનકરરાય સૈયદ | ૨૫ |
| ,, રતિલાલ ગોરધનદાસ ચોકશી | ૨૫ |
| ,, પુરૂષોત્તમ છોટાલાલ દુધીયા | ૨૪ |
| ,, સિંધુવિહારી પરમોદરાય દ્વિવેટિયા | ૨૧ |
| ,, ડૉ. અલોન્ચાસીઝ | ૨૦ |
| ,, નર્મદાશંકર બાપાલાલ ભટ્ટ | ૨૦ |
| ,, કાંતિલાલ માણેકલાલ ચોકશી | ૧૯ |
| ,, કાંતિલાલ સોમાભાઈ પરીખ | ૧૮ |
| ,, સાકરલાલ નારણભાઇ શેઠ | ૧૬ |
| ,, પનાલાલ જમનાદાસ ઝવેરી | ૧૫ |
| ,, શંકરપ્રસાદ મૂળશંકર ત્રિવેદિ | ૧૫ |
| ,, રતિલાલ મણિલાલ દલાલ | ૧૪ |
| ,, પુરૂષોત્તમ સોમાભાઈ શાહ | ૧૩ |
| ,, ન્હાનાલાલ દલપતરામ કવિ | ૧૨ |
| ,, સી. એચ મશરૂવાળા | ૧૦ |
| ,, મગનલાલ એમ. ધોળકીયા | ૧૦ |
| ,, જનાર્દન. ડી. પંડ્યા | ૧૦ |
| ઉપરાંત | ૨૬૪ |
| સાહિત્ય ઉત્તેજક સમાજે ખરીદેલી | ૧૦૩ |
| | કુલ ૯૭૭ |

## પરિશિષ્ટ ૩

### વાદવિવાદ મંડળની બેઠકો

| તારીખ | વિષય | પ્રમુખ | વિવેચક |
|---|---|---|---|
| ૧—૫-૨૧ | ફરજ | રા. સિંધુવિહારી દિવેટિયા | રા. પુરૂષોત્તમ શાહ |
| ૮—૫-૨૧ | કેળવણી | ,, રામપ્રસાદ ત્રેશ્વર | ,, નવનીતલાલ ચોકશી |
| ૧૫—૫-૨૧ | દેશાટન | ,, નવનીતલાલ ચોકશી | ,, રામપ્રસાદ ત્રેશ્વર |
| ૨૨—૫-૨૧ | જીવન | ,, ડાહ્યાભાઇ પટેલ | ,, પુરૂષોત્તમ શાહ |
| ૪-૧૧-૨૧ | હિંદી સુધારા | ,, વિનાયકરાવ ત્રિવેદી | ,, નવનીતલાલ ચોકશી |
| ૧૩-૧૧-૨૧ | એકાંત | ,, સિંધુવિહારી દિવેટિયા | ,, ઇંદ્રવદન મહેતા |
| ૧—૫-૨૨ | સ્વદેશી | ,, વિનાયકરાવ ત્રિવેદી | ,, નવનીતલાલ ચોકશી |
| ૩૧-૧૦-૨૨ | અવિભક્ત કુટુંબ | ,, શંકરરાય સહીયદ | ,, રતિલાલ પરીખ |
| ૫-૧૧-૨૨ | રાષ્ટ્રિય કેળવણી | ,, હરિપ્રસાદ દેસાઇ | ,, રતિલાલ દલાલ |
| ૨૨-૧૧-૨૨ | ઔદ્યક | ,, માણેકલાલ ઠક્કર | ,, નટવરલાલ ચોકશી |
| ૧૯-૧૧-૨૨ | ખાદી | ,, સારાભાઇ દલાલ | ,, ચિનુભાઇ પરીખ |
| ૨૬-૧૧-૨૨ | અસહકાર | ,, વિજયશંકર મુનશી | ,, સારાભાઇ દલાલ |
| ૩-૧૨-૨૨ | ચારિત્ર્ય | ,, સી. જે કોઠારી | ,, ચંદુલાલ મહેતા |
| ૧૦-૧૨-૨૨ | કર્તવ્ય | ,, ચંદુલાલ પંડયા | ,, સી. જે. કોઠારી |
| ૧—૭-૨૩ | આપણી પડતી | ,, વિનાયકરાવ ત્રિવેદી | ,, રામપ્રસાદ ત્રેશ્વર |
| ૮—૭-૨૩ | આદર્શ ગૃહિણી | ,, અનુપતરામ ભટ્ટ | ,, નારણદાસ ઠક્કર |
| ૧૫—૭-૨૩ | જ્ઞાતિ કે વર્ણ ? | ,, નાનાલાલ ઠાકોર | ,, ચંદુલાલ પંડયા |
| ૧૯—૭-૨૩ | શાસન પદ્ધતિ | ,, રામપ્રસાદ ત્રેશ્વર | ,, નારણદાસ ઠક્કર |
| ૧૨—૮-૨૩ | ભોગમ વિ૦ | ,, રમણલાલ શાહ | ,, નટવરલાલ ચોકશી |

## પરિશિષ્ટ ૪

### હસાવાર સભાસદોની સંખ્યા

| વર્ષ | પહેલે હપ્તે | બીજે હપ્તે | ત્રીજે હપ્તે | બાતરફ | વર્ષ આખરે |
|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૨૮ | ૪૩ | ૪૮ | ૦ | ૪૮ |
| ૧૯૨૨ | ૪૬ | ૪૫ | ૫૬ | ૨ | ૫૮ |
| ૧૯૨૩ | ૭૩ | ૭૬ | ૮૪ | ૪ | ૮૮ |
| ૧૯૨૪ | ૯૨ | ૯૭ | ૧૧૪ | ૧૫ | ૧૨૯ |
| ૧૯૨૫ | ૯૪ | ૯૭ | ૧૦૬ | ૨૭ | ૧૩૩ |

# પરિશિષ્ટ ૫

## ભેટ મળેલી રકમ

રૂા. ૨૨૫—૮-૦ રા. હર્ષદલાલ અમૃતલાલ ચોપન
૫૧—૮-૦ રા. પુરુષોત્તમ છોટાલાલ દુધીયા
૫૧—૧-૦ રા. ઇંદ્રપ્રસાદ શિવપ્રસાદ ત્રિવેદી
૫૧—૦-૦ સર ગિરીજાપ્રસાદ ચિનુભાઇ
૪૦—૩-૦ રા. નવનીતલાલ ચીમનલાલ ચોકશી
૩૬-૧૨-૦ રા. રતિલાલ ચીમનલાલ શાહ
૩૫—૦-૦ રા. વૈકુંઠલાલ ગોરધનદાસ પટેલ
૨૮-૧૦-૦ રા. શીતકરરાય અચરતલાલ સૈયદ
૨૫—૦-૦ રા. વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી
૨૨-૧૩-૦ રા. હરિશ્ચંદ્ર ચુનીલાલ મ્હેરામાળા
૨૨—૦-૦ રા. નટવરલાલ અચરતલાલ પરીખ
૨૧-૧૨-૦ રા. પનાલાલ જમનાદાસ ઝવેરી
૨૧—૦-૦ રા. જેઠાલાલ ભાવનગરી
૨૦—૨-૦ રા. હરિકૃષ્ણ પાર્વતીશંકર ભટ્ટ
૨૦—૦-૦ રા. માણેકલાલ સાંકળચંદ ઠક્કર
૧૮—૦-૦ રા. ચિનુભાઇ નારણભાઇ પરીખ
૧૭—૪-૦ રા. સુબોધચંદ્ર શંકરરાય સદ્દીયર
૧૬—૦-૦ રા. ચંદુલાલ વાડિલાલ શાહ
૧૫—૦-૦ રા. રતિલાલ કચરાભાઇ પરીખ
૧૩-૧૧-૦ રા. પ્રદ્યુમ્ન મગનલાલ મઝમુંદાર
૧૩—૦-૦ રા. કાંતિલાલ ભોગીલાલ પરીખ
૧૩—૦-૦ રા. નરેંદ્ર શ્રીમંતરાય વસાવડા
૧૨-૧૨-૦ રા. એન. ટી. દિક્ષિત
૧૧-૧૪-૦ રા. જમનાદાસ મોરારજી
૧૧-૧૨-૦ રા. ઇશ્વરલાલ ચુનીલાલ કાપડિયા
૧૧—૮-૦ રા. કુમુદચંદ્ર મથુરાદાસ પરીખ
૧૧—૧-૦ રા. રતિલાલ મણિલાલ દલાલ
૧૧—૦-૦ રા. લાલભાઇ ચંદુલાલ વસા
૧૧—૦-૦ રા. કાંતિલાલ માણેકલાલ ચોકશી
૧૦—૦-૦ રા. હરિશ્ચંદ્ર મંગળપ્રસાદ શ્રોફ
૮—૨-૦ રા. પંડિત શંકરપ્રસાદ મિશ્ર
૭—૦-૦ રા. સાકરલાલ નારણભાઇ શેઠ

૬—૯—૦ રા. મહીપતકુમાર ભોગીન્દ્રરાવ દિવેટિયા
૫—૦—૦ રા. રતનલાલ હરીલાલ બાડિવાળા
૫—૦—૦ રા. બાલભટ્ટ વહીભટ્ટ કુડીયા
૫—૦—૦ રા. મુકુંદરાય ચિમનલાલ પંડ્યા
૫—૦—૦ રા. સી. મણિલાલ એન્ડ કું.
૫—૦—૦ રા. સનાતન લક્ષ્મીપ્રસાદ મેઢ
૫—૦—૦ રા. ચરણદાસ હરીદાસ પરીખ
૫—૦—૦ રા. કાંતિલાલ ચિમનલાલ શાહ
૫—૦—૦ રા. મોતીલાલ મોહનલાલ પરીખ
૫—૦—૦ રા. રસિકલાલ ચિમનલાલ નગરી
૩—૧૦—૦ રા. પ્રફુલ્લવદન લીનકરરાય સૈયદ
૩—૪—૦ રા. ગિરીજાશંકર અંબાશંકર ત્રિવેદી
૩—૦—૦ રા. શંકરપ્રસાદ મૂળશંકર ત્રિવેદી
૨—૯—૦ રા. નરહરિ રણછોડદાસ શાહ
૨—૨—૦ રા. બાબુલાલ એસ. પટેલ
૨—૦—૦ રા. ભાસ્કરરાવ બી. બહેરે
૨—૦—૦ રા. રમણલાલ જેઠાલાલ પટેલ
૧—૦—૦ રા. લાલમોહન પરમોદરાય મુનશી
૧—૦—૦ રા. ઇંદુવદન નર્મદાશંકર મહેતા
૧—૦—૦ રા. રામપ્રસાદ. ઇ. જેથર
૧—૦—૦ રા. નટવરલાલ પાનાચંદ સંઘવી
૧—૦—૦ રા. છગનલાલ ભવાનીશંકર
૧—૦—૦ રા. બેચરલાલ ડાભી
૦—૮—૦ રા. સારાભાઈ ગોરધનદાસ ચોકશી

૮૫૯—૧૦—૦

## ૧-૧-૧૯૨૧ થી ૩૧-૧૨-૨૫ સુધીનું સરવૈયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૫-૧૫-૦ | પુરાંત જમુરે | ૧૦૬—૨—૦ | વાર્ષિકોત્સવ |
| ૧૨૦૬—૦—૦ | ફી | ૬૩૦—૬—૦ | મકાનભાડું તથા લાઇટના |
| ૯૫૯-૧૦-૦ | ભેટ | ૬૯૩—૦—૦ | પગાર |
| ૯૫૨—૮—૦ | કાયમ ફંડ ખાતે નાટકનો નફો | ૫૩—૯—૦ | ટેક્ષ તથા બોણી |
| ૧૧૫—૬—૦ | વ્યાજ | ૫૬૭—૮—૦ | લવાજમ |
| ૫૯—૦—૦ | કાગળોનું વેચાણ | ૨૧૫—૧—૬ | નવાં પુસ્તકોની ખરીદી |
| ૫૦—૦—૦ | જુના ફર્નીચરનું વેચાણ | ૨૪૯—૨—૦ | ફર્નીચર |
| ૫—૦—૦ | હરીફાઇની ફી | ૧૭૩—૦—૦ | સ્ટેશનરી |
| | | ૭૦-૧૨-૦ | બંધામણી |
| | | ૩૮-૧૩-૦ | ટપાલ |
| | | ૭૩—૦—૦ | હરીફાઇનાં ઇનામો |
| | | ૩-૧૨-૦ | ભાષણોની યોજના |
| | | ૬૪-૧૧-૬ | પરચુરણ |
| | | ૫૪૦-૧૦-૦ | મેસર્સ પનાલાલ જમનાદાસ ઝવેરી તથા રતિલાલ કચરાભાઇ પરીખ ખાતે ઉધાર. સમાજ વતી સેંટ્રલ બેંકમાં વ્યાજે મૂકેલા તે |
| | | ૨૪૦—૦—૦ | પુરાંત બાકી |
| ૩૪૫૩—૭—૦ | | ૩૪૫૩—૭—૦ | |

તૈયાર કરનાર:
રામપ્રસાદ હરપાળ ટ્રેશ્યર

પ્રકાશક:
કાંતિલાલ માણેકલાલ ચોકસી

વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી
પ્રમુખ

# તંત્રીના ચશ્માંમાંથી

ભારેખમ શબ્દોમાં કહીએ તો આપણા દરિદ્ર સાહિત્યને તરંગરતાનો પંથ દાખવી અધિકારી એની સેવા સાધવા ને ચોકખાચટ શબ્દોમાં કહી નાંખીએ તો અનેક છે એમાં એકનો ઉમેરો કરવા "વીણા" જન્મ લે છે. ૭–૮ વર્ષથી, પાઇપૈસો એમ, રકમ એકઠી કરતી આવેલી સાહિત્ય ઉત્તેજક સમાજને એ રકમ ધીરવાનો વધુ નિઃસ્વાર્થ ને વિશેષ આપયોગી બીજો કયો માર્ગ જડત ?

"વીણા" જન્માવવાનું સમાજે બહુ મોડું નહી કર્યું. આથી લેખકોને અઠવાડિયા જેટલી મુદતમાં જ કંઇને કંઇ બીડવાનાં નિમંત્રણ મોકલાયાં. દેખીતી રીતે આ માગણી માત્ર હસવા જેવી નહિ પણ બોજારૂપ લાગી. પરીણામે એવા એવાને આમંત્રણ મોકલ્યાં કે જેને બોજારૂપ થવાનો અમને એક યા અનેક રીતે હક હોય. આવા આણીના પ્રસંગે જેની જેની સહાયતા મળી છે એ સૌનો આભાર અહિં કાગળપર કબુલીએ છીએ.

આટલું લખાયું ત્યાં અંકનાં છૂટાં ફરફરિયાં ને પૂંઠું જોઇ એક રસિક સાહિત્યકલાપ્રિય મિત્ર વગર માગ્યું પ્રમાણપત્ર આપે છે કે અંક દેખાય છે તો ફક્કડ: વળી ચિત્રો પણ ખૂબ છે. ચિત્રો એટલે તો Head and tail pieces–મથાળાં ને નીચાળાં: વળી અંકની ફક્કડતા એટલે એનું પૂંઠું વિ. આ બન્નેનાં અભિનંદનો અમારા ખાતે જમા ન કરતાં, 'કુમાર' કાર્યાલય ખાતે અમારા નામે ઉધારવા આવા સૌ ચિંતકોને વિનતિ છે.

*

સા૦ ઉ૦ સમાજના સભ્ય ર૮. મોહનલાલ પ્રાણલાલ મહેતાના એક પત્રમાંથી જે ઉતારો આ અંકમાં લેવામાં આવ્યો છે તે પત્ર સાચો છે એટલી ખાત્રિ આપવાનું ઉચિત લાગે છે. એટલું ખરૂં કે એ, ડૉ. કાંતિલાલ પંડ્યા વિ. ના 'સમાલોચક'માં પ્રસિદ્ધ થએલા પત્રોની જેમ અપ્રસિદ્ધિના હેતુથી નહિ પણ, પ્રસિદ્ધિના હેતુથી જ લખાયો હતો.

*

રા. રવિશંકર પંડિતના 'બહારવટીઆ' ચિત્રનો પરિચય રા. રવિશંકર રાવળે લખી આપ્યો છે તે સાભાર સાનંદ ટપકાવીએ છીએ:

"ભાઇ રવિશંકર પંડિતનું આ ચિત્ર તેમની કળાની એક લાક્ષણિક કૃતિ છે. એ ચિત્રમાં દૃષ્ટિ સામે એક વાર્તાનો પ્રસંગ બની રહે છે. કોઇ રજપુત કન્યા સાસરવાસે જવા નીકળેલી તે કમનસીબે બહારવટીઆને હાથ પડી છે. તેની સાથના વળાવીઆઓ વેલડું આગળ ચલાવી બહારવટીઆ જોડે સામનો કર્યો પણ એકેએક ખપી ગયા અને બહારવટીઆ નાસતા વેલડાની પાછળ પડી પહોંચી વળ્યા છે. હાંકનાર બીચારો એક જ પાનો સાથી થઇ જશે અને અનાથ કન્યા બહારવટીઆને હાથે ચડશે એ ચિંતા આપણને થાય છે. પણ બપોરે રણ જેવા વગડામાં કોણ તેની વ્હારે ધાય!

વેગે ધસી આવતા ઘોડા, ત્રાડ પાડતા આદમીઓ અને હાંપી રહેલા બળદો દૃશ્યમાં રમઝટનું વાતાવરણ રચે છે.

વેલડામાં કોણ બેઠું છે તે નીરખીને જોવાનો કોઇને અત્યારે અવકાશ ન જ હોય; પણ કોઇ નારીરત્ન આવા રંગબેરંગી વાહનમાં હશે જ એવી સહજ કલ્પના ધ્વનિત થાય છે. ચિત્રમાં વીરરસ હોવા છતાં અંત કરુણ જ લાગે છે.

ચિત્રરચના પાકી છે અને બહુ વિગતો ન મુકવામાં ચિત્રકારે ઔચિત્ય દાખવ્યું છે.

પ્રાણી ચિત્રણમાં ભાઇ રવિશંકર પંડિત ગુજરાતમાં—કદાચ મુંબાઇ ઇલાકામાં એકલા ગણી શકાય. ના, એથી પણ આગળ—બંગાળના પ્રસિદ્ધ ચિત્રકાર નંદલાલ બસુએ તેમનાં ચિત્ર જોતાં કહ્યું કે ગુજરાતને એક પ્રાણી ચિત્રકાર મળ્યો છે, બંગાળમાં એકકે નથી. આ રીતે ભાઇ પંડિતનું સ્થાન સ્વાભાવિક અને ઉચ્ચ બને છે."

*

કાચું પૂંઠું અને પાકું પૂંઠું: પુસ્તકના આ બે પ્રકાર જાણીતા છે. સેઝ અને રફ કાગળ એ બીજા બે પ્રકાર છે. આવા દ્વંદ્વવિલાસમાં આજે "વીણા" ભાગ લે છે. એનાં બે પ્રકારનાં રૂપરંગ અનેકને ગુસ્સે કરશે: કારણ પૈસા આપ્યા છતાંય, અમુક વર્ગ સિવાય, ધાર્યા રૂપરંગવાળો અંક ગમે તે મેળવી શકે એમ નથી. પણ આ ગુસ્સો

અકારણું અસ્થાને છે. અત્યાર સુધી ચાલ્યા આવેલા લેખક તંત્રીના સંબંધમાંથી થોડાક સામાન્ય નમૂના જાણતાં એમને ખાત્રિ થશે કે અમે તેમને અન્યાય નથી, કરતા.

એ તો બધા કબૂલ કરશે કે લેખકો કાંઇ પથરા નથી હોતા. તોય એમની સાથે એમ માની વર્તનાર તંત્રીવર્ગ હયાતી ધરાવે છે. વગરઆમંત્ર્યા લેભાગુ લેખકોને ઉત્તર ન આપવાની કે ટીકીટો પચાવી જવાની કારકીર્દિ મફત માફ કરીએ તો પણ જે લેખકનો જે અંકમાં લેખ છપાય એ અંક પણ ઉઘરાણી પછી જ મોકલાય એનું શું ? પૈસા આપવાના કબુલી ફસકી પડનાર પણ કયાં નથી ! છે. વળી ગુજરાત આખું જેની વાર્તાઓ પાછળ વારી જતું હોય એવા લેખકને એક અચિત્ર માસિકના, વર્ષમાં ત્રણત્રણ લખાણો આપ્યા પછીય તે, માલક થવું પડે એવો પ્રતિહાસ મોજૂદ છે. આવું આવું બનતું હોય ત્યાં પછી એકાદ બનાવ જરાક ઉલટો જ બનતો હોય તો એ ક્ષમ્ય નથી ? એમ માનીને કે એ એમ છે એટલે આટલો ભેદ પાડયો છે....ખોટું લગાડનાર માફ કરશે.



આ વાર્ષિક છે એટલે એનો બીજો અંક આવતે વર્ષે બહાર પડવા સંભવ છે. કંઇ કંઇ કારણે ને અકારણે—આ બીજા રોગ માટે તો એકાદ ઇન્જેક્શનની શોધ થવાની ખાસ જરૂર છે—આ વખતે કલમમદદ ન આપનારાં સૌને આવતી સાલ મદદવા આ નમ્ર નિવેદન છે.



ચસ્માનો નંબર ઓછો કે વધુ હોય તો એની જવાબદારી પહેરનાર જેટલી જ પહેરાવનારની છે.



પ્રકાશકઃ રામપ્રસાદ દરપાળ જેશ્વર,
સાહિત્ય ઉત્તેજકસમાજ,
રાયપુર, અમદાવાદ.

મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક,
આદિત્યમુદ્રણાલય,
રાયખડ, અમદાવાદ.

અંક ૨ ૧૯૨૭

# વીણા

વાર્ષિક

પમની સ્વ પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી [illegible]
શ્રીયુત [illegible] આવડા-
તરફથી [illegible] સપ્રેમ ભેટ.



તંત્રી
યશવંત સવાઈલાલ પંડયા

પ્રકાશક
સાહિત્ય ઉત્તેજક સમાજ અમદાવાદ

છૂટક નકલઃ એક રૂપિયો


તંત્રીઃ

**યશવંત સવાઈલાલ પંડ્યા**

પ્રકાશકઃ

**સાહિત્ય ઉત્તેજક સમાજ, અમદાવાદ**


**અનિવાર્ય નિવારણ**

રા. ઝવેરચંદ મેઘાણીના 'વ્રતસાહિત્યનું લોકધન' નિબંધમાં ૧૨૦ મે પાને ભૂલથી 'ઠાન દિદિર થશે'નો અર્થ 'બ્હેનનો થાળ' છપાયો છે. એનો ખરો અર્થ 'દાડમની બચણી' છે.

રા. પ્રાણજીવન પાઠકના નિબંધનું મથાળું 'ચિત્તશાસ્ત્રનાં દૃષ્ટિબિંદુ' છે તે 'ચિત્તશાસ્ત્રના દૃષ્ટિબિંદુ વિષે ટુંકી નોંધ' એમ સવિસ્તર સમજવું.




આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ—અમદાવાદ.

મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક.



(अजन्ता)



## યક્ષદંપતી

અજન્તા ચિત્રની અનુકૃતિ    કરનાર રવિશંકર રાવળ

આ ચિત્ર અજન્તા મઠની પહેલા નંબરની ગુફામા, જમણી બાજુના મોટા બોધિસત્વના ચિત્રની નજીક, એક ઓરડીના બારણા ઉપર છે. એ ગુફાનું ચિત્રકામ લગભગ છઠ્ઠા સૈકામા થએલું મનાય છે, અને તેમા ત્રણચાર શૈલિનાં ચિત્રો છે ઉપરનુ ચિત્ર અજન્તાના ચિત્રસમુદાયમા એક સર્વોત્તમ કૃતિ લેખાય છે અજન્તાની કળા આખા એશિયા ખંડમા ભૂતકાળનું સર્વોચ્ચ સ્થાન ભોગવે છે. ચીનમા પણ ગુફાઓમા જે ભૂતકાળનાં ચિત્રો હતા તે નાશ પામ્યા છે. એટલે અજન્તાની ચિત્રાવલિ આપણા માટે કીમતી કલાભંડાર છે —ર. મ. રા.

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

વાર્ષિક

ઓ વિશ્વવિરાટ્…

સતત ગતિમાન જગતમાં એક મને જ શું તું ગતિહીન કરીશ ?

ના ના, નાથ ! મારો એ ભ્રમ હશે.

પૃથ્વી, જળ, વાયુ અને પ્રકાશ અવિરામ જગયાત્રા કરી રહે; પણ મને તો તેં આકાશ શો પૂર્ણ બનાવ્યો છે.

પૃથ્વીની સુગન્ધ અને જળની પ્રવાહિતા, વાયુનું અલખ ચાંચલ્ય ને તેજનો પુણ્યભાવઃ એ સૌ મારામાં છે–મારાં જ છે.

વજ્રનું કાઠિન્ય ને પુલપરાગની કુમાશ મારામાં છે–મારાં જ છે. હુતાશની સ્વાહાશક્તિ અને વાદળની આકાશીવૃત્તિ મારામાં છે–મારાં જ છે. સૃષ્ટિનો શ્વાસપુંજ મારામાં છે–મારો જ છે.

હા, નાથ ! મારો ભ્રમ ટળી ગયો.

સતત ગતિમાન જગતમાં એક મારી જ સ્થિર પ્રગતિ હું જોઉં છું.

ઓ વિશ્વવિરાટ્…

અશોક

# પારકાં કેમ કીધાં ?

હરિ ! નેહને નેણલે ઝુલાવી ને દેવનાં દાન દીધાં,
પછી ભાવને ભૂલામણે ભૂલાવી કે પારકાં કેમ કીધાં ?

હરિ ! ચન્દ્રમા શા રમકડે રીઝાવી ને દેવનાં દાન દીધાં,
પછી આત્માની જ્યોતને બુઝાવી કે પારકાં કેમ કીધાં ?

હરિ ! પાંગરાવી આશનેય વેલી ને દેવનાં દાન દીધાં,
પછી આનંદવેલડી ઉચ્છેદી કે પારકાં કેમ કીધાં ?

હરિ ! અમૃતના ઓઘ ન્હોતા છેટા ને દેવનાં દાન દીધાં,
પછી ખારે ખારે સાગરે ઉશેટ્યાં કે પારકાં કેમ કીધાં !

હરિ ! તારલાની ચુંદડી ઓઢાડી ને દેવનાં દાન દીધાં,
પછી અગ્નિની સેજમાં પોઢાડી કે પારકાં કેમ કીધાં ?

હરિ ! પુણ્યનાં સોણલાં પમાડ્યાં ને દેવનાં દાન દીધાં,
પછી દુઃખપાપ દવમાં દઝાડ્યાં કે પારકાં કેમ કીધાં ?

હરિ ! અજવાળે અમને ઉછેર્યાં ને દેવનાં દાન દીધાં,
પછી અંધારે શાને ઉશેટ્યાં કે પારકાં કેમ કીધાં ?

હરિ ! હોમ્યાં હુતાશમાં શે ફૂલો ? ને દેવનાં દાન દીધાં,
એ તે આપ કે બ્રહ્માજી ભૂલ્યો ? કે પારકાં કેમ કીધાં ?

ન્હાનાલાલ દલપતરામ કવિ

# મણિભાઈની પત્રધારા

મણિભાઇને અનેક મિત્રો હતા; મોરબીની નિશાળના એમના મિત્રોમાં મુખ્ય હરિલાલ ઝીણા અને હેડ માસ્તરના પુત્ર મૂળચંદ આશારામ શાહ. સદ્‌ગત્ હરિલાલ ઝીણા ઉપરના એમના કાગળોમાંથી કેટલાક 'કાન્તમાળા 'માં પ્રકટ થયેલી પત્રધારામાં આવેલા છે. લાઠી ઠાકોર સુરસિંહજીને આદી મળી અને એઓ ત્રણ રાણીઓ સાથે એક વખત પરણ્યા તે સમારંભ ઉપર મણિભાઇ લાઠી ગયા હતા–રા. મૂળચંદ આશારામના મિત્ર લેખે. મણિભાઇને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇનાં પ્રથમ દર્શન થયેલાં તે ઘણું કરીને આ પ્રસંગે.

લક્ષ્મીશંકર મોરારજી સાથેની એમની મૈત્રી મણિભાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અને લક્ષ્મીશંકર ગ્રાંટ મેડિકલ કૉલેજમાં ભણતા હતા તે દરમિયાન ગાઢ થવા પામી અને તે પછી લક્ષ્મીશંકરનો દેહ પડી ગયો ત્યાં સુધી તેવી જ રહી હતી. મણિશંકર ભાવનગર સ્ટેટમાં નોકરીમાં જોડાયા તે પછી એમની પહેલી મોટી માંદગીમાં લક્ષ્મીશંકરની દવા અને લક્ષ્મીશંકરની જ મિત્રતા એમને સૌથી વધારે ગુણકારક માલૂમ પડી હતી. લક્ષ્મીશંકર ઉપર મણિશંકરે પણ પોતાથી બને તેટલા ઉપકાર મિત્રભાવે કર્યા હતા. એમનું હસ્તના ઇતિહાસનું ભાષાંતર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સ્વીકાર્યું તેમાં મણિશંકરે એમને મદદ કરેલી તેનો ઇશારો આ પત્રમાળામાં છે. એલ. એમ. એસ. ની પરીક્ષામાં અનેક વાર નપાસ થયા પછી લક્ષ્મીશંકર દાક્તરી અભ્યાસ કરીને ત્યાંથી ડિગ્રી લઇ આવવાને ભાવનગર રાજ્ય તરફથી મદદ મેળવીને વિલાયત ગયા, તે મદદ મેળવી આપવામાં પણ મણિશંકરે પોતાના આ સન્મિત્રને બનતી મદદ કરી હતી એમ અમે સાંભળેલું છે.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

૧

વડોદરા, ૨૨-૮-૧૮૯૧

પ્રાણલાલ અને નર્મદાની અતિશય બિમારીને લીધે મારાથી કેટલાએક દિવસ સુધી પત્ર લખી શકશે નહીં......—અહીં ઉતર્યો નથી માટે તેના સપ્રેમ પ્રમાણ નિરર્થક છે.

૨

વડોદરા, ૮-૯-૧૮૯૧

હું છેવટે પ્રાણલાલ અને નર્મદાને બાબરે જઈ મૂકી આવ્યો છું......તમારા Physiology ( શરીરશાસ્ત્ર )ના પરીક્ષક મ્હારા સ્નેહી છે એ જાણતા હશો.

૩

બાબરા, ૨૧-૧૦-૧૮૯૧ +

My wife is dead. And I am left lonely in this world.

[ અર્થ. સંસારમા હું એકલો પડ્યો છું* ]

૪

પ્રભાસ પાટણ, ૧-૬-૧૮૯૨

...I try to write the second part of દેવયાની. I will send you when I have written about 50 lines.

[ 'દેવયાની 'નો બીજો ભાગ લખવા પ્રયત્ન કરું છું. પચાસેક લીટીઓ લખાશે કે તમને એ મોકલીશ. ]

---

+ કઈ તારીખે ને કયે ગામથી પત્ર લખાયો છે, તે સરકારી શીક્કાથી જણાય છે. પત્ર કોને લખાયો છે; તે શીરનામું જણાવે છે. આવી ઓછા મહત્વની વાતો, સ્વ. લક્ષ્મીશંકર ને સ્વ. મણિભાઈના સ્નેહસંબંધના માપ માટે તો મહા મહત્વની અગણી પડશે.

* 'પૂર્વાલાપ' માં 'વિધુર કુરંગ' કાવ્યમાં એએક લીટી છે. ઉપરના પત્રનો એ આખો પ્રતિધ્વનિ હોતાં એ ઉતારીએ છીએ:

૧. પ્રિયા- પ્રિયતમા ગયા! જગત સર્વ ઝાંખું થયું

૨ .. ...સ્વજન એકલી તું હતી

૫

વડોદરા, ૩૧-૧૦-૧૮૯૨

Mr. K. H. Dhruva congratulated me on my friend's translation being approved. He knows that you are my friend. He likes your language-neither too servile, nor too free, he said. All the volumes are to be given to you. Only the sum is not yet settled. But the whole sum would be about 1200 Rs. I believe...

[મિત્રનું ભાષાંતર મંજૂર થવા માટે રા. કે. હ. ધ્રુવે મને અભિનંદન આપ્યાં. એમને ખબર છે કે તમે મારા સ્નેહી છો. તમારી ભાષા એમને ગમે છે—એમ પણ તેમણે કહ્યું કે એ છેક તરજુમિયા નથી તેમજ બહુ નિરંકુશ પણ નથી. બધાં પુસ્તકો તમને મળવાનાં છે. માત્ર રકમ નક્કી થઇ નથી. હું ધારું છું કે લગભગ રૂ. ૧૨૦૦ સુધી વાત જશે.]

૬

વડોદરા, ૯-૧-૧૮૯૩

N. B. Your article in જ્ઞાનદર્શન is printed and some lines addressed to you.

[તા. ક. જ્ઞાનદર્શનમાં તમારો લેખ છપાયો છે; અને થોડીક લીટીઓ તમને સંબોધવામાં આવી છે.]

૭

વડોદરા, ૧૭-૨-૧૮૯૩

...I have already written to you that Abraham Lincon's Life is entrusted to me for translation. As for criticisms on સરસ્વતીચંદ્ર, I do not know when I shall begin...

[હું તમને લખી ચૂક્યો છું કે અબ્રહામ લીંકનના જીવનચરિતનું ભાષાંતર મને સોંપાયું છે. એટલે સરસ્વતીચંદ્રપરનું વિવેચન ક્યારે લખાશે; તે કહી શકતો નથી.]

૮

વડોદરા ૨૩-૩ ૧૮૯૩

I am going on with my History It won't be complete before six months. The translation is not yet begun

[ મારું ઇતિહાસનું + કામ ચાલે છે ૭ માસ પહેલા એ પૂરું નહિ થાય ભાષાંતર હજુ શરૂ નથી કર્યું ]

૯

વડોદરા ૨૭-૩ ૧૮૯૩

Egypt is ready printed. But have not yet received any printed copies. I shall send you one when get them

[ ઇજીપ્ત[1] છપાઇને તૈયાર છે પણ હજુ એની નકલો મને મળી નથી મળશે એટલે તમને એક બીડીશ ]

૧૦

વડોદરા ૪ ૭-૧૮૯૩

You may send your next portion direct to Ahmedabad but as I have told you I shall correct the last proof sheets & the preface we shall draw up together In a translation the preface is all in all

[ અને હવે પછીના ભાગ તમે અમદાવાદ પરબાર્યા મોકલજો. પણ મેં કહ્યું હતું તેમ છેલ્લા પ્રૂફ તો હું જ સુધારીશ પ્રસ્તાવના સાથે મળીને લખીશું ભાષાંતરમા તો પ્રસ્તાવના એ જ બધું છે ]

૧૧

વડોદરા, ૧૨ ૭-૧૮૯૩

there are very few things to be corrected in your translation I had got only 5 copies of

---

+ રશિયાનો ઇતિહાસ

૧ સા કથામાલાનું પુસ્તક બીજું મૂળ લેખક જ્યોર્જ રૉલીન્સન

Egypt and they are given away. But I am going to buy several to present to friends. And I will send you one very shortly...

[ તમારા ભાષાંતરમાં માત્ર અહીંતહીં જરા સુધારવાનું છે... ઇજીપ્તની મને માત્ર પાંચ જ નકલ મળેલી અને બધી અપાઇ ગઈ છે. પણ સ્નેહીઓ માટે હું કેટલીક નકલ ખરીદવાનો છું. તમને એક નકલ બનતી ઉતાવળે મોકલી આપીશ. ]

૧૨

વડોદરા, ૩૧–૭–૧૮૯૩

...I have not yet bought Egypt. I think it will be some time before I can secure a translation for Mr. Fulchand...

[ ઇજીપ્તની નકલો હજુ ખરીદી નથી. ભાઈ ફૂલચંદ× માટે ભાષાંતર મેળવતાં હજુ વખત જશે. ]

૧૩

વડોદરા, ૧૪–૮–૧૮૯૩

Many many thanks for your kind letter and information. Please continue to give me all important news about the riots. Have the Hindoos remained strong?...

[ તમારા માયાળુ પત્ર ને સમાચાર માટે આભાર. કૃપા કરી હુલ્લડના* બધા જાણવાજોગ સમાચાર આપ્યા કરશો. હિન્દુઓ મક્કમ રહ્યા છે ખરા ? ]

---

× રા. ફૂલચંદ તે મણિભાઈના એક ખાસ મિત્ર કે જે ભવિષ્યમાં સાહિત્યમાં સુંદર કામ કરશે એવી એમના આખા મિત્રમંડળને શ્રદ્ધા હતી. રા. ફૂલચંદનું અવસાન બહુ વહેલું થયું એટલું જ દુર્ભાગ્ય નોંધવાનું હવે તો બાકી રહે છે.

* મુંબાઇમાં ૧૮૯૩માં હિન્દુ ને મુસલમાન વચ્ચે હુલ્લડ થયેલું તેનો આ ઉલ્લેખ છે. સ્વ. માત્ર સાહિત્યકાર નહોતા. જીવનનાં છેલ્લાં વર્ષોમાં અસહકાર ને ખાદી પ્રત્યે પણ એમનું વલણ હતું ને ભાવનગરની એ સમયની ઘણી પ્રજાકીય સભાઓના પ્રમુખપદે એ આવતા–રાજ્યની નોકરી ચાલુ છતાં.

૧૪

બરોડા ૨૪ ૯–૧૮૯૩

If this be indeed your beginning I am bound to say that it is a very nice beginning You have acquired facility of expression & the only question is what you have got to express.

Your beginning shows that your delight in Nature is not that empty delight which ends in itself You wish to be inspired & invigorated & strengthened by Nature That speaks well of what is to follow As far as I can see it is not to be a descriptive poem but a poetic expression of your aspirations & duties I like સદ્ટીના આ સુલગ વિરલ સત્વ આનંદ આપે I like very much અમ તજી પછી કર્મમ સત્ત્વ યા તું કવીને એ પ્રિય વદી વદી વીર્ય ઉત્સવ પ્રેરે is equally good I dont like બેટ મૌને દિનકર પણી હસ્ત ગ્રીતે પ્રસારી because there is a શ્લેષ & because it is affectation to speak that way I wish you would not follow our Sanskrit poets in such matters. We can never think of the Sun as embracing &c What you say about ઉદધિ is proper enough But એસી ઘોળે ઉદધિ ગુરુતા is I believe not appropriate For I believe you are describing the Evening Sun & at that time there can be no reflection of the Sun in the sea-waters

I have nothing more to say at present. I would like to see the sequel. If you can succeed in what follows the beginning is surely very good But all depends on how you finish it ..

[ જો આજ તમારી શરૂઆત* હોય તો એ બહુ ફક્કડ શરૂઆત છે. વસ્તુ રજૂ કરવાની સરલતા તમારામાં આવી ગઇ છે અને પ્રશ્ન માત્ર એક જ રહે છે કે તમારે રજૂ શું કરવાનું છે ?

આ શરૂઆતમાં દેખાય છે જ કે તમારી પ્રકૃતિમાંથી આનંદ લેવાની વૃત્તિ એ કેવળ આનંદમાં જ પર્યાપ્ત થનારી છેક ખાલી વૃત્તિ નથી. પ્રકૃતિ તમને પ્રેરે, સચેત કરે અને પ્રબળ બનાવે એ તમે વાંચ્છો છો. એથી, આગળ શું આવશે એની, સદ્‌આશા બંધાય છે. હું ધારું છું કે એ વર્ણનાત્મક કવિતા નહિ હોય પણ તમારી ભાવનાઓ અને ફુરણોનું કવિત્વમય આવિષ્કરણ હશે. 'સૃષ્ટીનાં આ સુભગ વિરસાં સત્વ આનંદ આપે' એ મને ગમે છે. 'શ્રમ તજી પછી કર્મમાં સજ્જ થા તું' એ તો બહુ ગમે છે. 'કર્ણોને એ પ્રિય વદી વદી શૌર્ય ઉત્સાહ પ્રેરે' એ પણ એટલું જ સરસ છે. પણ 'ભેટે સૌને દિનકર વળી હસ્ત પ્રીતે પ્રસારી' એ મને ન ગમ્યું: કારણ એક તો એમાં શ્લેષ છે અને બીજું એ કે એ પ્રમાણે લખવામાં ઠાળ+ છે. આવા વિષયોમાં સંસ્કૃત કવિઓને તમે ન અનુસરો એટલું હું ઇચ્છું છું. સૂર્યને આપણે આપણને ભેટતો કદિ જ ન કલ્પી શકીએ. ઉદધિ વિષે તમે જે કહ્યું તે યોગ્ય છે. તોય 'બેસી ખોળે ઉદધિ ગુરૂના' એ બંધબેસતું નથી. હું ધારું છું કે તમે અસ્ત થતા સૂર્યનું વર્ણન કર્યું છેઃ અને એ સમયે તો ઉદધિમાં સૂર્યનું પ્રતિબિંબ પડી જ ન શકે.

---

* પત્ર પરથી સ્પષ્ટ જણાય છે કે સ્વ. લક્ષ્મીશંકરે આ પહેલાં કાવ્યની દિશામાં યત્ન જ નહિ કર્યો હોય. એ કૃતિ પણ સદ્‌ભાગ્યે સ્વ. પરના પત્રો ભેગે મળી આવી અને અન્યત્ર એ પ્રસિદ્ધ પણ કરી છે—એ અધુરી જ રહી અને અધુરી જ છાપવાની રહે છે. બન્નેની મૈત્રીની વાત એક કોર મૂકીએ તો સ્વ. મણિભાઈ ઉગતા લેખકો પ્રત્યે કેટલા સહાનુભૂત હતા તે પણ આ પત્રમાંથી મળી રહે છે. ઉપરાંત એમનાં પ્રકૃતિનાં અવલોકનો ને અભ્યાસ, એમનાં કાવ્યોની માફક કેટલાં સંપૂર્ણ ને યથાર્થ હતાં તે પણ આમાં સ્પષ્ટ શબ્દોમાં સમન્વય છે.

+ રા. નરસિંહરાવના આવા પ્રયોગો. સામે જાણ: આજ કારણથી તેમનો સતત વિરોધ હતો.

હાલ તુરત આથી વધુ મારે કહેવાનું નથી બાકીનો ભાગ કેવો થાય છે એ જાણવા ઉત્સુક છું તમે હવે લખો તે જો સફળ લખાય તો શરૂઆત તો ખરે જ સરસ થઈ છે બધો જ આધાર તમે આ કાવ્ય પૂરું કેમ કરો છો તેના પર છે ]

૧૫

વડોદરા ૧૯–૪ ૧૮૯૪

Please read my attack on Mr Tripathi & then *judge* whether it is sound Don't be misled by the opinions of others. I dare say you will find one thing in it which is irrefutable I mean the criticism of Sanskrit fatalism I almost convinced even Dr Anantrai that the doctrine of Fatalism was sinful Please do read the article

Please ask Fulchand whether he would like to be Mr Gajjar's Private Secretary You know how highly we think of him

Mr Gajjar wants many translators, but it is difficult to get accurate writers I write to Jatil today to ask whether he would accept our service But I have little hope Of the two gentlemen you recommended the Graduate Mr —is not good enough to be the chief man & not small enough to be a minor man. So we can t take him up. The other is a Persian man Please get us good Sanskritists

Athlye s death has removed our greatest friend from Baroda. But we can pull on. You need not be anxious

[ કૃપા કરી રા. ગોવર્ધનરામ પરનું મારૂં ચર્ચાપત્ર વાંચજોઃ ને પછી નક્કી કરજો કે એ વજનદાર છે કે નહિ. પારકાના અભિપ્રાયે દોરાઇ ન જશો.

મેં દા. અનંતરાયને તો લગભગ ખાત્રિ કરી દીધી કે પ્રારબ્ધવાદનો સિદ્ધાંત પાપમય છે. એ લેખ જરૂર વાંચી જશો.

ફુલચંદને પૂછી જોશો કે રા. ગત્‌જરના સેક્રેટરી થવા એ રાજી છે ?......એને માટે આપણને કેટલો ઉંચો અભિપ્રાય છે; એ તમે જાણો છો.

રા. ગત્‌જરને ઘણા ઘણા ભાષાંતરકારોની જરૂર છે. પણ ચોકસાઇવાળા લેખકો મેળવવા એ સહેલું નથી. જટિલને આજ હું પૂછાવું છું પણ મને નથી લાગતું એ સ્વીકારે. તમે જે બે નામો સૂચવ્યાં હતાં તેમાંના એક ગ્રેજ્યુએટ રા.—તો મુખ્ય કામ કરે એટલા બાહોશ નથી અને ગૌણ કામ એમને સોંપી શકાય એટલા સામાન્ય નથી. એટલે એમને તો નહીં લઇ શકાય. બીજા તો ફારસી જાણે છે. સારૂં સંસ્કૃત જાણનારા મેળવી ઘો તો મોટી કૃપા.

આત્રસ્થેના મૃત્યુથી અમે વડોદરાનો અમારો સૌથી મોટો મિત્ર ખોયો છે. પણ તોય ચલાવીએ છીએ. તમે ચિંતા ન કરશો. ]

૧૬

વડોદરા, ૧૨-૬-૧૮૯૪

...Did you read my અવલોકન of સિદ્ધાંતસાર in the જ્ઞાનસુધા ?

[જ્ઞાનસુધામાં મારૂં સિદ્ધાંતસારનું અવલોકન વાંચ્યું કે ?]

૧૭

વડોદરા, ૨૪-૬-૧૮૯૪

Yrs to hand. I think I shall be able to remove all yr doubts in my criticism. Please let me know when you are satisfied.

Do you attach any clear and distinct meaning to the phrace "Universal Truth ?" Can you

believe that there is only one Universal Truth? The very meaning of the word Truth if you think about it will tell you that it is not one but many And I don t think that Prof Manilal is ignorant of this. He is not speaking of any पर सत्य in his preface. He only says that સુધારાવાળાs trying to limit સત્ય turn it into અસત્ય Now here his language alone is at fault. He could have said that *some* assertions are unduly limited, for instance people try to apply natural laws to inquiries professedly super natural But the very law of contradiction limits all truth If the ink with which I write is black it is certainly false to say that it is not-black In this sense all truth is limited.

I don't think it impossible though I don t see any proofs for beliving that Christ & Mahomet got their principles from India. But my dear Lakhubhai religion can not be the result of borrowed ideas If so why can *we* not propagate a religion? Religion is intuitive moral force It is not knowledge but feeling & genius & fervour wh makes religion. If Christ & Mahomet could make a religion rest assured that their most powerful source was within themselves that they were original, & had an inborn fire within them Religion can t possibly be plagiarised.

Again as I have said in my criticism True Religion does not consist in the *general* principles

Belief in God & Christ does not constitute Christianity. Tenets are the least important portion of a Religion. It is the attitude of the mind towards God which is all important, & that is different in dift religions. A universal religion will be no religion for as I have said it is not a matter of doctrines but of piety & feeling. As that wh is common to man & other animals is not higher than what is peculiar to man, so I believe that wh is common to all Religions can't be & is not higher than what is peculiar to the best of them.

Of course I can't deceive you by arguments as I can deceive कातर; but please reflect more deeply on what I have said & you will find that Manilal is overthrown.

For example what do you think of my criticism on the definition of Religion, on the એકતર અનાદિસિદ્ધ રહસ્યનું રૂપાંતર, on the પ્રયત્ન for a સર્વમાન્ય ધર્મ &c.

I can convince you fully only when we talk upon the subject. But you can convince yourself if you read સિદ્ધાંતસાર side by side with my criticism & re-read what I have written......

If my short explanations do not even make you doubtful about Manilal's truth, let me know & I shall write more at length. If you see Balvant however, he can explain what I mean & solve all your doubts as well as I myself can do.

reply hare c/o રમણભાઈ આસ્તોડિયા Give my B C to Manbhai & Motibhai & tell them in confidence that my new work is to be dedicated to one whose initials are L. M B

[ તમારે માટે મેં પ્રે. મ ને લખી નાખ્યુ છે   તમારું પરીણામ ક્યારે બહાર પ ડવાનું છે ? ઉત્તર રમણભાઈને ત્યા આસ્તોડિયા ઠેકાણે આપશો   માનભાઈ ને મોતીભાઈને માગ વદન કહેશો અને ખાનગી રીતે જણાવજો કે મારું નવુ પુસ્તક* હુ એને અર્પણ કરવાનો છુ કે જેનું નામ લ. મો. બ. છે ]

L fe is more than l terature and letters are nearer to l fe than l terature.

H Young

---

* નવુ પુસ્તક તે 'કુમાર અને ગૌરી' —એ કદિ પૂરું ન થયુ

આ પત્રધારા પૂરી થતા એક નમ્ર નિવેદન કરવાનુ ઉચિત ધારું છું સ્વ મણિભાઈના અ ઘ ઘણા પત્રો હજી અપ્રસિદ્ધિ ભોગવે છે પણ જ્યારે એ પ્રસિદ્ધ થશે ત્યારે સ્વના જીવન તેમજ આપણા સાહિત્ય પર કેટલોય પ્રકાશ પડશે • મની પાસે આ મન ભર્યું છે એમના મનનના આ વિષય છે

યશવંત સવાઈલાલ પંડયા

ચંદ્રના કૃતિકલાપને ૭ મહિના આપવાની ઇચ્છાને મ્હારી હાલની મનોરથસૃષ્ટિમાં પણ દાખલ થવા દઇ શકતો નથી, કેમકે આજે પણ બીજાં અને વળી અનિવાર્ય ઋણ જેવાં કર્તવ્યોની ભીડ ઓછી થઇ નથી.

૨

वन्दे मातरम्

सुजलां सुफलां मलयजशीतलां मातरम् ।

× × ×

तुमि विद्या तुमि धर्म

तुमि हृदि तुमि मर्म

त्वं हि प्राणाः शरीरे ।

बाहूते तुमि मा शक्ति

हृदये तुमि मा भक्ति

तोमारइ प्रतिमा गढि मन्दिरे मन्दिरे ।

× × ×

મહેંદ્રસિંહ જમીનદાર આ અપૂર્વ સ્તવન, કરુણ સુરાવલિમાં દ્રભાવની સાત્ત્વિક જમાવટ કરનારું સ્તવન, કેવા અપૂર્વ સંજોગોમાં સાંભળે છે? ઇ. સ. ૧૭૬૯ના ભયંકર દુકાળમાં અને સાથે બળિયા આદિ રોગોના કાળા કેરથી આખાં ગામ ને ગામ ઉજડ થતાં તથા લૂટારાનો ભો ઠેકાણે ઠેકાણે વ્યાપી જતા, મહેંદ્ર જેવા મોટા જમીનદારને પણ પત્ની કલ્યાણી અને બાલકપુત્રી સુકુમારીને લઇને પોતાની હવેલી અને ગામઠામ છોડીને શહેરનો આશરો લેવાને નીકળવું પડે છે, અને રસ્તે પ્હેલી જ સાંઝે અને રાતે તેના ઉપર કૈં કૈં વીતે છે. આથમતે પ્હોરે તે એક ગામડું જોઈ તેના નિર્જન ઝુપડાંમાંથી એકમાં સ્ત્રીપુત્રીને બેસાડી કોઇ ચરતી ગાય દોહીને દૂધ લઈ આવવાને તેમનાથી ઘડી બે ઘડી છૂટો પડે છે. એટલામાં તેના ઉપર વિપત્તિનું વાદળ તૂટી પડે છે. માટીપાત્રમાં દૂધ લઇને પાછો આવે છે ત્યાં તો સ્ત્રી અને પુત્રીને ગામડીયા લૂટારા ઉપાડી ગયા હોય છે તે તેને જડતાં જ નથી, કશો જ પત્તો મળતો નથી, એટલે તેમને

શોધવામાં સરકારી મદદ મેળવવાને સારુ તે પાછો, રાત પડી ગઇ છે તોપણ, શહેર તરફ જવાને નીકળી પડે છે. હવે એ જ રસ્તે એ જ રાતે જિલ્લાનો એનરેવેરો ( Land Revenue સેન્ટ રેવિન્યૂ ) થેલીઓમાં ભરીને તેનું સારું જિલ્લાતિજોરીમાં પહોંચાડવા નીકળેલી હથિયારબંધ પચાસ પોલીસની ટુકડી જતી હોય છે, તે મહેન્દ્રના હાથમાં બંધુક જોતાં લૂટારો ગણીને તેને બાંધે છે અને ગાડામાં નાખે છે. થોડે આગળ ચાલતાં મહેન્દ્રની જ શોધ માટે આવેલા એક સંન્યાસીને પણ પોલીસ લૂટારો ગણીને એ પ્રમાણે એ જ ગાડામાં નાખે છે. થોડો વધારે પંથ કપાતાં એક બીજો સંન્યાસી જોવામાં આવે છે, પણ પોલીસ તેને પણ પકડવાનું કરે છે ત્યાં ભલો હથિયારબંધ સંન્યાસી ધસી આવીને પોલીસ ટુકડીને ઘેરી લે છે, ગાડામાંથી કૂદી પેલો સંન્યાસી એમના ઉપરી ઘોડેસ્વાર ઈંગ્રેજને તેની જ તલવારે કાપી નાખે છે, અને ધીંગાણામાં હલરવા પામે છે તે પોલીસ જોતજોતામાં છપાય ગણી જાય છે. બીજો સંન્યાસી—જીવાનન્દ—પોતાનું કાર્ય સિદ્ધ થયું ગણીને પોતાની સંન્યાસીસેના અને ખજાનો લઇને રસ્તે પડે છે, અને પ્હેલો—ભવાનન્દ—તથા મહેન્દ્ર એકલા પડે છે.

આ દરેક મિનિટ જણકેલી મારકાપમાં મહેન્દ્ર પ્રથમ તો સંન્યાસીઓની કુમકે કૂદી પડે છે, પણ આ તો ડાકૂઓ એમ સમજાતાં જ તે નિષ્ક્રિય બની એક જગાએ ઊભો થઇ રહે છે; અને ધીંગાણું પૂરું થતાં આ ડાકૂ-સંન્યાસીઓથી છૂટો પડવાને પાછો ચાલવા માંડે છે. પણ ભવાનન્દ તુરત તેની પાછળ આવી તેની સાથે વાતે વળગે છે. મહેન્દ્ર તિરસ્કારથી કહે છે, " તમે તો ડાકૂ !" ભવાનન્દ કહે છે, " ભલે અમે ડાકૂ, પણ અમે તમારા ઉપર થોડો ઉપકાર કર્યો છે અને થોડો વિશેષ કરવા ધારિયે છઃ ચાલો મ્હારી સાથે, તમારાં સ્ત્રી અને પુત્રીનો મેળાપ કરાવું."

ચાંદની ખીલી રહી છે,' કાળા કેર વર્તાવતા દુકાળમાં પણ વનવગડાનો આ પ્રદેશ ઝાડ વેલા વેલી ગુલ્મ ફુલો અને એકએકથી ચ્હડી જાય એવાં મધુર ટુહૂકો વડે શોભી રહ્યો છે, એક બાજુ

જ્યાં ટેકરાઓની મંડળીથી બહુ મોટી નહીં એવી ધાર છે, બીજી બાજુએ ન્હાની તથાપિ જેઠ માસમાં પણ વ્હેતાં પાણીવાળી નિર્ઝરિણી ચાંદનીમાં ચળકતા અને તરુઓમાં લપાતા કલ્લોલે ખળખળ વહી રહી છે, અને મહેન્દ્રસિંહ જમીનદાર જેવો મોટો તથા ગુરુએ કોઈ મોટા સંકેત માટે વાંછેલો ચાસ મળી ગયો તેમ ખજાનો પરાવવામાં ય ફાવ્યા એ બેવડા ઉલ્લાસમાં ભવાનન્દનું તનમન પાછલી રાતની અજબ મોહક કુદરતને સંવાદી બની ગાઈ ઊઠે છે. અત્યારે ભવાનન્દ સેનાનાયક નથી, અત્યારે ભવાનન્દ ગોસ્વામી નથી, અત્યારે એનું હૃદય પોતાના ઉલ્લાસ અને સૌંદર્યોપભોગમાં સહૃદય સાથી માગે છે, અને મહેન્દ્ર જમીનદાર આ અજાણ્યા અને આખરે ડાકૂ જેવા માણસને કાંઈ આપતો નથી, એટલે ભવાનન્દ ગાનસ્વરે ચ્હડે છે, ગાનમય બને છે, ગાતાં ગાતાં સંગીતની કરુણ સુરાવલિને વશ થઈ આંખોમાંથી આંસુની માળા આંસુની ધારા આંસુનાં પૂર વહે છે, કંઠપ્રવાહ અને આંસુપ્રવાહ અન્યોન્યાશ્રયી બેલડી હોય એમ વહે છે. મહેન્દ્રસિંહ **વન્દે માતરમ્‌**નું અતિ કરુણ તથાપિ ગાઢ ઊંડું સ્તવન આ પ્રમાણે દિવ્ય ઉપકરણો વડે ઓપતું સ્વર્ગીય ગાન હોય ને એમ સાંભળે છે, અને ગુરુ સત્યાનંદના ઉપદેશની ચોટ આ પ્રમાણે ગુરુદર્શન પ્હેલા પણ એના હૃદયમાં પ્રવેશે છે.

૩

કલ્યાણી અને સુકુમારીને ઉપાડી ગયેલા ડાકૂઓ માંહમાંહે ચડભડમાંથી મારામારી પર આવી જાય છે, કંઇ વ્યવસ્થા જાળવવા મથતા આગેવાન ઉપર જ બેચાર પ્રમત્તો ઊતરી પડે છે, આગેવાન આ ક્ષુદ્ર ટંટાનો ભોગ થઈ પડે છે, અને એ દુકાળિયાઓમાંથી એક જણ ફાટયા સાદે આરડે છે કે શિયાળ કૂતરાં આદિ ખાઈ ખાઈને કંટાળ્યા, ચાલો આજે આ રામની જ ઉજાણી કરિયે! બં બં કાલી! કરતા બધા સંમત થઇ જાય છે, અને અગ્નિ પ્રકટાવવાની ખટપટમાં પડે છે, ત્યાં કલ્યાણી સુકુમારીને લઇને ઝાડોની ઘટાના અંધકારમાં ભરાઇ જાય છે. ત્યાં ભયથી, ત્રાસથી, અંધકારથી અધમુઇ થઈ જાય છે: કાંટા ભોંકાય છે. ડાળીઓ અથડાય છે, મૂળિયાં અને

થડા વચ્ચે આમતેમ અફળાય પછડાય છે, ઘડીમાં શું થશે તેની ફાળ અંતરમાં વધતી જ જાય છે: એવામાં ઊંચે ચ્હડેલા ચંદ્રનો પ્રકાશ આ ભયાનક સ્થાનમાં પણ વચ્ચે વચ્ચે ચાદર સમો પથરાતો જાય છે, તેવી એક જગામાં એક તરુવરની ગાઢ છાયામા બીચારી નિઃશ્વસ્ત થઇને પડે છે અને ઈશ્વરને સંભારે છે. લાગલું તેને કાને સુંદર મધુર ગાન વહી આવે છે:

હરે, મુરારે, મધુકૈટભારે,
ગોપાલ, ગોવિંદ, મુકુન્દ, શૌરે,
હરે, મુરારે, મધુકૈટભારે ।

જાણે નારદજી જેવા કોઇ ઋષિરાજ ચાંદનીમાંથી ઊતરતો ધીરે અતિધીરે ચાંદનીને પણ લજવે એવા સાત્વિક પ્રકાશ સાથે તેની કને આવતો હોય એમ આ આત્માને ઠારતું ગાન આકાશમાંથી ઊતરતું ઊતરતું તેના માથા પરની ડાળીઓમા ભમતું હોય એમ તેને લાગે છે, અને અત્યન્ત ભયની ત્રાસેલી વળી ક્ષુધા અને પતિવિયોગથી વ્યાકુલ કલ્યાણી આવા ચમત્કારનો અનર્ઘ્ય આઘાત થતા મૂર્છિત થઇ જાય છે, સુકુમારીના મુખમા સ્તન છે એ હાલતમા જ શીંગડું થઇને ઢળી પડે છે.

પાછી આંખ ઉઘડતા કલ્યાણી જુવે છે તો પોતે અને સુકુમારી એક જીર્ણ પણ વિશાળ મંદિરના એક ભાગમા આવેલી છે અને સામે તે જ નારદ ઋષિ સમી મૂર્તિ બીરાજેલી છે. એ મૂર્તિ તેને કહે છે, પ્રથમ થોડું દૂધ પી લ્યો, પછી હું તમને બધો ખુલાસો કરું છું. સ્વપ્નના પ્રભાવે અને ઋષિના દેખાવે નિર્ભય થયેલી કલ્યાણીએ દૂધ સુકુમારીને પાયું, પોતે તો ઋષિનું ચરણામૃત જ લીધું. વાર્તાલાપ ઉપરથી ઋષિ-સંન્યાસી સંતાનોના ગુરુ સત્યાનંદે જાણી લીધું કે મહેન્દ્રસિંહ જમીનદારની સ્ત્રી અને પુત્રી આ જ, તથા મહેન્દ્રે હજી ખાધું નહીં હોય માટે જ એ દૂધ પીતી નથી. સત્યાનંદને ખજાનો પડાવવા માટેના છેલ્લા હુકમો આપવા સારુ જવું તો હતું જ, તેમાં મહેન્દ્રનો પત્તો મેળવી બને તો તેને અહીં જ લઈ આવવાનું કામ ઉમેરાયું. અને સત્યાનન્દની આજ્ઞા ઉપરથી જ

ભવાનન્દ પોલીસ'સાથેની ઝપાઝપી પતી ગયા પછી મહેન્દ્રને છૂટો પડવા ન દેતાં આ મંદિરમાં જ લઈ આવે છે.

રસ્તે **વન્દે માતરમ્**ના ગાન ઉપરથી બે વચ્ચે પુષ્કળ વાતચિત થઇ જાય છે અને મહેન્દ્ર આ મંદિર, આ સન્યાસીસંતાનો, તેમની પ્રતિજ્ઞાઓ, અને તેમના આશયો વિશે જાણવા પામે છે. મહેન્દ્ર ભવાનન્દને અંતમાં પૂછે છે, સ્ત્રી છોકરાંને ત્યજ્યા વગર આ સંતાનવ્રત લેવાય ખરું, આ સંતાનટોળીમાં ભળાય ખરું? ભવાનન્દ ચોકખી ના કહે છે.

સત્યાનન્દ મહેન્દ્રને કલ્યાણી અને સુકુમારી વિશે નિશ્ચિત કરે છે અને મંદિરમાંની—આ આનન્દમઠમાંની—અતિકાય સર્વાંગસુંદર મૂર્તિઓનાં દર્શન કરાવે છેઃ (૧) વિષ્ણુના અંકમાં વામે ઊભેલી લક્ષ્મી અને દક્ષિણે ઊભેલી સરસ્વતી કરતા યે ચ્હડિયાતી માની મૂર્તિ; (૨) જગદ્ધાત્રી મૂર્તિ, ભૂતકાળમાં જે મા હતી તે; (૩) સુરંગમાં થઈને ઓયરામા કાલીની મૂર્તિ, વર્તમાનકાલમાં જે મા છે તે; (૪) બીજી સુરંગમા થઈને બીજા મંદિરમાં સુવર્ણની જ્યોતિર્મયી દશભુજા મૂર્તિ, જે માનો આવિર્ભાવ ભવિષ્ય કાલમાં થવાનો છે તે. આ અદ્ભુત ભાવનામય વાતાવરણ અને હૃદયને વ્હલોવી નાખે એવા અપૂર્વ સંજોગોમાં મહેન્દ્રસિંહને ગમે તે ભોગે સંતાન બનવાની ઇચ્છા ઊછળો માટે એ કુદરતી છે. કલ્યાણીને પણ ચરણામૃતથી જ તૃપ્તિ માનીને ઊંઘી ગયેલી ત્યાં સ્વપ્નોદય થયો, તેમા જાણે પોતે અગમ્ય રીતે કોઇ પ્રકાશમય સ્થલમાં પ્રકાશગૂંથી આકૃતિઓ સાથે કોઇ ચતુર્ભુજ તેજસ્વી ગિરિવરના દર્શન પામે છે, તેના ચરણમાં અત્યંત દુખિયારી છતા કોઈ અપૂર્વ રૂપસુંદરી કરગરી રહી છે, કે આ કલ્યાણી તે જ સ્ત્રી છે જેના સ્નેહપાશમા મહેન્દ્રને મ્હારી સેવામાં દીક્ષા લેવાનું કર્તવ્ય પરમ કર્તવ્ય રૂપે વસતું નથી. પછી એ ચતુર્ભુજ ગિરિશિરોમત સત્ત્વપુંજમાથી જાણે મધુરતાનું જ ઝરણુ ન હોય એવું અતીવ કોમલ સંબોધન કલ્યાણીના ઉરપદ્મને ભીંજવે છે,—પુત્રિ, તું આવ અહીં, ત્હારા પતિદેવને માની સેવા માટે મુક્ત કરતી આવ અહીં મ્હારામાં. હું પતિ છું, હું પિતા છું, હું અભય છું, હું જીવ માત્રનું શરણ છું.

આ પ્રમાણેના અનુભવો પછી મહેન્દ્ર અને કલ્યાણીનો મેળાપ થાય છે, ધીરાનન્દ તેમને ઉગતા તડકામાં આનન્દવનમાંથી બ્હાર કહાડીને રસ્તે ચ્હડાવી જાય છે, જેઠ મહિનાના તડકામાં થોડો પંથ કાપીને દંપતી એક હરિયાળી જગાએ ઝાડોની છાયામાં વીસામો ખાવા બેસે છે અને શું કરવું તે વિચારે છે, પણ ચોકખો માર્ગ જડતો નથી. મહેન્દ્રને સંતાન થવું છે પણ કલ્યાણીને ત્યજવી નથી. કલ્યાણી સ્વપ્નસંબોધનને અનુસરવા ઝેર ખાવા ઇચ્છે છે, પણ હૃદય તો પાછું સામે ગુંજે જ છે કે

> પ્રભુ જ વ્હાલું રે, વૈકુંઠ શીદ જાઉં,
> ત્યાં મુજ નન્દકુંવર ક્યાંથી લાઉં ?

દંપતી આમ ઝીણી ઝીણી વાતોમાં પડ્યા છે અને સુકુમારી પાસે રમે છે, ત્યાં કલ્યાણીએ નીચે મુકેલી ઝેરની ગોળીઓની ન્હાની ધાતુની શીશી સુકુમારીને રમતમાં જડે છે, રમતમાં તે શીશીને ઉઘાડી નાખે છે, અને અંદરથી ઝીણી ગોળીઓ ઢગલી થઇને પડી, તેમાથી પોતાની ન્હાનીશી મુઠી ભરીને રમતમા જ ગોળીઓને મોંમાં પધરાવી દે છે.

બંકિમની ઘટનાઓમાં આમ નિર્ણાયક ગંભીર બનાવ છેક લીલામય રૂપમા વારંવાર આવે છે. બંકિમની પ્રતિભાને આવે અજબ રમકડે ખેલવું અત્યંત પ્રિય છે. વળી વચલાં પરિણામો ગંભીર ઘોર બનાવે જ આવે એવાં, અને તોપણ અંત પાછો સુખાવસાની હોવો જોઇએ, એ પ્રણાલિકાને વળગતી કલામા વચ્ચેના ગંભીર બનાવોમાથી અને તેટલાનાં લીલામય રૂપ સાધવામાં ખાસ ઔચિત્ય પણ દેખીતું છે.

તુરત જ કલ્યાણીની નજર જતાં તે પુત્રીના મુખમાંથી બની તેટલી ગોળી કહાડી તો નાખે છે, તથાપિ ફુલ જેવી બાળકી પાંચપંદર મિનિટમાં બેહોશ થઇને પડે છે, અને કલ્યાણીને લાગે છે કે એ હવે નહીં ઉગરે, મરી જવાની. અને સ્વપ્ને બતાવેલો માર્ગ જ સાચો છે એમ મહેન્દ્રને કહેતી કહેતી પોતે પણ, મહેન્દ્ર જોતો રહે છે ને ઝેરની એક ગોળી ચટ ગળી જાય છે.

મહેન્દ્ર ઉપર જાણે વીજળી પડી. તે દિઙ્મૂઢ થઇ ગયો. તે છાતીફાટ રોવા લાગ્યો. પણ કલ્યાણી તો એની પગરજ માથે ચ્હડાવતી એટલું જ બોલી કે પ્રભો, ક્ષમા કરજો, હું જાઉં છું. અને

આ પણ બેત્રણવાર બોલી ન બોલીને તે તો **હરે મુરારે** જપતી જપતી બેશુદ્ધ થવા લાગી. મહેન્દ્ર પણ પુત્રી અને પત્નીને વળગી રહેલો **હરે મુરારે** જ જપવા લાગ્યો અને માથે તડકો તપતો જ ગયો. દરેક ક્ષણ આમ કાળ જેવી જાય છે ત્યાં સત્યાનન્દ આવી ચ્હડ્યા, અને તે પણ **હરે મુરારે**ના જપમાં સાથી થયા.

ત્યાં થોડી વાર થઈને સીપાઈ જમાદાર આવી લાગ્યા, રાતે થયેલી લૂટના ચોરાકુઓને પકડવા તેમણે મહેન્દ્ર અને સત્યાનન્દને પકડવા બાંધ્યા અને બંનેને તેઓ જિલ્લાની રાજધાનીમાં ખેંચી ગયા. કલ્યાણીનું શબ જેવું શરીર અને પાસે સુકુમારી પડ્યાં રહ્યાં, પણ રસ્તે જતાં જતા સત્યાનન્દે ભજન કરવાને બ્હાને સંતાનોને સંભળાવી દીધું:

ધીરસમીરે તટિનીતીરે વસતિ વને વરનારી ।

મા કુરુ ધનુર્ધર ગમનવિલમ્બન મતિવિધુરા સુકુમારી ॥

**ધીરસમીરે તટિની તીરે વસતિ વને કલ્યાણી,**

**મા કુરુ રે સંતાન વિલમ્બન મતિવિધુરા સુકુમારી.**

૪

ભવાનન્દ આ સંદેશ સાંભળે છે, નદી કાંઠે કાંઠે આવી સુકુમારીને ઉપાડી પોતાની બ્હેન નિમિતે ત્યાં જઈને સોંપે છે. ત્યાં આપણને એની વધુ શાન્તિનો પ્રથમ પરિચય થાય છે, અને તેનો આખો વિચિત્ર ઇતિહાસ પણ ધીરે ધીરે જાણવામાં આવે છે.

ભવાનન્દ આ સંદેશ સાંભળે છે, મુંધર અહીરનો વેશ સજી ઘોડે બેસી નીકળી પડે છે, પણ રસ્તે "**વરનારી**" કલ્યાણીનું શબવત્ શરીર પડેલું જોતા, પાસે પડેલી ડબ્બી ખાલી પણ જોતાં, અટકે છે, જંગલમાંથી પાંદડા લાવીને તેનો રસ કલ્યાણીને મોંએ ઉતારી દે છે. વિષ તુરત ઉતરી જાય છે એટલે ભવાનન્દ તેને ઘોડા ઉપર જ સાથે લઈને શહેરમાં તેને એક સુરક્ષિત જગાએ રાખે છે. સાંજ પડતાં તો સેંકડો સંતાનો શહેરમાં આવી લાગે છે. તેમના ધસારા આગળ અધિકારીઓ મુઝાઈ જાય છે, અને સંતાનો પુલિસોને મારતા ઝૂડતા લૂંટતા અને તોપા પોકારતા કેદખાનું તોડીને સત્યાનન્દ તથા મહેન્દ્રને

પાછા લઇ જાય છે. પરંતુ ઘણા સંતાનો મુખ્ય કાર્ય પતી ગયા પછી વધારે નિરંકુશ બની શકશે પ્રજાને રંજાડતા હોય છે ત્યાં પરગણાનું લશ્કર તોપ સાથે ચ્હડી આવે છે, અને સંતાનોને મરતાંઘવાતા ઊભી પૂંછડીએ ભાગી જવું પડે છે.

જીવાનન્દ ભવાનન્દ અને ધીરાનન્દ સંતાનોમાં મુખ્ય છે, તેઓ પણ આ હકીકથી મુઝાય છે. મઠમાં સત્યાનન્દ તેમને ધીરા પાડે છે. પોતાની વિચારી યોજના તેમને જણાવે છે. શસ્ત્રાસ્ત્ર સામે શસ્ત્રાસ્ત્ર જોઇયે, તોપો સામે તોપો જોઈયે. એક સુરક્ષિત કિલ્લો જોઇયે. મહેન્દ્રસિંહ જમીનદારને આજે રાતે દીક્ષા આપીને હું નીકળી પડું છું. જુદે જુદે સ્થલેથી જોઇતા કારીગરો અને સાહિત્યસરંજામ મોકલાવીશ. તે વડે મહેન્દ્રની જમીનદારીમાં જ ગઢ, તોપો, શસ્ત્રાસ્ત્ર, દારૂગોળો, તમામ બનાવીશું અને જમાવીશું. એ બધું થઇ જાય ત્યાં લગી માથું ઊંચું ન કરવું. આપણું અત્યારે છે તે જ સમાલીને આપણા દુર્ગમ સ્થાનમાં પડયા રહેવું.

કલ્યાણીને ઉગારી છે એ વાત ભવાનન્દે સત્યાનન્દથી પણ છૂપાવી છે. (સત્યાનન્દે પોતાના વ્યવસાયમાંથી પાછા વળતાં જ આ હકીકત જાણવામાં આવે છે.) એટલે અત્યારે તો સત્યાનન્દ મહેન્દ્રને એટલું જ કહી શકે છે, કે "સુકુમારી ઉગરી છે અને સુરક્ષિત છે. પ્રભુએ આટલું સામે જોયું તેથી સંતોષ માનો; કચા છે તે ન જાણવું જ ઉત્તમ છે વ્રતપાલનમાં પૂરેપૂરૂં ચિત્ત ચોંટે. વ્રત પૂરું થયે પાછો મેળાપ થઇ શકશે, એમ શ્રદ્ધાપૂર્વક માનીને દીક્ષા લ્યો અને મારા સંતાન બનો."

જીવાનન્દ નિમિત્તે ઘેરથી જાય છે અને રાત પડે છે એટલે શાન્તિ પણ ચોટલો કાપી દાઢી મૂછ લગાવી ભગવા સજીને નીકળી પડે છે, સંતાનના વેશમાં મઠમાં આવી ચ્હડે છે, અને વ્રત લેવા માગે છે. સત્યાનન્દ તેનો વેશ કળી જાય છે, પરંતુ તેનું બ્રહ્મચર્ય અને તેની દૃઢતા જોઇને તેને સ્વીકારે છે. મહેન્દ્રસિંહ અને આ શાન્તિ પોતાને નવીનાનન્દ કહેવડાવે છે તે એને સાથે દીક્ષા આપીને સત્યાનન્દ નીકળી પડે છે.

ઈ. સ. ૧૭૭૩ની સાલ દરમિયાન વસતી ઘટી ગઇ છે. ઘણાં ગામડાં ઉખરી ગયાં છે. વાઘ, વરૂ, હાથી, સિયાળ, નાગ વધી પડયા

છે. મુસ્લિમ અમલ સામે બેદિલી બહુ જોરમાં ઊછળે છે. વિષ્ણુપૂજા અને હિંદુઆચારપાલન આ આનન્દવન અને આનન્દમઠમાં જ નિર્ભયપણે પ્રવર્તે છે. વળી ત્યાં ખાવાપીવાનું સુખ છે, કારખાનાં ધમધોકાર ચાલી રહ્યાં છે, ચબુતરા ચણાયાં જાય છે, વખતોવખત નવાબી લશ્કરની ન્હાની ટુકડીઓ ઉપર છાપા મારવામાં આવે છે તે ફાવી જાય છે, રેઢાં ગામોમાં મુસ્લિમોને લૂટવા રંજાડવાનું પણ આકર્ષણ છે, અને સંતાનો વધતા જ ગયા છે. શસ્ત્રાસ્ત્ર, કવાયત, આદિ પણ ખીલ્યાં છે, તથા કિલ્લો અને તોપો પણ થઇ ગયાં છે, જો કે મુસ્લિમ અધિકારીઓને તેની જાણ પણ પડેલી નથી. સંતાનોના ઉપદ્રવથી મુસ્લિમ નવાબની નવાબી બંગાળાના મોટા ભાગમાં આમ નામની જ થઇ રહી છે, અને આખરે કંપની સરકારને બાજી પોતાના હાથમા લેવાની ફરજ પડે છે. હેસ્ટિંગ્સ ( W. Hastings ) કેપ્ટન ટૉમસ ( Captain Thomas )ને લશ્કર સાથે મોકલે છે.

આ બાજુએ સત્યાનન્દ પાછા આવી ગયા છે, તો ભવાનન્દ કોઇ સ્ત્રીના પ્રેમ માટે તલસે છે જો કે તેણી એને સાંભળતી જ નથી, તેની ધીરાનન્દને ખબર પડી ગઈ છે, અને એ સ્ત્રી તે કલ્યાણી ( જેને ભવાનન્દે જ ઊગારેલી ) એમ સત્યાનન્દ પણ જાણી ગયા છે. રાતે ચાંદીનીમાં દશ હજાર સંતાનોનું દળ ભેગું થાય છે, તેને સત્યાનન્દ ખુશખબર આપે છે કે આપણા ગઢમાંથી આપણું તોપખાનું નીકળી ચૂક્યું છે અને તે આવી પ્હોચતા ટૉમસના લશ્કર ઉપર પડીશું. પરંતુ ટૉમસ જ ધાર્યા કરતાં વ્હેલો ધસી આવે છે અને સૂર્યોદય પ્હેલાં યુદ્ધ શરૂ થઇ જાય છે. સંતાનોની સંખ્યા ઘણી મોટી છે પણ તેમની પાસે તોપો નથી; ટૉમસનું લશ્કર બહુ ન્હાનું છે, પણ તેની પાસે તોપોનું જોર છે. આ યુદ્ધના વારાફેરા વર્ણવવામાં કર્તા હદ કરે છે. ટૉમસે સંતાનોનો ખોરફૂટો જ કરવાના લોભમાં એક ભૂલ કરી. મદમા છકીને તેણે તોપો પાસે બહુ થોડાં માણસ રાખ્યાં. લશ્કરમાનો મોટો ભાગ બાજુએથી હલ્લા કરવાને જુદો પાડી દીધો. આથી થયું એમ કે મરણિયા સંતાનોના હાથમાં એક તોપ આવી ગઇ; તે વડે એમણે પૂલ ઉપરનો માર્ગ પોતાને કબજે રાખ્યો અને

સંતાનોની પોતાની તોપો આવી પ્હોંચતાં કંપની સરકારની સેનાનો જ ઘાણ નીકળી ગયો. આ મોટી જીતના જશ સંતાનોના બે સેનાપતિ જીવાનન્દ અને ભવાનન્દને છે; પરંતુ તેમાં ભવાનન્દ પોતે ખપી જાય છે. વ્રતભંગના પાપ માટેનું પ્રાયશ્ચિત્ત પૂરેપૂરું ચુકવીને એ સ્વર્ગે સીધાવે છે.

વળી આ જીતથી સત્યાનન્દને એટલી કાર્યસિદ્ધિના આનંદ અને ઉલ્લાસ થવા જોઇયે પરંતુ નીકળી પડે છે તેથી ઉલટું. મોટી જીત થવાથી સંતાનોમાંનો મોટો ભાગ ફાટી જાય છે, છેક કલકત્તા લગી કેર વર્તાવી મુકે છે. અને સત્યાનન્દ આને માટે નવો શો ઉપાય ચિંતવે છે, મહેન્દ્રસિંહને હિંદુ રાજા લેખે રાજ્યાભિષેક કરવાની તેની ધારણા છે કે બીજી, એ હૈ જાણવાનો અવસર જ મળતો નથી, કેમ કે જીત થઇ તે જ રાતે સત્યાનન્દને સહસા તેના પોતાના ગુરુ દર્શન દે છે, અને આજ્ઞા કરે છે કે "બસ આ કર્તવ્યકર્મની માળા લગભગ આવી પુરી છે, આમાંથી નિવૃત્ત થા." સત્યાનન્દને આ ઉપરથી આભ ફાટ્યા જેવું વસમું લાગે છે, તથાપિ ગુરુ તે ગુરુ, આજ્ઞા તે આજ્ઞા. નિવૃત્ત થઈ જવા માટે તે મહા મહેનતે માઘ પૂર્ણિમા લગીની મેહતલ માગી લે છે.

માઘ પૂર્ણિમાના મેળા માટે સંતાનો ખૂબ ભરાયા. તે પ્હેલા કંપની સરકારે બાતમી મેળવી લીધી હતી અને નવી સેના તૈયાર કરી હતી તેના નાયક મેજર એડવર્ડ્સ (Major Edwards) મેળાનો લાભ લઇને તે જ ટાણે મહેન્દ્રસિંહનો કિલ્લો તોપખાનું સરંજામ અને સાથે સંતાનો બધાનો નાશ કરવાનો ઘેત રચ્યો. પરંતુ આ વખતે પણ સંતાનોએ કંપનીની સેના કાપી નાખી. આગલા યુદ્ધમાં જેમ ભવાનન્દ માર્યો ગયો તેમ આ વધારે ખૂનરેજીભર્યા રણમાં જીવાનન્દ પણ અનેકાનેક જખમોથી વીંધાઇને શબના મોટા ઢગલા તળે પડ્યો. પરંતુ કર્તા એને આમ મુવેલો વર્ણવીને તેને પાછો સજીવન કરે છે. અત્યંતાત્યંત ઘવાઇને પડ્યો અને મુવો અને એણે એ પ્રમાણે પોતાનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ કર્યું. શાંતિ—નવીનાનન્દ—એના શબને ઢુંઢતા આવે છે તેને એ ઘણી વાર લગી જડતું પણ નથી. અને જે આચરણ પરમ્પરાને માટે જીવાનન્દને પ્રાયશ્ચિત કરવાની ફરજ પ્રાપ્ત થાય, તે જ

ન આચરણ પરમ્પરા શાન્તિને માટે પણ વ્રતભંગની પરમ્પરા જ ગણાય, અને પુરુષ રણને મોખરે ખપી જવાનું પ્રાયશ્ચિત્ત કરે, તો સ્ત્રી તેના શબને ખોળામાં લઈ સતી થઈને પ્રાયશ્ચિત્ત કરીને વ્રતભંગના પાપમાંથી નિવૃત્ત થાય. કોઈ પણ યુરોપીય કલાકારને હાથે આ વસ્તુનો અંત આવો જ કોઇ આવત, એમાં પણ શક નથી. પરંતુ આપણે ઊર્મિલ ( sentimental સેન્ટિમેન્ટલ ) જેટલા વધારે તેટલા કલાનિયમનમાંથી પણ છટકી જનારા વધારે. કર્તા બીજો જ અંત આણે છે. શાન્તિ શોધીશોધીને હારી જવામાં છે, ત્યાં કોઇ આવી ચ્હડે છે. અનેકાનેક શબના ઢગલા તળે પડેલો જીવાનન્દનો દેહ એ તેને શોધી આપે છે. પછી આમાં ય હજી જીવ છે એમ એ જ શાંતિને આશા આપે છે. અને એ શીંગડાને તળાવને કાંઠે આણી અનેકાનેક ઘા હતા તે ધોઈ નાખીને એ જ ચમત્કાર-પુરુષ ઘાએ ઘાએ પાંદડાનો રસ સીંચે છે, તેથી આ પૂર્ણિમાની રાત દરમિયાન જીવાનન્દ એક ઊંડો શ્વાસ ખેંચીને પાછો બેઠો થાય છે. અને શાન્તિ અને જીવાનન્દનું જોડું જેવું આ જીવિતદાન દેનાર ચમત્કાર-પુરુષને પ્રણામ કરવા જાય છે, તેવો તે એમના ચર્મચક્ષુને અદૃશ્ય થઇ જાય છે.

જીવાનન્દે આમ પ્રાયશ્ચિત પૂરેપૂરું કર્યું યે ખરું અને તે જીવ્યો યે ખરો. શું બાકીના વર્ષ ગૃહસ્થાશ્રમમાં ગાળવાને ? જીવાનન્દ એટલો શુદ્ધ થયો છે કે તેને એ વાસના જ નથી થતી. એ તો કહે છે, હું મુવો નથી તો મ્હારું પ્રાયશ્ચિત પણ અધૂરું રહે છે જે મ્હારે અધૂરું નથી રાખવું. હું પાછો સંતાનો સાથે-પ્રતિજ્ઞા પ્રમાણે યુદ્ધે ચ્હડીશ અને દેહ પાડીશ. પણ શાન્તિ કહે છે, ના. આ નવા દેહે નવેસર પ્રતિજ્ઞા લ્યો તો જ એ ધર્મ ત્હમને પાછો ચોટે. સંતાનો ત્હમને મુવા અને યશસ્વી થઈ ગયા જ ગણે છે અને ગણશે. ચાલો આપણે અહીંથી આ સ્થાન અને આ વાતાવરણ અને એના વિકટ ધર્મોમાંથી ખસી જ જઇયે. તીર્થયાત્રા કરીશું. હિમાલય જઇને કરીશું. નવા ભવે, નવા ધર્મ, કેવા તે તો આ ક્ષણે શું સમજાય-ધીરે ધીરે સમજાશે એને મેળે. અને સમજાશે તેવા પળાશે. બાકી ગૃહસ્થાશ્રમની તો ત્હને પણ વાસના સમૂળગી નથી. આજ લગી બ્રહ્મચર્ય દુઃખેકષ્ટે

પાળીપાળીને તે હવે જ્યારે આપણી પ્રકૃતિ જ થઈ ગયું છે, ત્યારે બ્રહ્મચર્ય પાળતાં પાળતાં જ સદ્ધર્માચરણ કરીશું. કર્તાએ આ દમ્પતીના પોતાના વસ્તુમાં જે અંત યોજ્યો છે તેનો પૂરેપૂરો અને શુદ્ધ આશય આ. એકને એ રુચે, બીજાને ન રુચે, કોઇને એમાં કલાનું સૂક્ષ્મ ઔચિત્ય લાગે, કોઇને એ ન જ બેસે, એ પ્રમાણે મતભેદ તો, મ્હને લાગે છે કે રહેવાના. અને વળી આ નવલમાં જો કોઈ નાયક-નાયિકા છે, તો તે જીવાનન્દ અને શાન્તિ જ છે, એટલે આ અંશનું વિશેષ મહત્ત્વ હોવાથી, તેને વિશે મતામતિમાં ઊતરી પડિયે તે પ્હેલાં એનું વાસ્તવ ( real રીયલ ) સ્વરૂપ કેવું છે તે પ્રથમ બનની ચોખ્ખટે જોઇ લઇયે તો સારું, એટલા માટે આટલું લંબાણ કર્યું છે.

કલ્યાણી અને મહેન્દ્રસિંહ અને સુકુમારી પાછાં મળે છે અને આ વિપત્તિનાં વર્ષો વીતી જતા કંપની બહાદુરના છત્ર તળે તેઓ—નવલનાં પાત્રો મટી જઈ, સામાન્ય સ્ત્રીપુરુષોની જેમ બાકીનાં આયુષ્ય ગાળે છે. રાજા થઇશ તો ? એવો વિચાર મહેન્દ્રના ચિદાકાશમાં સ્ફુરે એવો, અથવા તોપણ તે એને મોહિત કરે અને લલચાવે એવો એ માણસ જ હતો નહીં, એ તો માની સેવા અને કૌટુમ્બિક જીવનનો શાંત પ્રવાહ એ બે વસ્તુ જ પ્રીછતો હતો, માની સેવા એણે અવધિપર્યન્તની જ સ્વીકારેલી હતી તે અવધિ આવી ગયો હતો, અને કૌટુમ્બિક જીવનના શાંત પ્રવાહમા જ એને મન સર્વસ્વ હતું, એટલે એ ત્રણેના અંતમાં પાત્રાલેખન, કલા, કે રસની દૃષ્ટિએ કશી ન્યૂનતા જણાતી નથી.

આપણો ચમત્કાર-પુરુષ જીવાનંદ અને શાન્તિ આગળથી અદૃશ્ય થઇને સીધો સત્યાનન્દના મઠમાં આવ્યો, કેમ કે એ જ સત્યાનન્દનો ગુરુ હતો અને માત્ર પૂર્ણિમાના વાયદા પ્રમાણે એને આવી મ્હળવાનું જ હતું. સત્યાનન્દે તેને સવાલ કર્યો:

"આવા મોટા વિજયની ક્ષણમાં જ આપ મ્હને આ ધર્મ કાર્યમાંથી નિવૃત્ત થવાની આજ્ઞા કરો છો, તેનો શો ભેદ બાકી ?"

ગુરુ કહે "મુસ્લિમોના જુલ્મી અધાર્મી અમલના ધ્વંસ માટે અનિવાર્ય હતી ત્યાંવગી હિંસા અને લડાઇઓ ધર્મ્ય હતાં. પરંતુ હવે ગુમ

બદલાયો છે. અને લડાઇઓ અને હિંસા નિષ્કારણ અર્થાત્ અધર્મ્ય' બની છે."

સત્યાનન્દ: "હિંદુ રાજ્ય હજી તો સ્થાપવાનું આખું યે બાકી છે."

ગુરુ: "હિંદુ રાજ્ય અત્યારે અમે તેટલી હિંસા કરશો અને જીતો મેળવશો તથાપિ સ્થપાવાનું નથી. ત્હમારા હાથ અપવિત્ર છે. ત્હમે લૂંટફાટ ચોરી આદિ વડે સત્તા મેળવી અને જમાવી છે: એ પ્રમાણે ઊભી થતી પાપમૂલક સત્તા પાંચપંદર વિજયો મેળવી પણ જાય, આખરે તો અવશ્ય ભાગી જ પડે. સત્તાની ગાદી ઉપરથી મુસ્લિમો તો ચ્યુત થઇ ગયા છે. એ ગાદી ખાલી પડેલી છે એમ પણ નથી. ઇંગ્રેજો ગાદીએ બેસી ચૂક્યા છે. વળી ઇંગ્રેજો મ્લેચ્છ છે, મુસ્લિમોથી ભિન્ન છે, એ ત્હમારો ભ્રમ મોટામાં મોટો છે. એમને હાથે જ સનાતન ધર્મનો પુનરુદ્ધાર લખાયલો છે બીજા કોઇને હાથે એ શક્ય ન હોવાથી જ આ નવો ઇંગ્રેજોનો યુગ બેઠો છે. ઇંગ્રેજો શત્રુ છે જ નહીં. એ જ ધર્મના અને માના સાચા મિત્ર છે."

એમ કહીને ગુરુએ સત્યાનન્દનો હાથ ઝાલ્યો. અને નવલને સમાપ્ત કરતાં કર્તા લખે છેઃ

"આ કોણે કોનો હાથ ઝાલ્યો? જ્ઞાને આવીને ભક્તિનો, ધર્મે આવીને કર્મનો, વિસર્જને પ્રત્યક્ષ થઇને પ્રતિષ્ઠાનો હાથ સાહ્યો: કલ્યાણીએ આવીને શાંતિનો હાથ સાહ્યો. એ સત્યાનન્દ તે શાંતિ. એ મહાપુરુષ તે કલ્યાણી. સત્યાનન્દ તે પ્રતિષ્ઠા અને એના ગુરુ તે વિસર્જન. વિસર્જન આવીને પ્રતિષ્ઠાને લઈ નીકળ્યો. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ"

૫

'આનન્દમઠ' નવલ પ્રકટ થઇ ત્યારથી આજ લગીમાં તેની ઘણી ટીકાઓ થઇ છે. ન્હાનીમોટી ટીકાઓનો શુમાર જ રહ્યો નથી. **वंदे मातरम्** ગીતની ભાષાથી માંડીને તેની કર્ણકટુતાથી આરંભીને 'આનન્દમઠ'માંના પાત્રે પાત્રના નિરૂપણ વિશે તથા તેમાંના ઘણાખરા બનાવ વિશે ટીકાઓ થઇ છે. **वंदे मातरम्** ગીતમાં એકથી વધારે પંક્તિ કર્ણકટુ છે જ. ગીત એટલે વિચાર–ભાવની જમાવટ આણી, ત્યારે આમાં તે જાડા ગાલીચામાં જીનના તંતુ જેટલા ઘટ્ટ ખચ્યા છે. અને એ ગીતની ભાષા નથી સંસ્કૃત ને નથી બંગાળી. પરંતુ આ મોટા દોષો ય એ ગીતનો અદ્ભુત દિગ્વિજય જરા યે મોળો નથી રાખી શક્યા એ પણ જાહેર છે.

બીજી ટીકાઓમાંની ઘણી ગેરસમજથી ઉત્પન્ન થવા પામી છે, અને ઉપર ટીકાને અથવા ચર્ચાને છેક ગૌણ રાખીને જે સાર આપવામાં આવ્યો છે, તે એટલી સંભાળથી લખવામાં આવ્યો છે, કે તેને વળગીને નવલને વાંચવામાં આવતાં ઘણીખરી ગેરસમજો ઊઠતાંમાં જ શમી જશે.

બાકીની ટીકાઓ વિશે મ્હારું દૃષ્ટિબિંદુ એવું છે કે પાત્રાલેખન અગર વસ્તુમાની વિગતોને વળગીને કરવામાં આવતી ટીકાઓ આ નવલનું સાચું રૂપ ન સમજે તેને જ વત્તીઓછી વજનદાર લાગે. 'આનન્દમઠ' ભાવનામય કલ્પનાની જ ગૂંથણી છે. વાસ્તવિક વિધાન (realistic construction રીયલિસ્ટિક કનસ્ટ્રક્શન)ના નિયમો આને લાગુ જ નથી. કર્તાએ સર્જેલા વિયત્ (atmosphere એટમોસ્ફીયર)માં કર્તાએ ચ્હડાવેલો પતંગ દૂર દૂર ઊડીને ઊંચે આંખોને ચોંટાડી રાખતો ફરે છે કે કેમ, એ જ આવી કલાકૃતિમાં પ્રમાણુ છે. વળી વાચકના બુદ્ધિ હૃદય અને કલ્પના રૂપ નેત્રને આમ કર્તા ઊંચે જે પતંગ ઉપર ચોંટાડવામા આવો અદ્‌ભુત વિજય સાધે છે, તે પતંગ પોતે એટલા ઊંડા ઊંડા ઘેરા અનુરાગને પાત્ર છે ખરો? સ્પષ્ટ છે કે આ નવલમાં કર્તાએ જે રચ્યું છે તે તમામ આશયપૂર્વક રચ્યું છેઃ કેવલ સૌંદર્ય નિરૂપણુ કે કલાવિધાનથી ભિન્ન એવા આશયની ખાતર. અને એ આશય એક જ છેઃ દેશભક્તિ જગાડવાનો; કુટુમ્બસ્નેહ તુચ્છ વસ્તુ છે એવું અન્યાય્ય નિરૂપણ કર્યા વગર; દેશભક્તિ જાતે જ પરમ ધર્મ છે જેને નામે પાપોનાં પાપ પણુ પુણ્ય બની જાય, એવું અવિચારી થૂંક એક છાંટો પણુ ઉરાડ્યા વગર. અને આ આશય વિશે નો ફિલસુફી કે નીતિફિલસુફીની ચર્ચા હોય. કલાફિલસુફીને એ વિશે કશું કહેવાનું હોય જ નહીં.

વળી સામાન્ય રીતે જે વિજય મણાય તેમાંથી એ વિજયને જ કારણુ બનાવીને સત્યાનન્દ કને તેની લીલા સમેટાવી લેવી, એના રૂપ અંતવિધાનમાં અપૂર્વતા કહીને ઓળખાવવી પડે એટલી બધી નવીનતા છે; તથાપિ આવું અંતવિધાન કૃતિનો રસ જાળવીને તેને સંકેલી આપે

છે એમ ભાગ્યે કહી શકાય. આવા અંતર્વિધાનનો ખુલાસો વા સાચો અર્થ ઉપર જણાવેલા આશયનો કોઈ આવશ્યક અંશ સાધી આપવાને માટે એવી યોજના જ અનિવાર્ય, એવા કોઈ રૂપનો જ હોઈ શકે. માત્ર કલાદૃષ્ટિએ આવો ફાયદો કદિ નહીં ઉકલે.

આ નવલને ઐતિહાસિક કહેવામાં આવે છે તેમાં યે તથ્યાંશ એવો સરખો જ છે. સંન્યાસીઓનાં ટોળાં છોકરાછોકરીઓને ઉપાડી જવાનો ભારે ધંધો જ કરતાં; સ્ત્રીઓ છેક થોડી એવા સંઘની સંખ્યા આ રીતે જ બની રહેતી. આવી ભરતીમાંથી કોઈ વિરલ છોકરી શાંતિ જેવી પણ ફેળવાઈ આવે એ અસમ્ભવિત વસ્તુ નથી. ત્યારે શાંતિનું નિરૂપણ, ભયંકર દુકાળ, ચોતર્ફ અવ્યવસ્થા, સંન્યાસી ટોળાંઓના ઉપદ્રવ એટલે સુધી વધી ગયલા કે કંપની સરકારની બે -હાની સેનાઓને પણ તેમણે આ વર્ષોમાં કાપી નાખેલી, એટલી જ ઐતિહાસિક છાંટ આ નવલના વસ્તુમાં છે. પરંતુ મુખ્ય વસ્તુ સત્યાનંદના સન્યાસી ઝુંડ જેવા ઉચ્ચાશયી ઝુંડનું નિરૂપણ છે; અને એવાં ઉચ્ચાશયી ઝુંડો પણ આ કાળે હતાં વા સંભવિત તો ગણી શકાય, એવો દાવો કરવાને લેશ પણ પુરાવો આને ઐતિહાસિક નવલમાં ગણનાર કોઈ વિવેચક બતાવી શકયો નથી. એટલે આખી રચના ભાવનામય અદ્ભુતકથા ( idealistic romance આઇડીયલિસ્ટિક રોમાન્સ )ની છે. રચના આશયપ્રેરિત ( with a purpose ઉ-વિથ એ પર્પઝ ) છે એ લક્ષણ પણ ઐતિહાસિક કરતા અદ્ભુતકથાને વધારે અનુકૂલ છે.

આ કૃતિ ઇતિહાસના પાયા ઉપર રચાયલી નથી એટલું જ નહીં પણ એ તો ઇતિહાસ મૂકાને બદલે ઇતિહાસસર્જક નીવડેલી છે. લૉર્ડ લિટન ( Lytton )ના અમલના આરંભમાં એ લખાઇ. કૉન્ગ્રેસ ( I. N. Congress ) પણ ત્યારે જન્મી ન હતી. હ્યૂમ ( A. D. Hume ) હજુ આઇ. સી. એસ. ( I. C. S. )માંથી નિવૃત્ત થયા ન હતા. દેશભક્તિ, દેશાનુરાગ, કે તે કાળનો શબ્દ વાપરિયે તો સ્વદેશાભિમાન નવુંસવું જ હતું. રાજા રામમોહનરાયના સમયથી બીજ નંખાયલું તે હજી બહુ ધીમે ધીમે ખીલતું ફાલતું હતું. અને એ સ્વદેશાભિમાન હજી આખા ભારતને માટે એકથ-

ભાવના અને સંપના રૂપનું હતું.* એવે સમયે આવી ઊંચી ઊંડી ગાઢ ભક્તિ જેવી. અસ્મિતાનો હૃદયને ભીંજવે અને કલ્પનાને ઉત્તેજે એવો બોધ, તથા એ અસ્મિતાના લાયક પાત્ર લેખે ભરતખંડને ઠેકાણે માત્ર બંગાળાનો જ જપ, આ પુસ્તકનાં વિલક્ષણ અને સર્જક તત્ત્વો છે, અને તે જ આ નવલને પ્રજાના માનસને યોગ્ય વલણ આપનાર એક ઐતિહાસિક બલ ( force ફૉર્સ )નું ગૌરવ અર્પી રહ્યાં છે. લૉર્ડ કર્ઝને ( Curzon ) બંગાળાના બે ભાગ કરી દરેક ભાગને તેમાંની બંગાળી પ્રજાના કરતાં મોટી સંખ્યાવાળા બીજા લોકોના પ્રાંતો સાથે મેળવી દીધા, અને તુરત બંકિમચંદ્રે વાવી રાખેલાં આ બીજે કેટલાં બલવાન હતાં, ઊગી નીકળીને અંજાણ્યાં જ કેટલાં સજ્જ થઇ ગયાં હતા તે જણાઇ આવ્યું. વંદે માતરમ્ ગીત રાત અને દિવસ કંઠે કંઠમાં ગાજી રહ્યું, અને ૧૯૦૮ પણ તેમા સૂર પૂર્યો. તે ક્ષણથી એ ગીત ગવાતું જ રહ્યું, નિરંતર ગવાઇ રહ્યું, બંગાળી પ્રજાના આગ્રહના સૂર ફેલાવતું રહ્યું, ઈ. સ. ૧૯૧૨ માં શહેનશાહે એ વિભાગો રદ જાહેરીને આખી બંગાળી પ્રજાના ઐક્યની પાછી એક ઇલાકામાં પ્રતિષ્ઠા કરી ત્યાં લગી. એક માત્ર નવલનો આ પ્રકારનો વિજય થાય, તે એનો ન્હાનોસૂનો વિજય ના જ ગણાય. આ પ્રમાણે જે વિરલ ચોપડી આખી પ્રજાની પ્રિય ચોપડી લેખે સ્થપાય, તેમાં કલાદોષો હોય તેની તર્ફ એ પ્રજા આત્મીય જનના દોષો તર્ફ આપણે સૌ જોઇયે છિયે એવી મીઠી નજરે જ જુવે.

ત્યારે એ સમય દરમિયાન જે નિરંકુશ આઇન-દ્રોહી ( anarchist એનાર્કિસ્ટ ) પાક્યા હતા, જેમણે નિર્દોષોનાં ખૂન પણ કર્યાં

---

* વંદે માતરમ્ ગીત બંકિમચંદ્રે 'આનન્દમઠ' લખતાં પૂર્વે લખી રાખેલું આ બીજ ઉગાડી શકાય એવો સમય અને એવા બનાવ મળી આવતાં નવલ રચાઇ.

'જય જય ગરવી ગૂજરાત' ૧૮૭૩ થી મોડું જ જેલું લખાયેલું. બંગાળામાં જેમ બંકિમની દેશભક્તિ તેમ ગૂજરાતમાં નર્મદની અપવાદ રૂપ જ હતી. 'જય જય ગરવી ગૂજરાત' ગજવનારા ગૂજરાતીઓ ૧૯૦૧ પ્હેલાં બહુ જ થોડા.

હતાં, અને જેમનાં કેટલાંક ગુપ્ત ટોળાંઓમાં આ નવલ ભગવદ્‌ગીતાની સાથે નિત્ય પાઠ માટે વપરાતી પણ હતી,—તે સર્વ દૌરાત્મ્ય અને પાપી વલણ ઉપજાવવાનો પોટલો થોડો પણ આ ચોપડીને માથે આવે ખરો ? આવો સવાલ કુદરતી છે, પરતુ એ સવાલમા જ તેનો સાચો જવાબ સમાયલો છે. ભગવદ્‌ગીતાને માથે એવો આરોપ આવી શકે, તેટલો જ આને માથે, એટલે કે એવો આરોપ નિર્મૂલ અને હીચકારો જ ગણાય. નવલમાં ઠેકાણે ઠેકાણે કર્તાએ પોતાની રચનાનો આવો અનર્થ કોઇ કરી જ ન શકે તેને સારુ સ્પષ્ટ લખેલું જોવામાં આવશે, અને આમાં કોઇ કોઈ સ્થાન એવાં પણ છે કે ત્યાં કલાદોષ થઇ જાય છે તેની દરકાર પણ બાજુએ રાખીને કર્તાએ સ્પષ્ટતા સાધી છે. વળી અજબ જેવી અગમનચેતીથી કર્તાએ પ્હેલી જ આવૃત્તિની પ્રસ્તાવનાના ચાર વાક્યમાં પણ એક આ લખેલું છે:

समाज-विप्लव अनेक समयेइ आत्मपीडन मात्र; विद्रोहीरा आत्मघाती.

અથવા આને અગમચેતી કહેવામા પણ આપણે કર્તાને અજાણતાં અન્યાય કરિયે છિયે. કર્તાના આશયનું એમણે નિર્ધારેલું સ્વરૂપ જ એવું હતું કે તેમાંથી આવો અનર્થ પ્રથમથી અને દક્ષતાપૂર્વક એમણે બહિષ્કૃત ગણેલો.

એટલે આવા આરોપના ખંડન માટે બંગાળી વિવેચકોએ કર્તાનાં 'ભારતકલંક', 'ભારતવર્ષની સ્વાધીનતા અને પરાધીનતા', 'કમલા-કાન્તનું દફતર' આદિ નિબંધો અને લખાણોમાંથી અનેક અવતરણો ટાંકી બતાવ્યાં છે, તે અહીં સંભારવાની જરૂર પણ જણાતી નથી.

અને છેવટ, આ નવલની બીજી નવલોની સાથે એક વા બીજી દૃષ્ટિએ સરખામણી ઘણા બંગાળી લેખકોએ કરેલી છે, જેમાંથી કલા-રસિક વાંચનારને કેટલુંક સુંદર અને નાજુક સૂચન મળે એવું છે. પરંતુ, બંકિમચંદ્રની આ એક કૃતિને જ પૂરી સહાનુભૂતિથી વાંચવામાં વાચકને બનતી મદદ કરવી, એટલો જ આ નિબંધનો વિષય હોવાથી, એવા કોઇ સંબદ્ધ વિષયમાં પણ પેંચવાની ઇચ્છા નથી.

બલવંતરાય કલ્યાણરાય

# સમુદ્રતટ

ક્યાં સુધી તું સહન કરશે આધિ ઉપાધિઓને ?
થાકી પાકી હૃદય ! અહિં રે અલ્પ વિશ્રાંતિ લે ને;
દુઃખે વીંટ્યું જગત તદપિ ઇશકેરે પ્રતાપે,
સૃષ્ટીનાં આ સુભગ વિરલાં સત્વ આનંદ આપે.

ગાત્રોને આ શિતલ જલથી સિંચતો મંદ વાયુ,
ઇચ્છે એવું શ્રમ તજી પછી કર્મમાં સજ્જ થા તું;
ને જો પેલો ગભિર સ્વરથી ઘુઘવે અબ્ધિ જોરે,
કર્ણોને એ પ્રિય વદી વદી શૌર્ય ઉત્સાહ પ્રેરે.

ભેટે સૌને દિનકર વળી હસ્ત પ્રીતે પ્રસારી,
આવું પાછો ઝટ અહિં વદી એમ વિશ્વાસ આપી,
બેસી ખોળે ઉદધિ ગુરૂના નાચતો એ મજેથી,
જાણે હર્ષે ઇતર જગના જીવતાર્થે જવાથી.

શું એ જોઈ ઉદધિ ઉછળે પૂર્ણ વાત્સલ્યભાવે ?
કે એ જાણ્યું વિભવ સઘળે સૃષ્ટીનાં સત્વમાંહે ?
હા ! હું જાણું તુજ બલ ઘણું, તુજ મોટો નિયંતા,
સૃષ્ટી તારી અતુલ સઘળી પાર આવે ન કહેતાં.

લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ

૩૨-૨

# જીવનનાં જળ

## : એક પત્રમાંથી :

પ્યારા દોસ્ત !

… … …

દસકા પહેલાં હું બાળા હતી. શેરીને શાન્ત ખૂણે સૌ સહિયરો રમાય એટલી રમત રમતા, લાગ સાપડતાં વરવહુના ખેલ પણ પૂર દાઢયી ભજવી લેતાં.

એમાં એક દિવસ કૌતુક થયું. એક નવું જ પાત્ર–કોઈ ગરીબ બિચારો–અમારી સામે આવી ઉભું રહ્યું. અમનેન્સાયું પૂછો તો મને એકને જ એની એટલી બધી દયા આવી કે તેનું નામઠામ પણ પૂછ્યા વિના એને અમારી રમતમાં રમતો કરી દીધો. એ પળે એની આંખમાં જે હર્ષ ઉભરાયો તે અનિર્વાચ્ય હતો……

જ્યારે જ્યારે કોઈ આવું અમારા મંડળમાં આવી ચડતું ત્યારે અમને એકજ રમત સુઝતી, અને તે રાજારાણીની. કોઇ સહિયર રાજા થાય ત્યાર કરતા આવે પ્રસંગે, જે રાણી બને. તેને, ગમે તે કારણે ખૂબ જ મઝા પડતી: અને પરીણામે સહિયરોમાં પારાવાર ચડસાચડસી થતી. કેટલાય સમયથી હું કોઈની રાણી થઇ નહોતી એટલે આજ તો હું જ રાણી બની બેઠી અને બાકીનીને પ્રધાન, સીપાઇ

વિના હોફા વહેંચી માર્યો. પેલો ભિખારી તો રાજ્ય કરવા જ આવ્યો હતો ને?

રાજ્યની ઉપજ વિષે અમે ગંભીર મસલત કરતાં હઇશું ત્યાં સામેથી કોઇ જબરૂં લશ્કર આવી ચડ્યું. તેમનું ખડખડાટ હસવું તોપના ગડગડાટ જેટલું ભયંકર હતું. શીપાઇ ને પ્રધાન ક્યાંઇ સંતાઇ ગયા; મારો રાજા તો શત્રુને શરણે જઇ હળીમળી ગયો......

એ રાતે મને એક સમાચાર મળ્યા. ત્યારે જાણ્યું કે પેલો અજાણ્યો તો એ જ સવારે બહાર ગામથી આવ્યો હતો; ને જે લશ્કરે અમારી કચેરીને બરખાસ્ત કરાવી હતી તે તેનાં સગાસંબંધીનું તેની શોધમાં નીકળેલું સરઘસ હતું. પણ પેલા ગડગડાટનું કારણ તો અદ્‌ભુત નીકળ્યું. એ તવંગરની હું ક્યારેક મિલ્કત થનાર હતી.

... ... ...

જીવનનાં જળ એમ જ વહ્યાં કરવાનાં. અમારી કુદરતની પિછાન જેમ જ આપણી અંતરની ઓળખાણ સામે સૌ ઇચ્છાનું અટ્ટહાસ્ય જ ફેંકવાનાં......

વનવેલી મહેતા

What is vague and indefinite has a charm for youth.

Anatole France

# પૂર્વ અને પશ્ચિમના ગૃહજીવનનું સામ્ય

આપણા અને પશ્ચિમના ગૃહજીવનમાં સૌથી મોટો ફેર એ છે કે આપણું કુટુંબ સંયુક્ત છે ત્યારે પશ્ચિમનું વિભક્ત છે. આપણાં શહેરોમાં હાલ કેટલીક વખત વિભક્ત કુટુંબો નજરે પડે છે પણ તે ઉપરથી એમ ન કહી શકાય કે સંયુક્ત કુટુંબની ભાવના નષ્ટ થઈ છે. હજી પણ સંયુક્ત કુટુંબની સંસ્થા કાયમ છે જ. શહેરોમાં પણ અમુક આર્થિક જરૂરીયાતોને લીધે જ કુટુંબો વિભક્ત થતાં જાય છે. સંયુક્ત કુટુંબની ભાવના તો સર્વત્ર ટકી રહી છે. પશ્ચિમમાં એ ભાવના કે સંસ્થા કદિ હતી જ નહિ અને હાલ પણ નથી.

સંયુક્ત કુટુંબની રીતને લીધે આપણા દેશમાં દસ વર્ષનો બાળક પણ પતિ બની શકે, કેમકે એને પોતાની પત્ની કે ભવિષ્યનાં બાળકોના પોષણની ચિંતા હોતી નથી. ઘરના વડીલો એ ભાર ઉઠાવે છે. પરંતુ પશ્ચિમમાં એથી તદ્દન ઉલટું છે. ત્યાં પુરુષ જાતે કમાય ત્યાં સુધી તેને પરણવાનો હક નથી. ત્યાંના રીવાજ પ્રમાણે કોઈપણ પુરુષ પોતાના સામાજિક દરજ્જાના પ્રમાણમાં પોતાની સ્ત્રીનું પોષણ કરવા જેટલું કમાતો ન હોય તો એનાથી કોઈ પણ કન્યા પાસે લગ્નની લાગણી કરી શકાય જ નહિ. જો કરે તો તે અપમાનકારક જ લેખાય. પુરુષ પરણે કે તરત જ એને પોતાનાં માતપિતાથી જુદા રહેવું પડે છે; એટલે દરજ્જે ત્યાં વિભક્ત કુટુંબની ભાવના વ્યાપેલી છે.

૩૨-૬

સૌથી વધારે ફેર આપણી અને પશ્ચિમની સ્ત્રીઓમાં છે. પશ્ચિમની સ્ત્રીઓ શરીરે સશક્ત, ઉત્સાહી, આનંદી અને પરિણામે તેજસ્વી દેખાય છે. આપણી સ્ત્રીઓ બિચારી શરીરે અશક્ત, નિરૂત્સાહી, નિર્માલ્ય. પાશ્ચાત્ય સ્ત્રીઓ તો મોજમજા જ ભોગવી જાણે છે, ઘરકામને હાથ પણ લગાડતી નથી એ ભાવના આપણા મગજમાં ક્યાંથી ભરાઈ; તે સમજાતું નથી. અહિં જે યુરોપીઅન સ્ત્રીઓ આવે છે તેમના વર્તન ઉપરથી આપણે કદાચ અનુમાન બાંધતા હોઈશું. પણ અહિં આવનારી લગભગ બધી જ મોટા પગારદાર અમલદારોની સ્ત્રીઓ હોય છે. તેથી તેમને કામ કરવાની જરૂર પડતી નથી. અને વળી કદી ન જોએલો વૈભવ જોઈ તેઓ ગર્વિત થઈ જાય છે. બાકી પશ્ચિમના દેશોમાં વસતી સ્ત્રીઓ જેટલું ઘરકામ આપણી સ્ત્રીઓ કદિ પણ કરી શકે નહિ. ત્રણ વખત રાંધવું, વાસીદાં વાળવાં, વાસણ માંજવા એ ઉપરાંત આઠે દિવસે ઘરના બધા કપડાં ધોબીની પેઠે નાખવાં, ધોવાં, અસ્ત્રી કરવી, એ સર્વ કરવું પડે છે. દરરોજ બારણાંનાં કડાં, સાંકળો ઘસીને ચળકતાં કરવાં પડે છે. લાકડાના સામાનને હાથે જ પૉલિશ કરવું પડે છે. થોડે થોડે દિવસે આખું ઘર સાબુના પાણીથી ધોવું પડે છે. આવાં અનેક કામ ત્યાં ઘેરઘેર સ્ત્રીઓ કરે છે અને તે છતાં આપણે એમ માનીએ છીએ કે પ્રાશ્ચાત્ય સ્ત્રીઓ તો માત્ર મોજમજા જ કરી જાણે છે ! એ દેશોમા નોકરોને પગાર બહુ મોટો આપવો પડે છે અને જુદો સ્વતંત્ર ઓરડો પણ આપવો પડે છે. તેથી સાધારણ સારી સ્થિતિના લોકોને ત્યા પણ સ્ત્રીઓને હાથે જ કામ કરવું પડે છે. સ્વભાવે આનંદી અને ઉત્સાહી હોવાથી સ્ત્રીઓ નવરી પડે ત્યારે મોજમજા કરે છે. પણ તેથી તેમના કામની કિંમત કાંઈ ઓછી થાય છે ?

ત્યાંની સ્ત્રીઓની ઉન્નત સ્થિતિનું મુખ્ય કારણ એ જ કે છોકરીની "હલકી માટી" ગણાતી નથી. પુત્રના જન્મ વખતે આનંદોત્સવ અને પુત્રીના જન્મ વખતે શોક, "એક પથરો વધ્યો." એવા ઉદ્ગાર, એવી ત્યાં રીત નથી. અમુક ઉમરે તો કન્યાનું લગ્ન કરવું જ જોઇએ એવો રીવાજ નથી એટલે કુંવારી દીકરી "સાપના

ભારા" જેવી લાગતી નથી. આનો અર્થ એમ નહિ કે પુત્રીના લગ્નથી માબાપને આનંદ નથી થતો. આનંદ થાય એ તો સ્વાભાવિક છે. પણ "હવે તો ઉકરડો થઈ, ગમે તેવા વર સાથે પરણાવી દો" એવા વિચાર પ્રવર્તતા નથી.

પશ્ચિમના જે સ્ત્રીવર્ગ ઉપર આપણે ખાસ તિરસ્કારની નજરથી જોઈએ છીએ તે ધંધો કરી કમાતી સ્ત્રીઓ. આપણે એમ માની બેઠા છીએ કે પુરુષોના પંજામાંથી છુટવા કે પોતાની મીલ્કત કરવાના સ્વાર્થી વિચારથી જ એ સ્ત્રીઓ કમાય છે. પણ ત્યાં ચાલતી મોંઘવારીને લીધે કેટલી બધી સ્ત્રીઓને ફરજીયાત કમાવું પડે છે તે આપણે લક્ષમાં લેતા નથી. વળી લડાઈ પછી પુરુષોની અછત થઈ ગઈ છે એટલે દરેક ધંધા માટે જોઈએ તેટલા પુરુષો મળતા નથી અને દરેક સ્ત્રીને પતિ મળતો નથી. એટલે સ્ત્રીઓ ધંધો ન કરે તો શું કરે? હાલ તો એવી સ્થિતિ આવી છે કે વિદ્યાભ્યાસ પુરો થાય કે તરત કન્યાને પણ યુવક માફક જ ધંધો શોધવો પડે છે. આ સ્થિતિ ઈષ્ટ તો નથી જ. પણ જે પરિસ્થિતિ છે તેને અનુકુળ થવા માટે સ્ત્રીઓએ જે મહાન પ્રયોગ આરંભ્યો છે તે માટે તેમને ધન્યવાદ આપ્યા વિના કેમ ચાલે? પુરુષો યુદ્ધમાં ગયા ત્યારે તો પુરુષે કરવાનાં એકેએક કામ સ્ત્રીઓએ ઉપાડી લીધાં હતાં. દેશનું કોઈ પણ કામ એવું ન હતું કે જે પુરુષોની ગેરહાજરીને લીધે બંધ પડયું હોય. આવી સમર્થ સ્ત્રીઓ તરફ માનની દૃષ્ટિએ જોવાને બદલે આપણે તિરસ્કાર બતાવીએ છીએ! ધારો કે આપણા દેશમાં સમસ્ત પુરુષ જાતિને યુદ્ધમાં જવાનો પ્રસંગ આવે તો આપણી અશક્ત નિર્બળ જેવી સ્ત્રીઓ શું કરી શકે?

પાશ્ચાત્ય ગૃહજીવનનું બધું જ કામ ઘડીયાળના કાંટા પેઠે ચાલે છે. દરરોજ ઘડીયાળમાં અલાર્મ મુકી વખતસર ઉઠવાનું. જમવાનું પણ દરરોજ અમુક કલાકે જ થાય. અને તે વખતે બધાંએ હાજર રહેવું જ જોઈએ. સ્ત્રીઓ દરેક કામ પદ્ધતિસર અને વખતસર કરે એટલે ઘણું કામ છતાં એમને નવરાશ મળે જ. અઠવાડીઆમાં લુગડાં ધોવાનો અમુક દિવસ, અસ્ત્રી કરવાનો અમુક દિવસ, એમ ઠરાવેલું હોય છે અને ગમે તેમ થાય પણ એમાં ફેર પડતો નથી. આપણા

વરઘોડા નક્કી કરેલા વખત કરતાં એ કલાક મોડા ચડે, એવું પાશ્ચાત્ય જીવનમાં કોઈ પણ કામમાં ચાલી શકે જ નહિ.

કૌટુંબિક જીવનનો આનંદ એ શું છે તે હું તો ધારું છું કે પાશ્ચાત્ય વિભક્ત કુટુંબમાં વસનારાં જ જાણે છે. આપણાં સંયુક્ત કુટુંબોમાં સ્ત્રીઓ મોડી રાત સુધી કામમાંથી પરવારે જ નહિ. વળી જ્યાં પુરુષો બેઠા હોય ત્યાં સ્ત્રીઓથી જવાય જ નહિ. અને સ્ત્રીની હાજરી વગર કૌટુંબિક જીવનનો ખરો આનંદ મળી શકે જ નહિ. પાશ્ચાત્ય ગૃહજીવનને આપણે "ઢુંગાતુંગી"નું જીવન કહી વખોડી કાઢીએ છીએ. પણ એ માત્ર "ઢુંગાતુંગી"નું જીવન નથી. કુટુંબમાં બાળકો, કેટલાંક સગાં, મિત્રો તેમના બાળકો એ સર્વે એકઠાં થઈ કુટુંબનો આનંદ ભોગવે છે. બધાં છૂટાં રહેતાં હોય છતાં રાત્રે કામકાજથી પરવાર્યા પછી અથવા રવિવારે ભેગા થવાની કાંઈ મનાઈ નથી. અને એ પ્રમાણે ભેગા થઈ સંગીત કે કાંઈ રમતનો આનંદ બધા કરે તેવો આપણા વીસ પચ્ચીસ માણસના કુટુંબમાં કદિ પણ મળી શકતો જ નથી.

એમ પણ કહેવાય છે કે આપણું સંયુક્ત કુટુંબ આત્મભોગની ભાવના ઉપર રચાયું છે અને પાશ્ચાત્ય વિભક્ત કુટુંબ તો સ્વાર્થવૃત્તિ ઉપર રચાયું છે. પણ મારી માન્યતા પ્રમાણે તો કુટુંબજીવનનો પાયો જ આત્મભોગ છે. પછી તે સંયુક્ત કુટુંબ હોય કે વિભક્ત. સ્ત્રીપુરુષ અન્યોન્ય માટે કે પોતાનાં બાળકો માટે આત્મભોગ આપે તો જ કુટુંબજીવનનું નાવ ચાલી શકે. અને આમ પોતાનાં પ્રિય સ્વજન માટે મનુષ્યો ખુશીથી આત્મભોગ આપી શકે. પણ આપણાં સંયુક્ત કુટુંબોમાં તો ઘણીવાર સાતમી પેઢીનાં સગા માટે પણ આત્મભોગ આપવો પડે. આમ આત્મભોગ આપી આપીને જ આપણાં જીવન નિરુત્સાહી થઈ ગયાં છે. આત્મભોગ એ ઉમદા વસ્તુ છે પણ સાથે આત્માની ઉન્નતિ કરવી એ પણ બહુ જરૂરનું છે. વળી બળજબરીથી અપાતા આત્મભોગની કિંમત શી છે? એને "આત્મભોગ" ભાગ્યે જ કહી શકાય.

પતિવ્રતા સતીઓ માત્ર આપણા દેશમાં જ વસે છે એમ તો

આપણા નવાણું ટકા માણસો માને છે. પણ હું તો ધારું છું કે જનસ્વભાવ દરેક દેશમાં સરખો જ છે. પતિને માટે પ્રાણ અર્પણ કરનારી સ્ત્રીઓ માત્ર હિંદમાં જ થઇ નથી, દરેક દેશમાં થઈ ગઈ છે. પણ બીજા દેશોમાં એવી માન્યતા નથી કે હજારો વર્ષ ઉપર થઇ ગએલી સતીઓનાં નામ દરેક ભાષણ, દરેક લેખ, દરેક પુસ્તકમાં આવવાં જ જોઇએ. એથી આપણે અન્ય દેશોની સતીઓ વિષે ઘણું જાણતાં નથી. વળી સ્ત્રી પતિનું દાસત્વ સ્વીકારે એમાં જ સ્ત્રીનો કે પ્રજાનો મોક્ષ છે એમ પણ મનાતું નથી. તેથી સ્ત્રી આગળ તો માત્ર સતીનો જ આદર્શ મૂકાય—બીજો નહિ એમ ગણાતું નથી. તેથી જ સતીઓ વિષે કંટાળો આવે એટલી હદ સુધી ત્યાં સાંભળવામાં આવતું નથી. બાકી સતીત્વનો કે પતિવ્રતનો ઇજારો આપણા દેશે જ લીધો છે એમ નથી.

ગૃહજીવનનું મૂળ તે લગ્નની સંસ્થા. પાશ્ચાત્ય લગ્નની સંસ્થાને વખોડી કાઢી આપણે આપણા લગ્નના આદર્શોનાં ગુણગાન કરવા મંડી જઇએ છીએ. પણ અત્યારે આપણો લગ્નનો આદર્શ શો છે ? ધામધૂમ, વરઘોડા, જમણવાર, આતશબાજી, રંગરાગ એજ. કોના વરઘોડામાં સાજન વધારે મોટું હતું, કોના સામૈયા વધારે અને શોભીતા હતા, કોને ત્યાં જમણમાં વધારે વાનીઓ હતી એ બધી ચડસાચડસી એજ આપણું ધ્યેય થઇ પડ્યું છે. વર કેવો છે એ તો બહુ ગૌણ બાબત ગણાય છે. પાશ્ચાત્ય લગ્નનો આદર્શ સ્નેહ લગ્ન છે. અલબત્ત ત્યાં પણ પસંદગીમાં ભૂલો તો થતી જ હશે અને કેટલાંક જોડાં દુઃખી થતાં હશે. પણ એકંદરે સ્નેહલગ્નનો આદર્શ ધામધૂમના આદર્શ કરતાં ઉંચો છે જ.

પશ્ચિમના ગૃહજીવન ઉપર જો કોઇ મોટું કલંક હોય તો તે લગ્નભંગ-છુટાછેડા. ( divorce ) છે. અલબત્ત એની સ્થિતિ આપણે અહિં બેઠાં બેઠાં કલ્પીએ છીએ તેવી ખરાબ તો નથી જ. પણ તોએ પશ્ચિમના બીજી રીતે ઉજ્જવલ ગૃહજીવન ઉપર એ એક મોટું લાંછન છે. પાશ્ચાત્ય લોકોને અને ખાસ કરીને સ્ત્રીઓને લાગવા માંડ્યું છે કે લગ્નભંગને હાલ જે ફેશનેબલ રૂપ મળ્યું છે તે દૂર થવું જ

જોઇએ. કોઈ દંપતીને એક બીજા સાથે જીવનનાવ ચલાવવાનું અશક્ય લાગે તો તેઓ કાયદાનો આશ્રય લઈ છુટાં પડે એ એક જુદી વાત છે. પણ કોર્ટમાં તે કેસ ચાલતી વખતે માત્ર કુતૂહલ ખાતર જ લોકોની ઠઠ જામે, વર્તમાનપત્રોમાં તેનાં લાંબાં લાંબાં વર્ણનો છપાય અને દુનિયા તે રસથી વાંચે એ સર્વ અનિષ્ટ છે. ઘણાં દંપતી આ ફજેતીથી ડરીને જ અત્યંત પ્રતિકૂલ કે દુઃખી સંયોગોમાં પણ જીવન નિભાવી રહે છે. પાશ્ચાત્ય સ્ત્રીઓ એટલી શક્તિમાન છે અને મારી ખાત્રી છે કે થોડા વખતમાં એવો કાયદો થશે કે લગ્નભંગના બધા કેસો ન્યાયાધીશની ખાનગી ઓફિસમાં ચલાવવા.

આ પ્રમાણે મેં યથામતિ પૂર્વ અને પશ્ચિમના ગૃહજીવનનું સામ્ય નહિ પણ ઘણે ભાગે જુદાપણું આપ સર્વ સમક્ષ રજુ કર્યું છે. યુવકો એના ઉપર વિચાર કરી આપણું ગૃહજીવન ઉન્નત કરવા યત્ન કરશે એમ આશા રાખું છું.

સરોજિની મહેતા

ઇતિહાસનો થોડો પણ અભ્યાસ કરતાં માલમ પડે છે કે એક જમાનામાં જે રીત કુદરતી લાગે છે તે બીજા જમાનામાં ભયંકર લાગે છે. પહેલાંના યુગની રૂઢિનો વારસો આપણને મળે તેમાં આપણો દોષ નથી. પણ તે વિષે પાપ જણાયા પછી તેને નબળાઇથી કે નાહિંમતથી એમ ને એમ રહેવા દેવી એ મને અસહ્ય લાગે છે.

ઇન્દુલાલ યાજ્ઞિક

# જીવનમય ચુંદડી

ઝીણી ઝીણી વીતકની વાત સુણો રસસુંદરી;
મારી ઢળતી ચોખલિયા ભાત જીવનમય ચુંદડી.

જાગે નિત્ય ઉષા પુરપ્રાણુ રમે નભકુંવરી;
છાએ કુંકુમે પૃથ્વીના મ્હાણુ જીવનમય ચુંદડી.

શાણી ખમતી સુરજસંતાપ શરદ વનવેલડી;
ઢાંકે છેલ્લે સુમનપરાગ જીવનમય ચુંદડી.

વેરે અમૃતરસ, ઉલ્લાસ આતુરચિત્ત ચંદની;
ઝીલે સૃષ્ટિના સુંદર રાસ જીવનમય ચુંદડી.

ધીરી ધીરી સંકેલી હેત સંધ્યાની સાહેલડી;
દેતી શાશ્વતના સંકેત જીવનમય ચુંદડી.

ઝીણી ઝીણી જગતની વાત જુઓ રસસુંદરી;
મારી ઉડતી તારલીઆ ભાત જીવનમય ચુંદડી.

દેશળજી પરમાર

# ભાભી

વેકેશન પૂરી થઈ. કાલે સવારમાં મુંબાઇ જવાનું હોવાથી મેં સામાન બાંધવા માંડ્યો. એકનના નિબંધો, રોમીઓ ને જુલીએટ, રોમનો ઈતિહાસ, શાકુંતલ, હિંદનું રાજકીય બંધારણ વગેરે ગોખી ગોખીને પુસ્તકો એકઠાં કરવા માડ્યાં; બ્રશ, કાંસકી, ટૂથપાઉડર એમાં કર્યાં: કોલર, ટાઈ, પીન, શર્ટ વગેરેનો ઢગ માર્યો; ત્યાં મારી ભાભી હસમુખ આવી પહોંચી. શેત્રંજી પર બેસતાં એ બોલી: "લાવો દિયરજી, બાંધવા લાગું."

"તમને નહીં ફાવે. અંગ્રેજી ચોપડીઓમાંથી એકાદ ભૂલી જઈએ તો પંચાત;" મેં કહ્યું.

"હા ભાઇ! અમે અભણ રહ્યાં. પણ તમે હવે ક્યારે પરણો છો? પરણો તો આવા કામમાં મદદ કરનારી તો મળી રહે."

"જો પાછી મશ્કરી!"

"ના મશ્કરી નથી કરતી. હવે તમારે પરણવું જ જોઇએ. બા બાપા રોજ ફીકર કર્યા કરે છે."

"કોઇ શોધી મૂકી છે, ભાભી?"

"અમારી શોધેલી અમારા જેવી હોય."

"તે ભાભી, તમે કાંઇ ખોટાં છો? તમારા જેવી મળે તેનાં ધન્ય ભાગ્ય," એમ બોલી મેં નિસાસો નાખ્યો.

હસમુખ ખરેખર અમારા ઘરની લક્ષ્મી હતી. બહુ રૂપાળી નહોતી, ઝાઝું ભણી નહોતી, ગરીબ ઘરની હતી; પરંતુ એનામાં જે અનેક ગુણ હતા, તેની ગણના પણ ન કરી શકાય. સદા હસમુખને મેં કદી ગંભીર કે ગુસ્સે જોઈ નહોતી. સાલસ મરતાને મેર ન કહે એવી એ દરેક ઉપર સરખો ઉમળકો બતાવતી. મારું તારું ન જાણનાર એ ઘરનાં સૌ ઉપર સરખું વહાલ રાખતી. સંગીતશાળામાં ગઈ નહોતી, છતાં કોમળમાં કોમળ કંઠે મધુરમાં મધુર ગાઈ શકતી. સાદામાં સાદી વાનીને સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ કેમ બનાવવી એ કળા તો એનીજ. ભરવું, ગુંથવું, સીવવું એ એને મન રમત. આવા આવા ભાભીના ગુણનો વિચાર હું કરતો હતો. તેમાં વિક્ષેપ પાડી હસમુખ બોલી: " તમારા ભાઈની અદેખાઈ આવે છે ? તમે પણ ક્યાં ઓછા છો ? પેલી તરલા—શું—ભળ્યું મને તો બોલતાએ આવડતું નથી—તરલિકાની તમે વાત કરતા હતા, તેનું પછી શું થયું ? "

" ભાભી ! મેં એની સાથે કાંઇ ચોક્કસ વાત કરી જોઈ નથી. પણ તે હા પાડે તોય બા બાપા ઓછા હા પાડવાના છે ? "

" દિયરજી ! તેની તમારે કાંઈ પંચાત છે ? તમે પરણવાનું નક્કી કરો; પછી પરણાવવાનું મારા હાથમા. હાં, પણ ભાઇ, તમે કાલે જશો; પરંતુ તમારે જલદી પાછાં આવવું પડશે. "

" શા માટે ? "

" મારા ભાઇનું લગન છે, તે મારે પીયેર તમારે આવવું જ પડશે."

" ભાભી, ટર્મની અધવચમા અવાય ? "

" અવાય કે ન અવાય એ તમે જાણો. મેં મારે કહી દીધું. મારો એકનો એક ભાઇ, તમે એકના એક દિયેર. બોલો આવશો કે નહીં ?"

વહાલસોઈ ભાભીને કોઇનાથી ના પડાઈ છે કે હું ના પાડી શકું ? મેં કહ્યું:" ભાભી જેવી તમારી મરજી. પણ બહુ દિવસ રોકશો નહીં. "

મારા જવાબની રાહ જોયા વિના જેવી ત્રાજુતાથી આવી હતી તેવી " નાનો દિયેરિયો લાડકો, કાંઈ મેદી લાવે વાડકો " એ ગાતી ગાતી તે ચાલી ગઇ. કાંઇવાર સુધી એ ચરણના રણકારા મારા કાનમાં ગુંજી રહ્યા.

## ૨

મુંબાઈ આવ્યા પછી મેં મારો વખત લેસન કરતાં તરલિકા પાછળ વધારે ગુમાવવા માંડયો. એ ને હું ત્રણ વર્ષથી કોલેજમાં સાથે હતાં. દરેક પરીક્ષામાં એ પહેલી ને હું બીજો, એવો અમારો અભ્યાસ હતો. કેટલીક વાર અમે સાથે વાંચતાં, ને કેટલીક વાર સાથે ટેનિસ રમતાં. ભાભી સાથેની વાતચીત હવે મારા મનમાં રમી રહી. તરલિકા વિષે મેં ભાભીને ઘણીવાર વાત કહેલીઃ તેની તારીફ કરેલીઃ ભાભી ચીડવે ત્યારે કહું, કે મારે કોઈ ઠીક તમારા જેવું વળગાડવું નથી પણ મારે તો તરલિકા જેવી કોઇ જોઇએ. એ તરલિકા સાથે હવે મારો પ્રસંગ વધવા માંડયો હતો, ને સ્વર્ગ હાથ-વેંતમાં જણાતું હતું.

વનસ્પતિવિદ્યા ને પ્રાણીવિદ્યા એ અમારા મરજીઆત વિષય હતા. એક દિવસ કોલેજના બાગમાં અમે બે જૂદી જૂદી વનસ્પતિઓની ખાસીઅનો જોતાં હતાં. સૂરજ આથમવાની તૈયારી કરતો હતો. તેનો સોનેરી પ્રકાશ તરલિકા પર પડયો હતોઃ એનું માથું ઉઘડી ગયું હતું, ને વાળની લટો પવનની લહરિઓ સાથે સાતતાળી રમી રહી હતી. એનું મોહક મુખડું વધારે મોહક બની રહ્યું. મેં સંયમ ખોયો, ને કહ્યુંઃ " તરલિકા—? "

" શું છે ? કહો, કેમ અટકી ગયા ? "

" ના તું—તમે ગુસ્સે થશો, નહીં બોલું. "

" આ નાટક શું કામ કરો છો ? બોલો. "

" તરલિકા, હું તને ચાહું છું. "

આ શબ્દો મારા મોંમાં જ રહ્યા. એ એટલી બધી ગુસ્સે થઈ ગઈ, કે એના નાકનું ટેરવું ઉંચું ચઢયું, આંખો લાલ થઇ, દાન કચકચ્યા ને શરીર આખું ધ્રુજી ઉઠયું. ક્રોધથી કંપતા સ્વરે તેણે મને ઉધડો લીધોઃ " મિસ્ટર, આજે તો બોલ્યા તે બોલ્યા, પણ ફરીવાર જો આવો શબ્દ કાઢયો, તો તમે તમારી વાત જાણ્યા. જરાક સાથે વાંચ્યું, સાથે બોલ્યાં કે રમ્યાં, એટલે જાણે પરણી ચૂક્યાં. આપણા લોક કેટલા જંગલી છે ? અને મારી સાથે પરણવાની તમારી શી

તાકાત ? તમે કોણ ને હું કોણ ? તમે ગામડીઆ, હું શહેરી: તમે ગરીબ, હું ધનવાન: તમે બીજે નંબર, હું પહેલે નંબર: તમે હોઃ, હું—"

"બસ કર તરલિકા, હું આગળ સાંભળવા ઇચ્છતો નથી;" કહી હું ઉઠયો. એણે રૂમાલ કાઢી મોં લુછ્યું. ત્યાં પાઉડરના લપરકા એના ગાલ ઉપર થઇ રહ્યા. સૂરજ આથમી ગયો હતો: સોનેરી પ્રકાશની જગાએ સફેદ પાઉડરમાં ચામડીની ઘઉંવર્ણી ભાત પડી હતી. પવન બંધ પડ્યો હતો: ઉડતી લટો કાન ઉપર ચોટી જતા પાઉડરને ખેરવી રહી હતી. એની એ જ તરલિકા અત્યારે મને અળખામણી લાગી. માણસની મનની વૃત્તિમાં જ સુરૂપ અને કદ્રુપતા રહેલાં છે.

હું ઘેર પહોંચ્યો. મારું સમણું ભાંગીને ભૂકો થઈ ગયું હતું: એનો મને શોક કે નિરાશા નહોતી. માત્ર મને તરલિકાની તોછડાઈ અને આપવડાઈ, ગર્વ અને ક્રોધ યાદ આવ્યાં કરતાં હતાં. એની એ જ વાત તે સહેલાઇથી કહી શકી હોત. આ કેવી કેળવણી ! ક્યાં તરલિકા ને ક્યાં હસમુખ ! ભાભી યાદ આવી. એ પુણ્ય સ્મરણની સાથે જ મારી ગ્લાનિનો નાશ થયો; મેં રૂમમાં આંટા મારવા માંડ્યા, ત્યાં ટપાલીએ નાખેલા કાગળ ઉપર મારી દૃષ્ટિ પડી. ત્રણ કાગળ હતા: ભાભીનો, ભાઇનો અને ભાભીના બાપ તરફની કંકોત્રી. ભાભીએ એકાદ દિવસ વ્હેલો આવવા સૂચના કરી હતી.

૩

ભાભીનું પીયેર રામપુર હતું. સુધરેલા સ્ટેશનથી વીસેક માઇલ દૂર વિકટ પગરસ્તે થઈને ત્યાં પહોંચવાનું હતું. ગાડાં, બળદ ગાડી કે ઘોડાનો ઉપયોગ માત્ર થઇ શકે. હું ત્યાં જઈ પહોંચ્યો. ભાભીનાં પીયેરીઆં અડધાં અડધાં થઈ ગયાં. લગ્નની ધામધુમ અને ધ્રિમામાં વખત જવા લાગ્યો.

ગરમી સખત હતી. નહાવા માટે ઠંડું પાણી શોધવાનું મન થયું. હું તળાવ પહોંચ્યો. બપોરનો વખત હતો. તળાવ ઉપર ખાસ માણસ નહોતાં. મારેથી થોડે દૂર એક છોકરી લુગડાં ધોતી હતી; તેણે કાછડો

મુગ્ધે ! ત્હારૂં લાવણ્યમય મુખ જોઇ શા દોડે છે આ મેઘદૂતો. શૃંગારપૂર્ણ ત્હારી આંખલડીમાં આંજેલા કજ્જલ-ભીનાં પ્રેમાશ્રુ તું શાને સારે છે ? ત્હારા વદનનું જોમ, ત્હારા નયનનો ચમકારો, ત્હારી અધરની ગર્જના પછી ત્હેં વૃષ્ટિની અમી વરસાવી મ્હને રસભીનો કર્યો છે. ત્હને ચપળાની અદેખાઈ આવે છે રમા ! દિલાવર દિલમાં યે વસતી હશે શું ઇર્ષા, પ્રેમીઓનેય દાહતી ?

∴ ∴ ∴

ચંચલે ! ત્હારી અનિત્યતા ઉપર આમ અશ્રુ સારે છે ? સ્નેહ-ભીની આંખલડી કાલને જોઇ ગભરાય છે શું ? તો સ્વીકારજે પ્રેમ-પૂર્ણનયનોથી કાલને ય ત્હારા સ્નેહપિયૂષનું પાન કરાવી અમર બનાવતી. જગત આખુંય અનિત્ય છે: છતાં નહિ સુકાય પ્રિયે ! ત્હારી પ્રેમસરિતાના રસપ્રવાહ નહિ સુકાય.

∴

“મહાસાગર”

૩

દેવી ! આશાના ઉલ્લાસમાં મૃગજળનાં પાન કરવા દોડ્યો.

રસિકે ! રસઝરણાં પ્રાપ્ત થતા પાન કરતાં પણ અવધ પૂર્ણ થવા આવી છતાં હું ન થાક્યો.

ચંચલે ! પ્રકૃતિને ભજતા પુરુષને પ્રકૃતિની એક્યતાનો આરો આવ્યો : પણ ભૂલ્યા આપણે બન્નેય.

પ્રિયે ! અનન્તતામાં મહાસાગરના આછાઘેરા પડઘા સંભળાય છે. ઓ ! અને આ મોટું મોજું આપણને ઉભયને સમેટી લઈ મહાસાગરમાં ઉછાળે છે.

∴

# "ન"

૪

પ્રિયે! મુજ સહગામિની! સંસાર યાત્રાની અનેક પુણ્યમુહૂર્તો મ્હેં ત્હારી સાથે વિતાવી છે.

સાન્દર્ય વિહીન છતાં ત્હેં મ્હારી ચાહના મેળવી છે.

નિ:રસ છતાં ત્હારાં અલૌકિક રસઝરણામાં મ્હને ત્હેં તરબોળ કર્યો છે. સ્યામ છતાં મુશ્કેલીના સમયે પુણ્ય દિપકની ગરજ સારી મ્હારા માર્ગનું ત્હેં નિદર્શન કરાવ્યું છે.

મ્હારા સહવાસ સારૂ ત્હારે ઘણીયે તપશ્ચર્યાઓ આદરવી પડી છે. બલરામનાં આયુધનો પ્રહાર ને પ્રજાપતિના મૃદ્પાત્રની શય્યાં, ટાઢને તાપનાં ઢાંકણુ ત્હેં સહ્યા છે. ત્હારી કદર કરી મ્હેં તને ઉચ્ચસ્થાન આપ્યું છે.

ત્હારા ઉપભોગમાં તલ્લિન બની ત્હારા વપુના પરિમલથી મ્હારૂં હૃદયં ઉલ્લાસે ને ત્હને નિરખવા વદન વિકસે તો લોકો ત્હેની અવગણના કરે એટલો આત્મભોગ મ્હારી પાસેથી વગર યાચનાએ ત્હેં પ્રાપ્ત કર્યો છે.

શ્યામ છતાં ત્હારે વસવા માટે રૂપેરી આવાસ મ્હેં સર્જ્યા છે.

આટઆટલાં માન છતાંએ ત્હને સ્વતંત્રતા નથી આપી શકતો એટલી લાચારી! ઓ તપખીર!!!

નૂતનવર્ષ ૧૯૮૪ }



# ઊંચાં અમારાં ઊડવાં

યશવંત પંડયા

અંક ૧ દૃશ્ય ૧

[ અગાસી પાસેના ઓરડામાં સુરભિ, તરલા, પ્રબુદ્ધ ને રત્નાકર બેઠાં છે. ફરતા પતંગોના ઢગ છે. સુરભિ કાગળ પાડે છે, તરલા દોરના કટકા કાઢે છે, પ્રબુદ્ધ કીન્ના બાંધે છે, રત્નાકર-આમ તૈયાર થતી પતંગોને વ્યવસ્થિત ચોકડીમાં ગોઠવે છે-ક્વચિત પતંગ કાઢવી નીકળે તો એને સાંધવાની સેવા બજાવે છે. ]

ર: ( એક ઉમદા અડધિયાનો ઢઢ્ઢો ભાંગી જતાં ) હવે પહેલાંના જેવી પતંગો આવતી જ નથી.

પ્ર: હા, હવે અગાઉ જેવાં માણસો પણ ક્યાં થાય છે? દહાડે દહાડે દુનિયા બગડતી ચાલી છે!

ર: મારું કહેવું તમને ખોટું લાગે છે? લડાઈ પહેલાં જે ચોકખા કાગળ આવતા ને અત્યારે જે સડેલા કાગળ આવે છે એમાં તમને કશો ફરક નથી જણાતો? અમારા ગામમાં ત્રણ વર્ષ અગાઉ એક બુઢ્ઢો સુલેમાન જીવતો હતો એ એવા પતંગ બનાવતો કે એક પતંગ આખો દિવસ પસાર થાય!

પ્ર: પણ એ તો દોરની ખુબી કહેવાય ને?

[ તરલા હસે છે: સુરભિ ચીડાય છે; ]

ર: ( વિચારમાં નીચું જોઈ ) ઠી...ક, ન માનવું હોય તો ન માનો.

ત: રત્નાકરભાઈ, તમે સાચું બોલતા હશો એની ના નહિં. પણ બધે સાચું બોલવાની જરૂર નથી હોતી.

[ રત્નાકર વધુ વિચારમાં પડે છે. ]

સુ: હેં, ભાભી? બોલતા બીતાં નથી? પ્રબુદ્ધભાઈ, કેટલે લગી તમે આમને માથે ચડાવવાના છો?.

પ્ર: ( શાન્ત હાસ્યથી ) બિચારી જૂઠું બોલે છે?

સુ: ત્યારે?

ત: ( વચ્ચે પડી ) બહેનબા, હું બને તેટલું સાચું બોલું છું. પતંગો હવે પહેલાં જેવી નહિં આવતી હોય એ કહેવું ખરું હશે; પણ એ ઢઢ્ઢો તૂટે ત્યારે જ બોલવાની શી મતલબ?—વળી વિગ્રહ આગમચ પૃથ્વી કેવી હતી એ ચર્ચવાનું અત્યારે કાંઈ પ્રયોજન?—અને સારી પતંગો બનાવવાનો બુઢ્ઢા સુલેમાને કાંઈ ઈજારો રાખ્યો હતો કે કોઈ જુવાન અબદુલ પોતાનો હાથ જ ન અજમાવે?

[ પ્રબુદ્ધ લહેર પામે છે: રત્નાકર અસ્વસ્થ બને છે. ]

સુ: પ્રબુદ્ધ, ભાઈ, બીજું કશું ન આવડયું તે બાઈસાહેબાને આવું ભણાવ્યું?—વકિલ બનાવવાનો વિચાર તો નથી રાખ્યો ને?

પ્ર: ( અકળાઈથી ) એ વાત વળી ક્યાં આવી ? તારા અને રત્નાકરમાં ફેર ક્યાં છે ?

સુ: એટલે ?

[ રત્નાકર નજર માંડે છે. ]

પ્ર: એટલું કે તમે બન્ને સરખી ઠેકાણા વગરની વાતો કરો છો.

સુ: અને તમે બેઉ તો ડહાપણનો દરિયો ઉલેચતાં હશો !

[ તરલા ને પ્રબુદ્ધ સાથે હસી પડે છે. રત્નાકર અગાસીમાં જાય છે. ]

પ્ર: સુરભિ, આમ આકળી શું થઈ જાય છે ? બે ઘડી મજા માણવામાં આપણું શું જાય છે ?

ત: ( કાલી આંખે ) સુરભિબહેન, એટલું પણ નથી સમજતાં ?

સુ: ( આડાં આંસુ ધરી ) ભાભી, તમે તો બોલશો જ મા. મારો ભાઈ ગમે તે બોલે એ ચાલે. રત્નાકર એનો ભાઈબંધ હશે. પણ એમા આપણે શું ? પ્રબુદ્ધ સાથે તમે પણ ટાપસી પુરાવો એ મને ઠીક નથી લાગતું.

પ્ર: ( જરા ગંભીર બની ) સુરભિ, તારી વાત સાચી છે. પણ રત્નાકર ખોટું લગાડે એવો માણસ નથી. મને એનો અનુભવ છે.

[ તરલા ઓરડામાં આવે છે. ]

સુ: પ્રબુદ્ધ, કેવી છોકરાં જેવી દલીલ કરો છો ?—ગધેડું ના ન પાડે એટલે કુંભારે એને ડફણાં માર્યા જ કરવાં, કેમ ?—રત્નાકર અગાસીમાં અમસ્થા ચાલ્યા ગયા હશે, ખરું ?

[ પ્રબુદ્ધ અનુત્તર રહે છે એટલે તરલાની લોરા વધી જાય છે. ]

સુ: (ઉભી થતી) બોલાવી લાવું. (મનહરને) એ ઓછું દુઃખ છે કે તમારા દોસ્તને મારે મનાવવા જવું?

[સુરભિ જાય છે.]

ત: (એ હાર નેતી, મનમાં) પણ તમને એ ધર્મસંકટમાં ઉતાર્યાં છે કોણે?

મ: (દિલગીર થઈ) આટલા વર્ષે પણ સુરભિ છોકરું જ રહી!

ત: કહોન કહો પણ એમનું એક કહેવું સાચું હતું. રત્નાકર ભાઇને ઓળખ્યા વગર એમની મશ્કરી કરવી એ મારા માટે ખરાબ તો ખરું જ.

મ: ના, ના, હવે. અણઓળખતાંની મશ્કરીમાં જે લિજ્જત છે તે કંઇ ઓર છે. આપણે કરતા હોઇએ ગમ્મત, સામો માણસ સમજે બધું ગંભીરઃ આ ગેરસમજની મીઠાશ અનુપમ છે!

ત: પણ એમને ઓળખાવો તો ખરા.

મ: (રોફ દબાવી) છે. ભલો છે, હોશિયાર છે.

ત: (કંઇક અતડાવી) પણ કોણ?

મ: (ઠંડકથી) રત્નાકર. આઠ મહિનાથી સાથે ભણે છે તો પણ સ્વભાવે સરળ છે. નાતિલો છે છતાં કેટલું કહ્યું ત્યારે અહિં આવવા કબુલ કર્યું!

ત: નહિંતર શું કરત? ક્યાં જવાના હતા?

મ: જાય ક્યાં? હોસ્ટેલની કોટડીમાં, ચોપડીઓની ગોદમાં આદમી બફાયા કરતો હોત!

ત: (પ્રસંશાથી) ત્યારે તો તમે સારું કર્યું.

મ: (અરધું મનમાં) હા; મેં એને મુકાસર આણ્યો છે.

[ સુરભિ ને રત્નાકર આવે છે. ]

ત: કેમ; સુરભિબહેન, પતંગ ચગવા લાગ્યા કે કેમ?

સુ: (હમીર જમરાઈ) શી ખબર? એક, બે ચડ્યા હશે.

ર: (ખાત્રીથી) ના. હજુ તો વાદળ સાફ છે.

પ્ર: તો આપણા શુભ હસ્તે શરૂઆત કરીએ.

[ સૌ થોડું થોડું હસે છે. ]

પ્ર: (એક હાથમાં ફીરકી ને બીજામાં પાંચસાત પતંગ હલાવી) ચાલ ત્યારે તરૂ. મને તો ઉપર છાપરા વિના નહિ ફાવે.

[ સુરભિ ને રત્નાકર અવાકજેવાં બની જાય છે. તરલા ને પ્રબુદ્ધ રસ્તે પડે છે. ]

પ્ર: (જારણા વૃક્ષ્ય અટકી) રત્નાકર, તમને કેમ ફાવશે? અગાસી વધુ ઠીક પડશે. સુરભિ, તું એમની સાથે રહે. અમે એમને ખોટું લગાડ્યું: તું હવે સારૂં લગાડજે!

[ સુરભિ કે રત્નાકર કાંઈ પે ઉત્તર વાળે એ પહેલાં તો તરલા ને પ્રબુદ્ધ દષ્ટિદૂર થયાં હોય છે. ]

સુ: (બીજુ ન સુઝતાં) જોયું? સૌ સ્વાર્થના સગાં છે.

ર: (દહેશતથી, મનમાં) પ્રબુદ્ધ ચક્રમ માફક કેમ વર્તે છે? આભરૂની ઉજાણી કરવા મને અહીં ખેંચી લાવ્યો.ને?

સુ: (નરી નિરાંવતાથી) રત્નાકરભાઈ, મુંઝાવું શું કામ? સ્ત્રી ને પુરૂષ વરવહુ હોય તો જ સાથે પતંગ ઉડાડી શકે એવો ક્યાં કોઈનો કાયદો છે? તમે ને હું ભાઈબહેન માફક એ રમી શકીશું. તમે પતંગ ચગાવજો: હું ફીરકી ઝાલીશ. ચાલો.

[ રસ્તો દોરતી હોય તેમ આગળ સુરભિ ને પાછળ રત્નાકર એકતી સામગ્રી સાથે અગાસી ભણી ઉપડે છે.]

સુ: (અગાસીમાં દાખલ થતાં, અવાજ ઓછો કરી) હા; પ્રબુદ્ધ જેવા સગા ભાઇ કરતાં......

[ વાતાવળે સાદે વાતોએ ચડેલાં તરલા ને પ્રબુદ્ધને સાંભળતાં સુરભિ આટલેથી અટકી જાય છે.

જગા એવી છે કે જ્યાંથી તરલા ને પ્રબુદ્ધ, સુરભિ ને રત્નાકરને જોઇ ન શકે. પણ નશીબજોગે સુરભિના હાથમાંથી ફીરકી પડી જાય છે. આ કર્કશ અવાજથી દંપતી સાવધાન બને છે. ]

પ્ર: (રત્નાકર કદાચ કંઇક સાંભળી ગયો હોય તો તે ભૂલાવવા, નેપથ્ય) રત્નાકર, મારાપર મહેરબાની રાખજે. અંદર અંદર લડી મરવામાં સાર શો? (હસવાના ડોળ પછી) જો ને; હિંદુસ્થાનને સ્વરાજ્ય ન મળવાનું કારણ તો એ જ છે ને?—કે રામરહેમાનના પેચ સદા ખાતે લડતા જ ચાલે છે!

સુ: (રત્નાકર અનુત્તર રહે છે એટલે) ને તમે એકબીજાં પણ સંપીને રહેજો. નહિંતર ઘરનું રાજ્ય અસ્તવ્યસ્ત થઇ જશે!

[ આપમેળે શાન્તિ પથરાય છે. રત્નાકરની મુંઝવણનો પાર નથી. ]

સુ: કેમ; પાવલાથી પહેલ કરીશું ને?

[ રત્નાકરના મૌનને સંમતિ સમજી સુરભિ એક પાવલો બાંધે છે ને રત્નાકરના હાથમાં મૂકે છે. થોડી વારે રત્નાકર મેદાને પડે છે. પતંગને પવનમાં લાવવા ખાતર દોર જવા દેવાનો રત્નાકર વિચાર ચલાવે છે ત્યાં તો પાછળની કોઇ હાથ આગળથી એને સાફ કરે છે. ]

ર: (દોર હાથમાંથી જવા દેતાં) લ્યો; ગયું?

સુ: (ફીરકી વીંટતાં) એમાં શું? પાવલો ગયો તો અડધિયાનો ઉપયોગ કરીએ. જલ્દી પવનમાં આવશે. (મધુરતાથી) કહેવત છે ને કે હાર્યો જુગારી બમણું રમે?

[ રત્નાકરના દિલમાં આનંદ આવે છે. ]

તઃ પછી સુરભિબ્હેન કહે કે વરસમાં આવો ગોળ ચાખવાનો એક દિવસ તો હોવો જ જોઇએ.

પ્રઃ હું પણ કહું છું.

તઃ (ગુસ્સો કરી) પણ પછી રત્નાકરે જે કહ્યું એ તમારાથી કહેવાવાનું હતું?– કે વરસમાં નહિ તો જીંદગીમાં તો એક વખત એવો આવવો જ જોઇએ! આનો અર્થ શું?

પ્રઃ કંઇ નહિ. બે સરખે સરખાં જોગાં મળે ત્યાં એકમેકની મશ્કરી ચાલ્યા વિના રહે?

[તરલા પ્રબુદ્ધ સામું ઘણી વાર ત્યેયા કરે છે. પણ કશી ગમ નથી પડતી.]

તઃ પછી એઓ એવું હસ્યાં કે સહેજે હું અંદર જઈ ચડી. અને રૂપાળીએ જે કહ્યું હતુ એ મેં મારી જાતે જોયું!

પ્રઃ (આંખો બગાડી) તરૂ, મશ્કરી પછી તો સૌ હસે: હસે ને મીઠી નજરે સામસામું જરૂર જૂએ!

તઃ (દીન નિવેદન જેમ) અને પાછળથી એમણે મારા માથે શી શી વીતાડી?–મેં માત્ર એટલું કહ્યું કે આંગળીએ દોરી ઘસાય છે તો પારો ભાઘો. ત્યારે રત્નાકર કહે કે ખુશાથી: ઘાયલના ઘા અહિં રૂઝાય છે! (નિઃસહાય માફક) તમને સુરભિ બહેન માટે કશું લાગતું ન હોય તો તરલા વહુ માટે પણ........

પ્રઃ (હળવેથી પતંગ હાથમાં લઇ, ઉભા થતાં) ગાંઠીયા મા. ફીરકી લે. આમ ભડકયા કરીશ તો તને ઉડવું કેમ ફાવશે?

[પ્રબુદ્ધ પતંગને ઉપાડે છે. તરલાને ચૂપ રહ્યા વિના ચાલે એમ નથી.]

ॐ

અંક ૧ — ચિત્ર ૩

ર: (પતંગ કપાતાં) ત્યારે હવે તમારો હાથ અજમાવો.

[ સુરભિ નકામી સંશય પામે છે.]

ર: (સહૃદય) હું સાચું કહું છું, બહેન. સવારમાં મને યાદ કેમ ન આવ્યું; એ જ સવાલ છે. બપોર આખ્ખાં બેસી રહ્યાં! હવે છેલ્લાં છેલ્લાં તો રમત ખેલી લો! (નવાસવા પ્રોફેસરની ઢબમાં) પતંગ જ એક એવી રમત છે કે જેમાં બને તેટલાં સ્ત્રીપુરુષ તદ્દન સરળતાથી ભાગ લઈ શકે! વરસ વીતે ને ગૃહલક્ષ્મીએ પોતાના મકાનનું માળિયું ન જોયું હોય એમાં નવાઇ નથી: પણ આજ છાપરૂં ન સંભાળે એ અસંભવિત છે. જૂઓ ને; આખું આકાશ પતંગમય થઇ ગયું છે! એમાં તમારૂં નામ ન નોંધાય એ કેમ ચાલે?

સુ: (બહુજ ધીમે) ને... શીરકી...?

ર: (હોંશથી) હું શા ખંપનો છું? તમે સવારથી સેવા ઉઠાવી રહ્યાં છો તે શું મફતનાં જ?

[ સુરભિ ઉમંગભેર પતંગ ચગાવે છે. રત્નાકરને શીરકી સાથે જૂએ છે ત્યારે એને માટે એને પુષ્કળ માન વધે છે.]

ર: સાવધ રહેજો. પેચ માટે તમારે મહેનત નહિં કરવી પડે. લૂમખાં ને લૂમખાં ચાલ્યાં જાય છે!

સુ: (ગમ્મતથી) એકાદ લૂમખું ખેંચી લાવીશું?

ર: (ખુશ થઇ) જાઓ, જાઓ; હવે. ખાનદાન થઇ લૂંટના વિચાર શું કરો છો?

[ સુરભિ અનુગમાની આંખે જોઇ રહે છે.

ર: (સમજાવટથી) એમાં નેવું ટકા તો આપણો પતંગ લૂમખા ભેળો ભળે છે! ત્યારે એવા જોખમમાં શું કામ ઉતરવું?

[વધુ વાર્તાલાપ ચાલે એ પહેલાં તો સુરભિના ચહેરાપર દૂરની અટારીમાંથી કોઈ આયનાનું પ્રતિબિંબ પાડે છે. આંખો અંજાતાં સુરભિ ઝબકે છે.]

ર: (ધીરજ આપતો) વાંધો નહિં. પતંગ હોય ત્યાં પતંગિયાં પણ હોય. તમારી જ્યોતમાં બળી મરવાની એની મરજી હશે!— એથી એ મોક્ષની આશા રાખતો હશે!

[ત્યાં પાછળથી ચાલ્યો આવતા પેચમાં સુરભિના પતંગની કીન્ના ગંઠાય છે.]

સુ: (ગભરાતી હોય તેમ) શું કરીશું, રત્નાકર?—ખેંચી કાઢું?

ર: (ગુસ્સો બતાવી) બીજું શીખ્યાં જ નથી? (જોરથી) ઢીલ જવા દો. દોર જશે તો મારો જશે ને?

[સુરભિ ઢીલ જવા દે છે. ગાંઠ છૂટે છે. તેણે પતંગના પેચ ફક્કડ જાય છે. સુરભિના પગમાં જોર આવે છે.]

સુ: (ભાવથી) હવે ફીરકીમાં ફીરકી રહે તો મારો વાંક ન કાઢશો!

[સારા નશીબે પેલા બન્ને પતંગ કપાઈ છૂટે છે.]

સુ: (હરખાતે હૈયે) ચાલો; દોરી ઉતારી લઈએ:

[સુરભિ ઝડપ વાપરવા જાય એટલામાં પતંગ તૂટી જાય છે. હતાશ બની એ રત્નાકર સામું જુએ છે.]

ર: (આહ્લાદથી) શાબાશ, બ્હેન! લડાઈમાં પણ દરેક સીપાઈ એક એક શત્રુને મારે એટલે એની ફરજ અદા થઈ ગણાય છે. ત્યારે, તમે તો બબ્બેના પ્રાણ હર્યા છે!

[સુરભિનો આત્મા પ્રફુલ્લ્યો હોય એમ એક ઉંડો ઉંચો શ્વાસ એ લે છે. પછી—]

સુ: રત્નાકર, પતંગ જેવી ઉમદા લડતને કેટલાંક છોકરમત કેમ કહેતાં હશે ?

ર: એટલું એમનું અજ્ઞાન.

[ સુરભિ ખીંલતી જણાય છે. ]

ર: હા; કેટલાંક મખ્ખીચુસ એને ઉડાઉગીરી કહી વખોડે છે. કાગળમાં પૈસા શું નાંખવા; એ એમનો સવાલ છે. એની કરતાં પાક ન ખાઇએ; એ એમની દલીલ છે. આપણે એમને કેમ સમજાવવું કે જીંદગીમા પેટપૂજા ઉપરાંત બીજા વધુ ઉપયોગના વ્યવસાય હોય છે?

[ હસી, માથું નમાવી સુરભિ સંમતિ આપે છે. ]

ર: અને બ્હેન, ઉતરાણ ન હોત તો ઓળખીતાંને આમ આખો દિવસ સાથે રહેવાનું ક્યારે બનત? આજનો આ પ્રસંગ ન હોય તો વરસ આખરે પણ આપણે અત્યાર જેટલાં પાસે ન આવી શકીએ! ઓછો ફાયદો છે? સો રૂપિયા ખરચતા પણ........

સુ: (હસતી જતી) એમ. આંકડો ન મૂકો. મને એ પસંદ નથી (હસવી અટકી). એટલું અવશ્ય કે છેલ્લા પંદર વર્ષમા મેં આની ઉતરાણ જોઈ નહોતી!

[ રત્નાકરમાં પણ રંગ આવે છે. ]

ર: સુરભિ, મારે મન તો પતંગ એક અદ્દભુત ચીજ છે! સ્થિર રહે, ડગમગ થાય, ગીનાય, ગોથ ખાય: કેટલા બધા જાદુ એને આવડે છે? રસિકાના સાળુથી ય અધિકી એની જાતભાત હોય છે!

[ રત્નાકરની આ શબ્દધારાને સુરભિ ગાંડપણ જેવું સમજે છે. પણ એ વહેતી રહે એટલી એની અંતર ઇચ્છા છે. ]

ર: (આવેશમાં આવી) મારો તો આખી આલમને માત્ર એક પ્રશ્ન છે. દરેક વસ્તુનો આધાર છૂટે ત્યારે એ પૃથ્વી પ્રતિ આકર્ષાય છે. પતંગ એથી ઉંધું કેમ કરે છે?

સુ (ઉશ્કેરવાની આશાથી) તો એનો ઉત્તર આખી આશ્રમ તમને સર્વાનુમતે ઘડીને મોકલી આપશે

ર (શાંતિથી, તિરસ્કારથી) મને એવા ઉત્તરની પડી નથી અનેક વિચારને અંતે મે મારૂં સમાધાન કરી લીધુ છે

સુ તો કહી નાંખો ને ?–ખાનગી નથી ને ?

ર (ગર્વથી) અને તે એ છે કે પતગ એક દૈવી એટલે કે પૃથ્વીથી પર એવી, સરકારી બાજી છે બોલો, તમને એમ નથી લાગતું ?

[ સુરભિ આ ઉહાપણ સમજી શકતી નથી પણ રત્નાકર એ જાણી જાય એવી એની મરજી નથી ]

સુ (એક પતગ પસદ કરતી) ખરૂં છે (ગાંઠ વાળતી) પણ પતગની વાતમા પતગ પોતે રહી જશે' લ્યો, વહેતી મૂકો.

[ અગાસીની કોર બહાર કાઢી, રત્નાકર પતગ ઉચકે છે ત્યા તો ઢીલી ગાઠમાંથી પતગ સરકી જાય છે

સુરભિ ને રત્નાકર સામસામુ તાકી રહે છે

આ જ ઘડીએ એક પતંગ સુરભિના પગ આગળ આવી પડે છે ]

સુ વાહ' એક ગયો ત્યા બીજો આ યો' રત્નાકર પરાયા પતગ પકડવા નહિં એ સાચુ પણ આમ પગે આવીને પડે એનું શુ કરવુ ? પછી ધર્મના ધતીંગ ક્યા લગી લબાવવાં ?'

[ ઉત્તર તરિકે રત્નાકર સ્મિત વેરે છે ]

સુ (એ પતગ ઉપાડતી) ત્યારે આને લઇએ ચોરીનો માલ ગમે વખત સંઘરવો એ જોખમ કહેવાય'

[ સુરભિ કીન્ના સાથે દોર બાધવા જાય છે તો પતગપર કઈંક લખેલુ જૂએ છે ]

સુ રત્નાકરભાઇ' જુઓ તમારા જેવા વિદ્વાનની આ અસલમિ કત હશે

ર: (સુરભિ વાંચવા જાય છે ત્યાં આડો હાથ નાંખી) રહેવા દેજો. એવું વાંચવામાં સાર નથી. શબ્દકોષમાં નાહ મળે એવા શબ્દોના એમાં નમુના હોય છે!

સુ: (આનાકાની જેમ) તો એટલું વિશેષ જ્ઞાન પ્રાપ્ત થશે.

ર: (સુરભિના હાથમાંથી પતંગ પડાવી લઇ) દુનિયા આખીને ઓળખીને શું કામ છે? (શાંતિથી સમજાવતો) હું તમારા ભલા માટે કહું છું કે એ વાંચવામાં લાભ નથી.

[સુરભિનું મન માનતું નથી.

રત્નાકરને એની ખબર પડે છે એટલે, આડો ફરી છુપી રીતે એ બધુ વાંચી લે છે. પરીણામે એની બુદ્ધિ બહેર મારી ગયા જેવું થાય છે.

અહિં સુરભિ તલપાપડ બને છે.]

સુ: (અકળાતી) હેરાન શું કામ કરો છો?–વાંચવા દો ને?

ર: (પતંગ સોંપી, સંતોષપૂર્વક) હવે બેલાશક વાંચો.

[સુરભિનાં નયન એટલી ઉતાવળી ઘુમરી ખાય છે કે એને કંઇ દેખાતું નથી. એટલે—]

સુ: (પતંગ પાછી સોંપી) તમે વાંચી સંભળાવશો?

ર: (નમ્રતાથી) એની ય ના નથી. (નર્મથી) શ્રવણ કરો.

જગનાં જીવન ઝાંઝવાં ત્યહીં પ્રેમતણી શી આશ?
ઉચાં અમારાં ઉડવાં રૂડો આભમહીં આવાસ.

(પતંગ બાજુએ મૂકી) કોઇ કવિહૃદયનું ઉદ્ગાન જણાય છે!

સુ: (ઇતેજારીથી) પણ લખનાર બાઈ કહેવા શું માગે છે? (ચીવટના ભારથી) મારે તો એ જાણવું છે!

[રત્નાકર લીટીઓ ફરી ફરી વાંચે છે.]

સુ: (રીસાતા રાગે) તમે આમ શું કરતા હશો?

ર: (ધીરજ'ભાર બની) શું કરૂં? સમજવું ભારી છે. ત્યાં સમજાવવું સહેલું ક્યાંથી લાગે? મને તો આમાં પ્રેમની શીસ્તુરીનો આભાસ થાય છે!

સુ: એમ? તો એ ક્યાં છેક અજાણ્યો વિષય છે? અમારે ભણતી વેળા પણ ક્યારેક એના જ દાખલા આવે છે! ત્યારે તમારે શીદ શરમાવું?

ર: (શરત જેમ) પણ નધાર્યો અર્થ નીકળે તો મને ખરાબ માણસ ન માનશો.

સુ: (ખુશમિજાજથી) હું તમને કેવા માનું છું; ને મારે તમને કેવા માનવા; એ તો મારી મરજીની સત્તા છે ને?

ર: (મુંઝાઇ જતાં) હું તો કેવળ સૂચના આપું છું.

સુ: (ઝરત) વગર માગી?

ર: (ચાકાઈ, મનમાં) આને પહોંચાય એવું નથી. (ચીડ ચાલી જતાં) અને અર્થ કહેવામાં ક્યાં મારી બહાદાનત છે? (પ્રકાશ) સુરભિ-બહેન, નકામું કોઈ સાંભળશે તો પંચાત પડશે. બાકી હું તૈયાર છું.

સુ: તો બોલી નાંખો. ભાઈભાભી તો પોતામાંથી ક્યાં પરવારે છે? ને ત્રીજું તો છે કોણ?

ર: (વિવેકના દંભથી) બહેન, સાંભળજો. કાં તો કવિ નિરાશાવાદી છે. જગના જીવનને એ ઝાંઝવાનું નીર માને છે. ને પછી પૂછે છે કે આવા મિથ્યા દર્શનમાંથી શુદ્ધ ને સાત્વિક પ્રેમની આશા શી રીતે રાખવી?

[અજે ફુગ્ગો ભરાયો છ એવું કલ્પી લઈ રત્નાકર ખુંખારો ખાય છે. પછી–]

ર: અને એટલે કવિ ગગનગામી જીવન સ્વીકારે છે. અર્થાત 'એની કલ્પનાઓ પોતાનો આહાર ચન્દ્ર, તારા, આકાશ, મેઘધનુષ્ય, ધૂમકેતુ વગેરેમાથી મેળવી લે છે.

સુ: (ખાલી વખાણ ખાતર) કેટલું સરસ !

ર: (પતંગનું ભૂત ભરાતાં) અને પતંગે પણ આવા કારણથી ઉચાં ઉડવું પસંદ કર્યું હશે.

સુ: (અશ્રદ્ધાથી) કદાચ હશે.

[રત્નાકર આ મતભેદ કળી નથ છે. પોતાની વાત ખરી છે એટલું સુરભિ આગળ પુરવાર કરવા એ થાય એટલી મગજમારી કરે એમ છે.]

ર: (અક્કડ બની) અને હવે મને એક વસ્તુસ્થિતિ સમજાય છે. આપણે ત્યાનાં લગ્નો મોટે ભાગે નિષ્ફળ કેમ નીવડે છે ?

[રત્નાકર સુરભિ સામું જોયા કરે છે.]

સુ: તમે શું માનો છો ?

ર: કારણ કે આપણે સ્વાર્થી એવી ધરતી ઉપર પ્રેમના પ્રયોગો અજમાવીએ છીએ. (મૌન પછી) મારૂં કહેવું સમજાય છે ?

સુ: (ઉતાવળું ડોકું હલાવી) હા...આ.

ર: તો એ નિષ્ફળતામાંથી બચવા માટે માર્ગ ખુલ્લો છે. પૃથ્વી અદ્ધરનાં સ્થળોમા લોકોએ ચાહતાં શીખવું જોઇએ. ઇશ્વર જો આકાશમાં રહેતો હશે તો એટલું એની નજીક પણ અવાશે!

સુ: દાખલા તરીકે ?

ર: (ડોલનમાં) કોઈ સરોવરની પાળે, કોઈ આમ્રવૃક્ષની ડાળે...

સુઃ (ટીખળથી) રત્નાકર, ઠેકાણે છો કે? આંગણે નળની ભૂંગળીઓ હોય, ઓરડે ફરીની વખાર હોય ત્યાં સરોવર ને આમ્રકુંજની કસરત કરવા કોણ જશે?

રઃ (અમરાઈ, મુંઝાઈ, ચીડાઈ) ને આ અગાસી પણ ઉપયોગમાં આવે એવી ખરી.

[ રત્નાકરની નિરાધારી નીરખી સુરભિ વાત સંકેલવાનું યોગ્ય સમજે છે. ]

સુઃ ભાઇ, રાતના ફાનસ ચડાવીશું ને?

રઃ (નિરાંત ઝીલવી) રાતની વાત રાતે. અત્યારે છેલ્લવેલાં આ કવિતાનો તો નિકાલ લાવીએ!

[ સુરભિ ગાંઠ બાંધવા લાગે છે. ]

રઃ સુરભિ, ગાંઠ એવી વાળજો કે જે છૂટે જ નહિ.

[ તુરત પ્રબુદ્ધ પ્રવેશે છે. ]

પ્રઃ રત્નાકર, ઉપરથી મારી એકે ય પતંગ અહિં સરકી આવી છે?

સુઃ પ્રબુદ્ધભાઇ, આ કે?

પ્રઃ (સાનંદ) વા...રૂ. ચગાવતાં હો તો તમે ચગાવો.

[ રત્નાકરમાં ગભરાટ, સુરભિમાં સંકોચ ને પ્રબુદ્ધમાં શાન્તિના ચિહ્નો તરવરે છે. ]

પ્રઃ (માથે હાથ ફેરવતો) હંઅ; રત્નાકર, તમને ગાંઠ વાળતાં ન આવડતી હોય તો, કહો તો, હું વાળી આપું. મને એનો અનુભવ છે.

[ રત્નાકરનું હૃદય થરથર કંપે છે. સુરભિ અશાન્ત બને છે.

વરસાદ આવી પહોંચે છે. ]

પ્ર: (ધીરે ધીરે) સુરભિ, રત્નાકર, હું તમારા બેમાંથી કોઇનો વાક જોતો નથી. એ વાક જ નથી. ખરું પૂછો તો એ મારો મનસુબો હતો. તમને એકઠાં કરવાનું, એકલા મૂકવાનું કાંઇ એમ ને એમ નથી બન્યું. આપણાં લગ્નોની અફળતાનું મૂળ કારણ આપણે પરિચય પહેલાં પ્રેમની ફરજ નાંખીએ છીએ તે છે. રત્નાકર, સુરભિને તેં ઓળખી છે: રૂપાળીએ જોયું, તરસાએ સાંભળ્યું; મેં જોયું ને સાંભળ્યું.

સુ: (બેબાકળી બની) પણ શું ?

પ્ર: સુરભિ, હું તને વગોવતો નથી. જે થયું છે તે જોઇતું થયું છે. (લાગણીપૂર્વક) રત્નાકર માટે તારો શું અભિપ્રાય છે ?

સુ: (શરમાયા જેમ) પસંદ પડે એવો ભાઈ છે.

ત: (વતાવળે) પણ તમારે ભાઇ ક્યાં નથી?

ર: (નયન નમાવી) ખરું. પહેલો ભાઈ પ્રબુદ્ધ: બીજો રત્નાકર.

પ્ર: (મિત્રજથી લાગણીવશ થઇ) એટલે આજનું તમારું વર્તન ભાઇબાંધુ જેવું હતું, કેમ?

સુ: (અપમાન સહન ન થતાં) ત્યારે વળી?

પ્ર: (મંદાયેલા જેમ) હું આવ્યો તે વખતનો તમારો મધુર વાર્તાલાપ...

ર: વાહ! એમ એકાદ વાક્યે માણસ સાઈનસ્તું નક્કી થતું હોત તો દુનિયામાં નરપિશાચો સિવાય કોઇ નજરે ન પડત!

[ પ્રબુદ્ધના અંતરમાં આગ વરસે છે. ]

ર: (હિંમતથી) પ્રબુદ્ધ, હું મારો ભાઇ ને સુરભિ મારી બહેન, નહિ ?— કેમ બને ?

પ્ર: (મન પલટી) એ તે કાંઈ સવાલ છે?

સુ: (ન રહેવાતાં, ધીરેકથી) ઉત્તર હશે.

ત: (સુરભિને, એજ અવાજથી) તમે વળી કયાં આડાં આવો છો?— જોયા કરો ને?

ર: (ગોટા વાળતાં) પ્રબુદ્ધભાઇ, સુરભિબ્હેન સાથે બ્હેન સિવાયનું સગપણ મારે અસંભવિત છે.

પ્ર: (રાડિયા અવાજે) તે શું એકલો જન્મ્યો એમ એકલા જીવવાનું વ્રત લીધું છે?

ર: (નફ્ફટ નિખાલસતાથી) નાં રે! એવાં શાં પાપ કર્યાં હોય?

પ્ર: (અંગારા વેરતાં) રત્નાકર' માણસાઇમાં છું કે?

ર: (નમ્રતાપૂર્વક) અલબત્ત. તારે એટલું જ જાણવું અધુરૂં છે કે મારે તરૂણાણી જેટલી તારે રસુલાણી વર્ષો થયાં છે.

[સુરભિથી નાની શી તાળી પડાઈ જાય છે.]

પ્ર: (વીજળી અનુભવી) ત્યારે સૌને કુંવારો હોવાનું શું જોઇને કહ્યા કરતો હતો?

ત: હંઅ...

ર: (શરમથી) એ તો અનેક કોલેજિયનોની કાયમની કુટેવ છે.— હું શું કરૂં?—ને તમે ય શું કરો?—કે કોઇ શું કરે?

[મનુષ્ય ને તરુણ સ્તબ્ધ જેવાં બને છે.
સુરભિ આશ્વાસન અનુભવે છે.
રત્નાકરનું દિલ ડંખે છે.
આકાશમાંથી એક તારો ખરે છે.]

# તંત્રીસ્થાનેથી

આ નવા અંકથી અમે 'વીણા'ની તૃતીય જન્મતિથિ ઉજવીએ છીએ. અમદાવાદના યુવાનોના આ ન્હાનકડા સમાજને મન આજનો

**નવો અંક**

અંક એ ઓછો વિજય નથી. દરેક અંક એ એક પગલું આગળ જ ભરે છે. નવીન વર્ષે દેવને બાળક નમે છે તેમ અમે પણ વીણાથી મંડિતકરા સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીને વન્દન કરીએ છીએ અને વિશેષમાં પ્રાર્થીએ છીએ કે ત્હેની સેવા કરવા અમે વધુ ને વધુ શક્તિ પ્રાપ્ત કરીએ.

એક વિદ્વાને પ્રશ્ન કર્યો કે 'વીણા'નું ધ્યેય શું ? અલબત, (અમારા પુરોગ તંત્રીની ક્ષમા માગી કહીશું કે) અનેકમાં એકનો ઉમેરો

**'વીણા'નું ધ્યેય**

કરવો એટલું જ ત્હેનું ધ્યેય નથી જ. એ ઉમેરા ઉપરાંત પોતાનું વ્યક્તિત્વ દર્શાવવાનું પણ ત્હેને ધ્યેય છે. ભવભૂતિએ વાગ્દેવીની સ્તુતિ કરતાં ત્હેને આત્માની કલા કહી છે. અમને લાગે છે કે એમા એણે સાહિત્યની અત્યંત ઉત્કૃષ્ટ ને સુન્દર ભાવના મૂકી છે. વાઙ્મય એ આત્માની કલા છે, દેહની નથી. ત્હેમા આત્માની જ સાત્ત્વિક સુવાસના હોવી જોઈએ. એ આત્માની શુચિતાના તત્ત્વથી અવિરોધવાળી વાણી તે જ ખરૂં સાહિત્ય છે. દેહનો વિહાર કે ત્હેની વાસનાનો વિજય એ સાહિત્યનો વિષય નથી. દેહની સ્થૂલ વૃત્તિને ઉત્તેજે તે સાહિત્ય જ નથી. જીવનને જરાક પણ ઉચેરા આનંદ આપે એને જ સાહિત્ય કહી શકાય.–પણ એ વિશાળ વિષય અહીં શી રીતે કહેવાય ? ટૂંકામાં 'વીણા' એ આત્મનઃ કલાનું ઉપાસક છે. એ છે તો બાળક પણ ત્હેના અભિલાષ એવું સાહિત્ય પીરસવાના છે. સરસ્વતીને વીણા આપવામાં યે ઘણું અર્થગાંભીર્ય છે. કારણ એના સંગીતને લીધે એ aesthetic આનન્દની સૂચક છે. 'વીણા'ને એવી વીણા બનવાના કોડ છે.

૧ એટલું ભાવના પરત્વે. બાકી 'વીણા' યુવાનોનું જ વિશેષતઃ છે ને તેથી યૌવનનું સાહિત્ય પીરસવું એ ત્હેનું બીજું ધ્યેય.

જોતાં વેંત જ જણાવો આ અંકનો ફેરફાર અંતર્ગત ફેરફારનો સૂચક લાગશે. 'વીણા' એ એક જ વર્ષ થયું ત્યાં પગલાં ભરવાને બદલે કૂદવાનું સાહસ કર્યું. પણ જેટલા જોરથી આગળ

ગતાંક

કૂદ્યું તેટલા જોરથી એ પાછું પડ્યું છે. આ અંકનું કદ, ચિત્રો વગેરે પહેલા અંકની જેમ રાખવા પડ્યાં છે. અત્યારે ત્રીજે વર્ષે આગળ વધવું જોઇએ ત્હેને બદલે પાછું ત્યાંને ત્યા એ ઉભું છે. કારણ? આંકડા કહે છે તેટલું માની લઇએ: પ્રથમ વર્ષે એક ચિત્ર વીસ ફરમાને પાંચસો નકલ; બીજે વર્ષે છ ચિત્રો ઓગણત્રીસ ફરમાને હજાર નકલ! પરિણામ સ્હમજી શકાય તેમ છે. ટીપે ટીપે સરોવર ભરતા 'સમાજ'નું આજ સરોવર ફાટ્યું છે. ત્હેને રૂપિયા પાંચસોની ચોકખી ખોટ છે અને બીજા અંકની પાંચસો નકલ ઉપરાંત આજ છાજલીએ ધૂળ ખાતી પડી છે. ટુંકામાં, 'વીણા'એ ન્હાને મોઢે મ્હોટા કોળિયા ભરી અનારોગ્યનો માર્ગ લીધો તેથી ત્હેની ઉપર અંકુશ ને સંભાળ રાખવા આ વખતથી તંત્રીમંડળ નીમાયું છે. અલબત બાળકને સ્વાતંત્ર્ય હોય જ પણ નિરંકુશતા ન હોય. વીણાએ સ્વાતંત્ર્ય તો નથી ગુમાવ્યું પણ નિરંકુશતાની ટીલી ત્હેણે વ્હોરી લીધી છે. અસ્તુ.

સમાજ કમાયુ ત્હેના કરતાં ત્હેણે ગુમાવ્યું ઘણું. એટલું ગુમાવ્યું કે કદાચ એ ખોટ વણપૂરાયલી જ રહે. સ્વ. રામપ્રસાદ જેશ્વરના જેવા સામ્ય સાધુહૃદયની સેવાપરાયણતા સમાજે વણપૂરી ખોટ ખોઇ તે ખોઇ જ. એવી સેવા કરનાર હવે સમાજને મળે ત્યારે ખઇ. સમાજની દરેક પ્રવૃત્તિ ને પ્રગતિ એમની પરમાર્થી મહત્ત્વાકાંક્ષાને જ આભારી છે. સમાજના દરેક કાર્ય માટેની એમની ચિવ્વટ, એમનો ખંત, ઉત્સાહ વગેરે અજબ હતાં. પણ એ 'હતા.' નિત્ય-પરિચયની વસ્તુ અવગણના માટે જ સરજાઇ હશે? એલિસબ્રિજ ઉપર દરરોજ ચાર ચાર વાર જનારા કેટલા જાણતા હશે કે ત્હેને કેટલા થાંભલા છે? જેશ્વરના ગુણ એમના સદૈવ પરિચયમાં આવ્યા છતાં ઘણાએ ન્હોતા જાણ્યા ને એમને અવગણેલા, પજવેલા. સમાજ જાણે એમાં, જરાક સાક્ષી પૂરતુ હોય તેમ ન્હેમના મૃત્યુ બાદ માન આપે છે.

આ અંક માટે જે જે લેખકોએ સહાય આપી છે તે માટે અમે તેમનો—દરેક લેખકનો વ્યક્તિગત ઉપકાર માનીએ છીએ અને એ જ

**લેખકો** રીતે દરવખત "વીણા"ના વદનમાં પોતાનો સૂર પૂરે અને તેના સંગીતને વધારેને વધારે સુમધુર મંજુલ ને વૈવિધ્યવાળું બનાવે તેમ વિનંતી કરીએ છીએ. એમને લીધે જ 'વીણા' છે એમ દરેક લેખક માને એ ઇષ્ટ છે. મહેફિલ વગર જલસો ન હોઇ શકે તેમ લેખકો વગર—તેમના નિરનિરાળા સૂરો વગર વીણાનું સંગીત શી રીતે નીકળી શકે ?

આ વખત એક જ મૌલિક ચિત્ર મૂકવાનું અમે ઉચિત ધાર્યું છે. ગુજરાતના યુવાન ચિત્રકાર રા. રા. ભાઈ કનુ દેસાઇના ચિત્રનાં વખાણ શું કરવા બેસીએ ? એ જોતા ઋતુસંહાર

**ચિત્ર** સ્મરણમાં આવ્યું એટલું તેમા સૌન્દર્ય છે એમ દરેક કલાપ્રિય સજ્જન સન્નારીને લાગશે. વિશેષ સમજૂતીની જરૂર છે? કુંકણુને તો આરસીનો ખપ નથી પડતો.

તંત્રીએ ખુલાસા તો કરવાના હોય જ. એક અગત્યનો ખુલાસો એ કે રા. રા. ભાઇ સ્નેહરશ્મિના કાવ્યમાં એક સુધારો થવો જોઇતો હતો તે અનિવાર્ય સંજોગને લીધે નથી થઇ શક્યો. તેમાં

**ખુલાસો** ચોથી પંક્તિમા "ભયંકર પ્રચંડ ઇન્ત સા" એ શબ્દોની જગ્યાએ "પ્રચંડ જણ્યા સમા" એમ જોઇએ. લેખકે જરા મોડું જણાવવાથી એટલું રહી ગયું છે.

ગતાંક પરત્વે વિગતો આપવામા તંત્રી વિષે અંગત ટીકા અમે કશી યે કરવા નથી માગતા. છતાં યે એમાં એવી ગન્ધ આવે તો

**ક્ષમાયાચના** અમે રા. રા. યશવન્તની માફી માગીએ છીએ. અન્તે આ તંત્રીનું ચોકુંક અંગત. મુંબાઈ રહેરહે પણ "વીણા" ના તંત્રીપદ દ્વારા સમાજની સેવા કરવાનો લાભ આપવા બદલ આ તંત્રી સમાજના સભ્યોનો નિસ્સ્ણી છે.

—તંત્રી

# સ્વીકાર

યુગપલટો અને મહાસુદર્શન લેખક રા. ન્હાનાલાલ દલપતરામ

કવિ. કીં. રૂા. ૧-૦-૦

શકુંતલાનું સંભારણું લેખક રા. ન્હાનાલાલ દલપતરામ

કવિ કીં. ૧-૦-૦

આજકાલની કેળવણી લેખક રા. પુષ્પ

કીં. રૂા. ૨-૪-૦

શૃંગાર ત્રિવેણી લેખક રા. શંકરપ્રસાદ છ. રાવળ

કીં. રૂા. ૧-૪-૦

પડદા પાછળ લેખક રા. યશવંત પંડ્યા.

કીં. રૂા. ૦-૧૦-૦

# યુગના યુગધર્મ

---

### ન્હાનાલાલ દલપતરામ કવિ

**पुरुषो वाव यज्ञः; तस्य यानि चतुर्विंशति वर्षाणि, त**
**प्रातःसवनं. चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनम्.**

પુરુષ તે જ યજ્ઞ છે. તેનાં જે ચોવીસ વર્ષો, તે પ્રાતઃસવ
છે. ચોવીસ અક્ષરની ગાયત્રી છે, ગાયત્રી પ્રાતઃસવન છે.

છાંદોગ્યોપનિષદ્, ૩/૧૬/૧

અમદાવાદની સાહિત્યોત્તેજક સમાજના પ્રાણરૂપ મંત્રી સ્વ
રામપ્રસાદ હરપાળ જેથરતું પોટ્રેટ રવિવાર તા. ૨૮ ઓગસ
૧૯૨૭ ની સ્હાંજે પ્રેમાભાઇ હૉલમાં સમાજ તરફથી ખુલ્લુ
મૂકવાના પ્રસંગનું ભાષણ.

---

શ્રી જ્ઞાનમન્દિર મુદ્રણાલય, રાયપુર-અમદાવાદ.

અમદાવાદના યુવકમંડળ !

ઉપનિષદ્ ભાખે છે કે જીવનનાં પ્રથમ ચોવીસ વર્ષો પ્રાતઃસવન છે, જીવનની પ્રથમ ચોવીશી ગાયત્રી છે.

એનો જન્મ ઈ. સ. ૧૯૦૧ના નવેમ્બરની ચોથી તારીખે; એનું મૃત્યુ ઇ. સ. ૧૯૨૭ ના જાનેવારીની ૨૦ મી તારીખે. પૂરી પા સદી ને અઢી માસની એની આયુષ્ય અવધી.

ઉપનિષદ્દ્દાર કહે છે કે એનું જીવન પ્રાતઃસવન હતું. એ તો પ્હરોડની ગાયત્રી ગાઈ ગયો.

પુરુષ તે જ યજ્ઞ છે; એ યજ્ઞમાં હવિ થઈ તે હોમાયો.

પાંચેક વર્ષ ઉપર હું એને પહેલ્હો મળ્યો ત્હારે સ્વપ્ને યે ન્હોતું કે આ અવસર મ્હારે આવશે; એના સ્મરણાંજલિ મ્હારે ઉચ્ચરવી પડશે, એને દર્ભાંજલિ મ્હારે અર્પવી પડશે.

એની દેહરેખાઓની તમારા કાર્યાલયમાં પ્રતિષ્ઠાને કાજે આજે તમે ટોળે મળ્યા છો જીવતાં જે તમારા સત્કર્મોની પ્રેરણા હતા, ત્હેનાં દર્શન ભાવીમાં યે તમારી પ્રેરણા હો !

એ જ ભારતની મૂર્તિપૂજાનું રહસ્ય; દર્શનેન્દ્રિય દ્વારા આત્મપ્રેરણા.

એ હતો યૌવનનો ઉછળતો ફુવારો.

એ રઘુવીરની નગરીનો નિવાસી હતો. અયોધ્યા કનેના ઝુપૈયા ગામે ગુજરાતને સ્વામી નારાયણ આપ્યા, અયોધ્યાએ આપણને આ ન્હાનકડો જુવાનડો આપ્યો. અયોધ્યા નગરીએ તો યુગયુગથી સારા ભારતને દીધું છેઃ અયોધ્યા નગરી આપણને કેમ ભૂલે ?

અયોધ્યા નગરીનો ગુણમહિમા વાલ્મીકિજીએ ગાયો છે, ભવભૂતિએ ગાયો છે, તુલસીદાસજીએ ગાયો છે. એ હતો ત્રેતાયુગ, આ છે કલિયુગ; એ હતા ગિરિરાજ, આપણે છીએ અણુપરમાણુ આજની અયોધ્યા નગરી જેવડો એ હતો અયોધ્યાનો વીર.

ચાલો આપણે યે ઉજવિયે આપણા યુગની યૌવનપૂજા.

મહાભારતમાં એક શ્લોક છે કે બ્રાહ્મણ વિદ્યાથી મ્હોટો, ક્ષત્રિય પરાક્રમથી મ્હોટો, વૈશ્ય સંપત્તિથી મ્હોટો, ને શુદ્ર વયથી મ્હોટો-ઘરડા ચારને ઘરનાં ઠાકા રહે છે તેમ. ગુણિજનમાં તો ભવભૂતિનું વચન સર્વસામાન્ય છે કે

गुणाः पूजास्थानं गुणिषु, न च लिंगं, न च वयः ।

ભવભૂતિ ભાખે છે કે વય નહિ, જાતિ નહિ; ગુણિજનોમાં તો ગુણ એ જ પૂજાસ્થાન છે.

એ ન્હાનકડો હતો, પણ ધણાનું પૂજાસ્થાન હતો.

આજ આપણે મળ્યા છીએ યૌવનપૂજાને કાજ: આયુષ્યના પાનખર પૂજને નહિ, વસન્તપૂજનને કાજ.

યૌવનમ્હોરેલાંઓ ! યૌવન એટલે જીવનની વસન્ત. વસન્તમાં જે આંબો મ્હોરતો નથી, એ આંબો ભાગ્યે જ પછી મ્હોરે-ફળે છે. પાછોતરા શ્રાવણિયા આંબા હોય છે, પણ તે કોક-ઘોડાક જ.

યૌવનમાં એ મ્હોર્યો ને યૌવનમાં એ આથમ્યો. ઉપનિષદ્કાર કહે છે કે જીવનના પ્રાતઃસવનની ગાયત્રી તે ગાઇ ગયો.

અભિમન્યુના જેવું કાંઇક. એ આભના અણુનો આ પડઘો. અભિમન્યુ તો હતો કુરુક્ષેત્રનો યોદ્ધાર.

આશાભર્યો, ઉત્સાહભર્યો, નવલખેલા કોડ ભર્યો, કંઇ કંઇ મનોરથ-મ્હોર્યો, ફુવારાની ધારાઓ શો, તેઉજળો; ને ઉછળતો આથમ્યો. બખ્તરિયો બખ્તર પ્હેરેલો જ પડ્યો.

મૃત્યુ રૂડું સારૂં ? દીર્ઘાયુષ્ય ભોગવી, ક્લેશ જ્યારે, જીર્ણાવસ્થામાં ચેતનશૂન્ય થઇ માટીમાં માટી મળી જાય તે ? કે ભરજોબનમાં મદગળ ગજેન્દ્ર સમા ચેતનભર્યા ચેતન્યસાગરમાં ડૂબી જવું તે ? પ્રભુ જાણે. જીવનનો આદેશ ( Mission ) પૂરો થયે જવું તે સર્વશ્રેષ્ઠ મૃત્યુ.

મ્હારી તો અટલ શ્રદ્ધા છે કે જગતમાં જન્મે છે તે પ્રત્યેક બાલક પ્રભુનો આદેશવાહક-Missionary છે, ન્હાનો કે મ્હોટો Message--bearer છે. 'બાલક એટલે પ્રભુનાં પયગમ્બર' એ કેવળ કવિતા નથી, જગતનું પરમ સત્ય છે.

અને સ્વ૦ વરતગરીનો એ પણ એક Message-bearer હતો અમદાવાદના સુરકમંડળને.

'યુવકમંડળને એનો શો હતો જીવનોદ્દેશ ?

ક્ષણે ક્ષણે–પળે પળે, અખંડ વાગતી દેવઘંટાની પેઠે, એનું જીવન ઉચ્ચરી રહ્યું હતું કે 'યુગના યુગધર્મ જાણો ને આચરો'.

અમદાવાદના આ વેળાના મ્હારા વસવાટમાં કેટલાક અસાધારણ જુવાનડા ચહેરની દિવાલમાં મ્હેં દીઠા. અવસર મળે તો પૃથ્વીનાં ઉંડાં પડ નહિ ત્હો પણ ઉપરનાં પડ તો ઉથલાવે. કહેવાતા આગણીઓ જેમની ખુશામદ કરે, એ ય આડા થાય તો, કોહાઈ ગયેલી ડાંખળી શા પોતાના બાગમાંથી એમને ઉશેટી દે. ગુણ પરખે ત્હાં પ્રાણ પાથરે; ધર્મ સમજે ત્હાં હૈયાં ઠાલવે; સાત્ત્વિક, પૂજ્યભાવથી છલકાતા, પ્રેમીજન શા કામાગરા, નદીની લહેરાતી લહરી સમા લહેરાતા, પુષ્પ સમા ચોમેર પરિમલ ફેરતા. ગુજરાતનો એ વસન્તકાલ ફૂલ્યો–ફાલ્યો, એને વીણનારો માળી યે ન મળ્યો, બીતરિયાઓએ ફૂલમંડળીઓ યે ન ભરી. એ વસન્તકાલ ૮૦ ટકા કરમાઈને ખરી પડયો.

પણ મ્હારો આશાવાદ કહે છે કે કરમાય ત્હો યે સાચાં ફૂલની ફોરમ ન જાય.

અમદાવાદ એટલું આજ રંક થયું છે.

આજે તો અમદાવાદે–ને ગુજરાતે ઘણુંઘણું ખોયું છે. જતન કરી સંચેલી કરોડોની સમૃદ્ધિ–ઢોરઢાંખર, ઘર, કઇંક જીવ, ને કેંક ગામ–હતી ન્હોતી થઇ છે. ભારતનો ગુલઝાર આજ તો ચૂંથાયો ગયો છે.

પેલા કહે છે ને કે કોર ન ભાગે ને શેટકો ખાવો. કાળ–પુરુષ આવ્યો. ગુજરાતની ફરતી કોર અખંડ રાખી વચલો ગર્ભ ભાગી ચાલ્યો.

અઠવાડવાનો જલકોપ–પૂરું અઠવાડિયું યે નહિ. શનીવારે હેલી બેઠી. પાંચ–૭ દિવસની જલઝડીઓ. પુષ્કરાવર્તક મેઘ સાંભળ્યા'તા, વાંચ્યા'તા; દીઠા ન્હોતા, દર્શન દઈ ગયા.

છપ્પનિયા પછી આવા મેહ વરસ્યા જ નથી. વરસ્યા ત્હારે વણસાડી ગયા. નર્મદા, તાપી, સાબર, ભાદર નહિ; ઢાઢર, વિશ્વામિત્રી, શેઢી, ભોગાવા: આછકલી છલકાઈ ગયાં, મ્હેકયાં ને બોળી ગયાં. જલકોપે કરોડોનું નુકશાન કીધું, ગુજરાતની પીરજને તારી.

ઠોકરપડ્યું ગુજરાત હસતે મ્હોંએ ઉઠશે. મ્હારી તો એ અફળ આસ્થા છે. આજે ભેળાયેલી વાડી કાલે પાછી ખીલી હશે.

ગુજરાતે–અમદાવાદે આજ ઘણું ખોયું છે; પણ આ તો હમતું એક આંબાવાડિયું પડ્યું. ધન ગયું આવશે; આયુષ્ય ગયાં નથી આવતાં. આ તો યૌવનમ્હોરેલો બાગ વેડાયો. આ જોબનગીન્નતો જતે શું ખોયું છે એનું યે અમદાવાદને ભાન હોય તો સારું.

પચ્ચીશ જ વર્ષનાં આયુષ્ય. પહેલી પચ્ચીશીમાં મ્હોરતા નથી તે ભાગ્યે જ પછી મ્હોરે–ફળે છે.

ઉપનિષદ્ કહે છે પહેલી પચ્ચીસી એ જીવનનો પ્રાતઃકાલ છે. ત્હારે મનુષ્ય ગાયત્રી ઉચ્ચરે છે, ત્હારે આત્મામાં સૂર્ય ઉગે છેઃ ત્હારે અન્ધારાં મટી અજવાળાં થાય છે, ત્હારે ચેતનના ફુવારા ફૂટે છે.

એના કુટુંબમાં તો એનાં મૂલ અણમૂલાં જ હોય ને ? વાણિજ્ય-વિશારદ થઈને રંક કુટુંબનાં ભાગ્ય પલટાવશે એ આશા ને આસ્થા ઉપર કુટુંબ નભતું હતું. એ આશા ને આસ્થા, અણપ્રફુલ્લી વેલની પેઠે, સમૂળી ઉચ્છેદાઇ ગઇ.

ગઇ વર્ષામાં બે મિત્રો પાંચેક દિવસની સફરે મુંબઇ ગયા. બન્ને ય સંગ્રહણીનો રોગ લઇને પાછા અમદાવાદ આવ્યા. આ વર્ષાના જેવી એ પાંચેક દિવસની ઝડીઓ. એક છ માસ પીડાયો; બીજો ત્રણેક માસમાં પૃથ્વી પરવારી ગયો. લ્હડતા-ઝઘડતા એ મિત્રોની બેલડી સદાની એમ વિખરાઇ ગઇ. સંસારમાં સંસારપંખીડું એકપંખાળું રહ્યું.

ફૂલના રૂપ ને સુવાસ અનુસાર મૂલ જગત આંકે છે. એનાં રૂપ ને પરિમલ શાં હતાં ?

ને એ તો ફૂલે ન હતો, ઉઘડતી કળી હતો.

એની સંસારસેવાઓ શી હતી ? એ બાલકડાની અમદાવાદને લોકો-પયોગિતા ઓછી ન્હોતી.

સત્તર વર્ષની વયે એણે સાહસ ખેડવા આદર્યાં. ઈ. સ. ૧૯૧૮માં વીશ પુસ્તકો ને એકબે છાપાં લઇને આસ્તોડિયા રોડ ઉપર The Students' Library–વિદ્યાર્થીઓનું ગ્રન્થાલય નામની સંસ્થા એણે સ્થાપી. ૧૯૨૧ માં એ સંસ્થાનું નવસંસ્કરણ થયું, અને સાહિત્ય ઉત્તેજક સમાજ નામ ધારીને એ રાયપુરમાં આવી. આજે જળોવાળાને નાકે રોજના સેંકડો સજ્જનો એ વાંચનાલયમાં દેશદેશાન્તરના સમાચાર વાંચે છે.

આ બુદ્ધિયુગમાં એને તો બુદ્ધિના બગીચા ઉગાડવાના કોડ હતા.

વર્ષે દહાડે ૨૦-૨૫ હજારને વાંચન પૂરૂં પાડે તે મ્હોટું વાંચનાલય હોય ત્હો યે મ્હોટું છે.

એ સાહિત્ય ઉત્તેજક સમાજ એ જ એનું સેવાધામ, એનું ધર્મમન્દિર. સાહિત્ય ઉત્તેજક સમાજ એ જ એનો યજ્ઞકુંડ, ને મંહી હવી થઈને તે હોમાયો: ઉપનિષદ્‌ના મન્ત્ર કહે છે કે પુરુષ તે જ યજ્ઞ છે.

એની સમાજ વ્યાખ્યાનમાલા રચતી. એ વ્યાખ્યાનમાલાનાં મૂલ સંખ્યાથી નહિ, વ્યાખ્યાનની વિદ્વત્તાથી મપાતાં. પ્રો. દાવર ને શ્રી બિન્દુભાઈ જેવા એકાન્તપ્રિય બ્રાહ્મણોને અનેક વેળા એના આગ્રહે સંસારસેવામાં ન્હોતર્યા હતા. પ્રો. દાવરની World Epics વિષયની વ્યાખ્યાનમાલાની પ્રેરણા મ્હારી હતી, પણ આટલી યે ફલસિદ્ધિના શ્રમ ને આગ્રહ એનાં હતાં.

મ્હને તો વારંવાર તે મીઠાશથી પજવતો. ને કોણ જાણે શું ? કોઇનો જ હું વશવર્તી એને વશ વર્તતો. વક્તૃત્વસ્પર્ધાની પરીક્ષા હોય તો 'કવિ ! ચાલો.' ઇનામો વહેંચવાનાં હોય તો 'કવિ ! આવો.' 'કવિ ! વ્યાખ્યાન આપો.' 'દાવર સાહેબનું ભાષણ છે, કવિ ! પ્રમુખ થાવ.' '૧ લી જાનેવારી આવે છે, અમારો વાર્ષિક સમારંભ છે. કવિ ! અધ્યક્ષસ્થાને બેસો.' 'વીણાનું પહેલું પ્રકાશન છે, કવિ ! લેખ આપો.' અમદાવાદમાં એ નવપ્રીતના જુવાનડાને હું વશ હતો એટલો તો મ્હારા સાહિત્યજીવનજૂના સન્મિત્ર બિન્દુભાઈને યે વશ નથી વર્તતો. એનાં આકર્ષણ અજબ હતાં.

એ હતો તરવરિયો જુવાનડો. પાણીદાર વછેરા શો તરવરતો આવે, ફુવારાનાં ફોરાં જેવાં વચનબિંદુએ વધાવે, ને શીખી જતો હશે એનાથી વધારે શીખવી જાય.

પ્રકૃતિથી જ એ હસેતો હતો.

ચોમાસાની ચાર માસની નદીનાં જેવાં એનાં ટૂંકાં આયુષ્ય. થોડો સત્સંગ આપવો હશે માટે જ કદાચ ગાઢ પરિચયની ઉંડી છાપ એ પાડી ગયો.

અમદાવાદમાં આવીને કેટલુંક મ્હેં ખોયું છે, કેટલુંક હું પામ્યો છું. પ્રો. દાવર મ્હને મળ્યા, શ્રી બિન્દુભાઈનો સ્હોતો મળ્યો એટલો પરિચય મ્હને મળ્યો, કેટલાક મહામૂલા જુવાનડા મ્હને મળ્યા, અણુશીખ્યા ને અણમોલ અનુભવપાઠ મળ્યા. એમાં એક મોંઘેરૂં યુવકમંડળમાંનું રત્ન રામપ્રસાદ મ્હને મળ્યો. જમેઉધારની મ્હારી દિલની નોંધપોથીમાં એ એક બહુમૂલી જમે વસ્તુ હતો.

મ્હાવતનું બાલક હાથીને પાણીઆરે દોરી જાય એમ એ મ્હને દોરી જતો. કમજાતી પેઠે હું એને અંદમાં રમાડતો ને એ રમતો.

૧૯૨૧ માં અમદાવાદની સરકારી હાઇસ્કૂલમાં તે મેટ્રિક્યુલેશન વર્ગમાં હતો. યુરોપના મહાસંગ્રામની સમાપ્તિએ 'શાન્તિ ને સ્વતંત્રતા'ના ચાંદ વિદ્યાર્થીઓને વ્હેંચાયા. એ ચન્દ્રક એને પરતન્ત્રતાના ચન્દ્રક લાગ્યા. રામપ્રસાદે સરકારી હાઇસ્કૂલ છોડી. અમદાવાદના અસહકારનું એ આશ્ચર્યજનક વિરલ પંકજ હતો.

એ જુવાનડાની Social Usefulness–લોકોપયોગિતા કંઇ કંઇ મ્હોટેરાંને શરમાવે એવી હતી.

હિંદુ સંસારની Social Economic–સાંસારિક અર્થવ્યવસ્થાની કશીક ભૂલ છે એમ નથી લાગતું ? પેલું ઉમેરમાં કહે છે તેમ હિંદુ જુવાનડાંઓને ભીખુવૃત્તી બે છેડેથી સળગાવવાની–To burn the candle at both the ends સંસાર ફરજ પાડતો નથી !

રામપ્રસાદ હરપળ જેશર એટલે જોબનનાં રમતિયાળ પૂર, એનું Driving force અનુલક્ષ હતું. પરમાર્થનાં કામ કરતો, ને કામ કરાવતાં એને આવડતું.

હરણાંનાં જૂથ હોય. એને એકલો દીઠો નથી. બેચાર સંગાથીઓથી ઘેરાયલો જ આવે, કંઇ કંઇ વિચારણાઓ ચાલતી જ હોય. ગરીબોને પુસ્તક આપવાં છે; કોઇકને રીતી સહાયતા કરાવવી છે; પુસ્તકાલય, વાંચનાલય, વ્યાખ્યાનમાલા, વકતૃત્વસ્પર્ધા, વીસા: જુવાનિયાઓમાં શુદ્ધિના બગીચા ઉછેરવાની, યુગના યુગધર્મની કંઇક એવી ન્હાનકડી મૌવનની યોજનાઓની ગડમથલ ચાલતી જ હોય.

એ તો હતો હમેશનો haste–hurry માં: કંઇક કરી નાંખું, છોડ વાવ્યો ત્હાં ફૂલ ઉતારું. પણ એમાં કાંઇક ભૂલ નથી થતી ?

East ને અધીરિયું કહેતાઃ દશે કે નહિ હોયઃ East આજે જાગી છેઃ ત્હારે અતિ ઉતાવળે તો નથી દોડતી ને ?

ખરૂં છે કે Life is short and Art is long.

ખરૂં છે કે મહાપ્રજાઓની શરતમાં પાછળ પડી ગયા છીએ.

ખરૂં છે કે આ મોટરયુગ છે, વીજળીયુગ છે.

છતાં થજો, વિચારશે. યુવકમંડળ ! પ્રજાજન ! રથવાળા, બ્હાવરા, અતિઉતાવળિયાં તો આપણે નથી થતા ને ?

પ્રજાના પૂર્વજનાં, અનુભવિયા વડીલોના અનુભવબોલ એ છે કે 'ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર.'

દલપતરામને નહિ પૂછિયે-ગુજરાતવિદિત છે કે એ તો ધીરપનો મન્ત્ર પ્રજાને સંબોધી ગયા છે. નર્મદ, વીર નર્મદ, કંઇ કંઇ સંસારજંગોનો જંગી નર્મદ કહે છે કે

રણ તો ધીરાનું, ધીરાનું;
નથી ઉતાવળા-કાયરનું:
રણ તો ધીરાનું, ધીરાનું.

શરતના મયૂદાનમાં શરતના ઘોડાને આપણો સંસાર Overstrain તો નથી કરતો ને ? હિંદુ સંસાર વછેરાઓ કનેથી ઘોડાનું કામ તો નથી લેતો ને ? સંસારમાં ઠામઠામ-અનેક અર્થોમાં-આપણે બાલલગ્ન તો નથી કરતા ને ?

આપણા સંસારની કદાચ આજ બાળલગ્નની ભૂલ છે, ઉતાવળે આંબા પકવવાની ભૂલ છે. આપણી Social Economics ની ક્યહાંક ભૂલ છે. આજ આપણો સારો સંસાર Re-adjustment માગે છે.

આજે કેટલાક ઘૈડિયા જુવાન છે, તો ઘણા જુવાનડા ઘૈડિયા જેવા છે.

વસન્તપાંખો પ્રગટે તે વીર. સાહસ ને પરાક્રમ એ બે છે યૌવનની પાંખો. ગણુત્રીના આંકડા મૂકે તે પહેલી પચ્ચીસીમાં હોય ત્હો યે બીજી પચ્ચીસીનો બુઢાપો સેવે છે.

એ ખરૂં છે કે સંસારના રાજમાર્ગે ક્યહાંક ભૂવા પડેલા છે, ક્યહાંક અંગારા પાથર્યાં છે, એટલે જોઇ જોઇને ડગ ભરવાં પડે.

છતાં દૃષ્ટિએ રાજમાર્ગ દીઠા પછી, માર્ગની મુશ્કેલીઓ ને પન્થમાં પડેલા પહાડ નિરખી લીધા પછી, વિચારણા ને-નિર્ણય પછી લડથડતો ચાલે છે કે પંખીની પાંખે ઉડે છે એ જ પુરુષાતનનો તાજો. પછી પ્રેરણાને પગલે થનગનતો સંચરે, મૃત્યુની અઘોર ખીણમાં યે હસતે મુખડે ઘોડીલા ખેલાવે એ અભિમન્યુ શા યૌવનલાડીલા. કુરુક્ષેત્ર હારી, અઢાર ક્ષૌહિણીના સંહાર કરાવી, સરોવરતળિયે જલગુફામાં સન્તાઇ રહી, જીવન વ્હાલું કરે એ આયુષ્યને આરે ઉભેલા ક્ષીણબુદ્ધિ દુર્યોધન.

આજે તો વિચારવું એ પાપ નથી, ધર્મ છે. વિચાર્યા-વિચાર્યા પછી નિશ્ચય-સંકલ્પ ન કરે એ આતમબળનાં અધુરિમાં. નિશ્ચય કીધાં પછી હિંદુ શાસ્ત્રો તો કહે છે કે 'પર્વત શા અડગ ને અડોલ થાવ; કૃતાર્થ હો!'

યુવકવૃન્દ હો! આજનો યુવકસંઘ એ આવતી કાલનો સંસારસંઘ. અમદાવાદે આજ આજનો ઉમંગી સેનાની ખોયો છે, આવતી કાલના સંસારસંઘનો સેનાપતિ નહિ તો સામન્ત ખોયો છે.

એની ભૂલો યે જાણું છું; એ નહિ ગણાવું આજ. સ્વાદેન્દ્રિયને સંયમમાં રાખી હોત તો કદાચ આજે એ અંહી આપણી સંગાથે હોત.

એ સાચ જેવો નીડર હતો. સુભટ જેવો વીર હતો. યુગનો યુગધર્મ એ શીખ્યો હતો; શીખ્યો હતો એટલું જ નહિ, પાળતો હતો.

એનું પુરુષાતન વજ્ર જેવું કઠોર થતું, ફૂલ જેવું ફુમળું યે હતું. એ માત્ર પ્રસંશાનું મીઠડું મધ ન હતો. કડવાં સત્ય કહી કહી જ ન શકે એની નીડરતા Theoretical છે, વલ્ધ્યા સમી છે. કડવાં સત્ય એ કહી યે શકતો, સાંભળી યે શકતો.

કરમાવું એના ભાગ્યમાં હશે, કુલજનોને રોતાં રઝળાવવાં એનું નિર્માણ હશે, બાળપત્નિને વૈધવ્યભાર વહવાનો હશે, મિત્રમંડળીને એના ગુણ સંભારી સંભારી સ્મૃતિપડના શાકડા ઉખેળી ઉખેળી મંહીની મધમાંખોના ચટકા ખમવાના હશે; નિર્માણ ને ભાગ્યની વાતે વગમિયે એટલે પુરુષાર્થ ને પરાક્રમની દલીલોનો છેડો આવે. સજ્જનો! 'પુરુષાર્થપર તે પ્રારબ્ધ.'

આપણા સંસારને સંભળાવો કે 'ત્હારી Social Economics માં ક્‌હાંક ભૂલ છે.'

ત્હમે સાંભળી લ્યો કે એને ઓળખાવવાને આ છબિ નીચે એટલું જ લખજો કે 'યુગના યુગધર્મે જીવતા મથતો જુવાનડો.'

૧૯૦૯માં ઇન્દુકુમારનો પહેલો અંક છપાયો ત્હારે એમાં આવુંક લખ્યું હતું કે

ભારતનાં ભાગ્ય હજી
આછે કંકુએ આળેખાયેલાં છે.
પ્રજાનાં પ્રાયશ્ચિત પૂરાં થયાં નથી.

આટઆટલાં વર્ષોના અનુભવ પછી આજે યે એ જ આછાં કુંકુંમ

ઝંખાય છે. ઇર્ષ્યા, દ્વેષ, કપટ, જાુઠાણાં, સ્વતન્ત્રતાને નામે નીતિની, ધર્મની, સત્યની, સાચી સનાતન સર્વદેશીય પાળો તોડની; એ છે આજનાં આપણાં ભાગ્યનિર્માણ.

પ્રભાત પડ્યું છે, હજી દિવસ ઉગ્યો નથી.

તેથી મૂર્છાપડી આપણી મહાપ્રજા સળકે છે, પણ ઉઠતી નથી. એનાં અંગઅંગમાં કુસંપ છે, એકતાનતા નથી; સ્થૂલની શિથિલતા છે, આત્માનાં જોમ હજી નથી.

વસ્તુસ્થિતિ વચ્ચે ઉભતાં અડંગ આશાવાદીના યે પાય ક્ષણેક થંભી જાય છે. આજ આપણે દેશે પત્થર ફોડીને તરુવરને ઉગવાનાં છે.

પર્વતની શિલાઓ આજ ફરતી પડી છે. એ સંસારશિલાઓને દળીને એના ખાતર પૂરી સંસારને ફુલદ્રુપ કરવાનો છે.

ભારતીય મહાપ્રજા સંસારને ફુલદ્રુપ કરશે.

ગરબાનાં શતછિદ્રોમાંથી અજવાળાં ઝરી જાય, છતાં મ્હાંયલો અખંડ દીવડો ન હોલવાય. પ્રજાનો આત્મપ્રદીપ એવો અખંડપ્રભાળો છે.

એમ આશાવાદીઓનો આશાવાદ પાયાસનો નથી.

ખરૂં છે કે એ ઉત્સાહ જોઇશે, એ પ્રેરણા જોઇશે, એ પરાક્રમ જોઇશે, જે પૃથ્વીની મહાપ્રજાઓએ દાખવ્યાં છે. ભારતની મહાપ્રજાનો પુનરવતાર કરવાને જગતની મહાપ્રજાઓએ ખેલેલા વીરત્વ ને પરાક્રમ ખેલવાં પડશે. યુગના યુગધર્મ જીવવા જોઇશે.

જલકોપ એટલે ગુર્જર દેશે જાણે આજ આભ ફાટ્યો છે. પણ જોજો, ગુર્જર વીરો ફાટ્યા આભને યે થીગડાં દેશે.

શ્રી હરિ આજ આપણી કસોટી કરી રહ્યા છે. ૧૯૧૪ થી ૧૯૧૯—પાંચપાંચ વર્ષ દાવાનળ ઝીલી યૂરોપ પી ગયો. દિન ઉગે ને કરોડોના ધૂમાડા કીધા. પ્રભુ પૂછે છે કે ગુજરાત એક પંચકે એવો ગેબનો ઘા ઝીલી શકે કે નહિ? ગુર્જર સેનાનીઓ સ્પાર્ટાના છે કે રોમના વિલાસયુગના છે?

ગેબે પ્રશ્ન નાંખ્યો છે, ગુર્જરરાષ્ટ્રે ઉત્તર વાળ્યો છે.

ગુર્જરપ્રજા પરીક્ષામંડપમાં જાણે બેઠી છે. ગેબનો ઘા ગુજરાતી હિંમતની ઢાલે ઝીલ્યો છે. મુંબઇ ગુજરાતમાંનાં સહુ ફંડોનો સરવાળો કરું: વીસ દીવસમાં વીસ લાખ રૂપીઆ સંકટનિવારણાર્થે આપ્યો છે.

મુંબઈમાં, ભરૂચમાં, વડોદરામાં, ચરોતરમાં, અમદાવાદમાં, ભાલમાં, નળકંઠામાં, ઝાલાવાડમાં,—સરકારી દરબારી પ્રજાગણુનાં ગુર્જર સંતાનો ધૂણી રહ્યાં છે. જલકોપના પંચકમાં જીવને જલપૂરમાં નાંખી સેવા કીધી છે, એમની સેવા છે સાચા વીરની સેવા. એમના ધર્મકર્મ ઉચ્ચારે છે કે યુગના યુગધર્મના બોલ એમણે સાંભળ્યા ને ઝીલ્યા છે. Unawakened, unprepared—અહિત આહતબ્હાવરા, છપ્પનિયામાં હતા ત્હેવા સૌ આજ નથી. આ પચ્ચીશીમાં રાજપ્રજાએ એ પાઠ ઝીલ્યા છે. પ્રજા એટલી ઘડાઈ છે, ગેબના ઘા ઝીલવા એટલી સામગ્રીસજ્જ છે.

ને એ જ પચ્ચીશીમાં એ જન્મ્યો, ઉછર્યો ને આથમ્યો. એ યે ગુર્જર મહાપ્રજાનો ખોળેધીધો સપૂત હતો.

રામપ્રસાદ હરપાળ જોષ્હિર યુગના યુગધર્મે જીવવા મથતો માટે આજ એને સંભારિયે છિયે, વન્દિયે છિયે, અંજલિ અર્પિયે છિયે. પુરુષ એજ યશ છે.

ગુર્જરરાષ્ટ્ર—ભારતરાષ્ટ્ર આજ એવા જુવાનડા ઘડે છે જે યુગના યુગધર્મ જીવી જાણે. નવું ભારત—નવું ગુજરાત, જોબનઝલકાતું ચારિત્ર્યશાળી ગુજરાત આજ ઘડાય છે.

ગુજરાતે નવવસન્ત બેઠી છે.

એ ફળી હતો, પુષ્પ ન હતો; એ ફ્રમતો હતો, આપેડ ન હતો; એ ઘડાતો હતો, અનુભવપક્વ ન હતો.

પણ જુવાનીમાં એણે જોમ દાખવ્યાં, એટલા આધેડ ચોડાક દાખવે છે. પચ્ચીશીમાં પગલાં એ પાડી ગયો એવાં પચ્ચાસે યે ચોડાક પાડે છે.

ચોડાકમાંનો એ એક હતો, માટે આજ એને સંભારિયે છિયે; માટે આજ એની ગુણપૂજા માંડી છે.

એ એક શબ્દ થઇ ગયો. ઉચ્ચારેલા શબ્દને યે વાયુમૂર્તિ છે. એ તો એક સ્મરણશબ્દ થઇ ગયો. આ છબી એના સ્મરણચિહ્નરૂપે સ્થાપો છો: જીવતી રહેશે ત્હાં સુધી સાહિત્ય ઉત્તેજક સમાજ એ જ એનું સાચું સ્મરણચિહ્ન છે.

અમદાવાદના યુવકવૃન્દ! એની સ્મૃતિઓ ત્હારાં સત્કર્મની ઉત્તેજના ને પ્રેરણા હો! મ્હારી નિશ્ચળ શ્રદ્ધા છે કે મગનભાઇની હવેલીના બેપાના એ સપૂતને રાયપુર ચકલાના જુવાનડા જલ્દી વિસારશે નહિ. મ્હોટા કહેવાતા ઘણાં કરતાં તે મ્હોટો હતો.

શેલી કહે છે કે ફુલ કરમાય, પણ સુવાસ પાછળ તરવરે; ગીત લય પામે, પણ સુરાવટ પાછળ સાંભર્યાં કરે. એના જીવનની સુવાસના ને એના આત્માની સુરાવટ આપણને એમ દીર્ઘ કાળ સાંભર્યાં કરશે.

ઉપનિષદનો મન્ત્ર ઉચ્ચરે છે કે પુરુષ તે જ યજ્ઞ છે; ને હવિ થઇને સૌએ મંહી હોમાવાનું છે. પ્રથમ ચોવીશી પ્રાતઃકાલ છે, ને એ પ્રાતઃકાલે આત્મા ગાયત્રી ઉચ્ચરે છે.

વન્દન હો આત્માનાં ગાયત્રીરૂપ એ યૌવનનેઃ સહસ્રધા વન્દન હો!

સ્વપ્નું હતો, ને એ એક સ્વપ્નું થઇ ગયો.

આજના આપણા એક જુવાન કવિ આંખમાં સ્વપ્નાં આંજે છે; ને પ્રજાને પૂછે છે કે

સ્વપ્ન લેશો રે? સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફુલગુલાબી સ્વપ્ન લેશો રે?
કોઇ સ્વપ્ન લેશો રે?

× × × ×

વસન્તના ખોળા મંહીથી સરી પડ્યાં એ સ્વપ્ન!
હ્રદયની મૃદુ ફુલકટોરી મંહી ઝીલ્યાં એ સ્વપ્નઃ
કોઇ સ્વપ્ન લેશો રે?
આવો, ઉઘાડો પોપચાં, હું આજું માંહી સ્વપ્ન;
જીવન પણ બની જશે મીઠું મનોહર સ્વપ્નઃ
કહો, શું મૂલ દેશો રે?
સ્વપ્ન લેશો રે? સુન્દર સ્વપ્ન લેશો રે?
મીઠાં મધુરાં ફુલગુલાબી સ્વપ્ન લેશો રે?
કોઇ સ્વપ્ન લેશો રે?

ખરેજ! યૌવન એ જીંદગીની સ્વપ્નવાટિકા છે.



પત્ની સ્વ. પતિનીશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.